*Vallabhjee Ramjee.*

# પ્રસ્તાવના

મારી કેટલીક ઐતિહાસિક વાર્તાઓ 'સોલંકીયુગની કીર્તિ-કથાઓ' નામે બહાર પડે છે કાળની ગતિને વશ થઈ અંધકારમાં વિલીન થઈ ગયેલા અણહિલપુર પાટણના મહારાજ્યની ગાદીએ આવનાર સોલંકીઓના સમયના સ્મરણીય પ્રસંગોને વીણીને વાર્તાઓ રૂપે આ સંગ્રહમાં ગુંથ્યા છે બીજા ઘણાયે પ્રસંગો આલેખન માગે છે એક જ પુસ્તકમાં બધા સમાવી શકાય તેમ નથી

ગુજરાતની જાહોજલાલી અને સમૃદ્ધિ તો ઇતિહાસપ્રસિદ્ધ છે એ સમૃદ્ધિના વખાણે તો કલ્યાણના રાજા ભુવડને ગુજરાત જીતવા લલચાવ્યો, પંચાસરનો જયશિખર હાર્યો અને માર્યો ગયો, પણ નમ્યો નહિ વનમાં જન્મેલા વનરાજે ગુજરાતનું રાજ્ય પાછું હાથ કર્યું અને સંવત ૮૦૨માં અણહિલપુર પાટણ વસાવ્યું

અણહિલપુર વસ્યું ને ગુજરાત પુનર્જીવન પામ્યું મામાની ગાદી લઈ મૂળરાજ મહારાજે સોલંકીવંશ સ્થાપ્યો સોલંકીઓના સમયમાં પાટણનું રાજ્ય મહાસામ્રાજ્ય બની ગયું-ગુજરાતની જાહોજલાલી પરાકાષ્ઠાએ પહોંચી એ સમયનો ઇતિહાસ વાંચતા જાણે કાલ્પનિક કથા વાંચતા હોઈએ તેવો ભાસ થાય છે

મધ્યયુગના એ ગુજરાતના ઇતિહાસમાં અણહિલપુર પાટણ સૌથી ઉંચું કોટીયું કરે છે. પાટણના મહારાજ્યનું એ પાટનગર હતું. મારા ભારતવર્ષમા પ્રખ્યાત હતું. પાટણની શોભા દેવનગરીનો ખ્યાલ આપતી, એ પાટણ હાલ નથી—જે નવું પાટણ વસ્યું છે તે જુના પાટણનો ખ્યાલ આપી શકે તેમ નથી. જે પાટણને રક્ષવા કરણઘેલો છેલ્લું નિષ્ફળ યુદ્ધ લડયો તે પાટણ તો જમીન નીચે દટાઈ ગયું છે. સિદ્ધરાજ મહારાજના સમયનો લોખંડી કોટ, ભવ્ય સહસ્રલીંગ, ગગનચુંબી મહાલયો, અસંખ્ય દેવાલયો કયાં ગયાં તેનો પત્તો નથી. સારા માર્ગે પત્થરોના ટુકડા ને ઇંટોનાં રોડાં પથરાયેલાં પડયાં છે.

દ્વાશ્રય ગ્રંથનો કર્તા જે પાટણને વર્ણવે છે તે પાટણ કયાં છે ? જે પાટણનો બાર બાર ગાઉ ફરતો ઘેરાવો હતો, જેમાં ચોરાશી ચોક અને ચોરાશી ચૌટાં હતાં; જેમાં અસંખ્ય દેવાલયો, પ્રાસાદો ને પાઠશાળાઓ હતી; જેમાં સોના રૂપાના શિક્કા પાડવાની ટંકશાળો, આયુધાગારો, હાથીખાનાં અને હાથીદાંત, રેશમ, મણિ, મોતી, હીરા, સુગંધી વસ્તુઓ, કલાકારીગરી, નાણાવટ વિગેરેનાં પૃથક પૃથક મોટાં બજારો હતાં; જે પાટણમાં વેદની ચર્ચાઓ થતી; જૈનધર્મના મહાઆચાર્યો બિરાજતા; જે પાટણમાં છપ્પનકોટિપતિઓની ભૂંગળો વાગતી, કોટિપતિઓની હવેલીઓ પર ધજાઓ ફરકતી અને જે પાટણનો વેપાર એટલો બધો હતો કે દરરોજની લાખ ટકા આવક તો જકાતની આવતી—એ સમૃદ્ધ પાટણ—માનવસાગરસમું ઉભરાતું પાટણ—શણગારેલા હાથીઓ અવરનવર જેના માર્ગો પર ફરતા તે ભવ્ય પાટણ કયાં છે ?

યશોવર્માને જીતી પાટણ પાછા પધારતાં વિજયોત્સવની રાત્રિએ દીપમાળાની રોશનીથી ઝગમગતા પાટણને જોઈ સિદ્ધરાજ મહારાજ 'પાટણના રાજમહેલમાં' નામની આ સંગ્રહની વાર્તામાં શોચે

છેઃ-;" એકદા આ પાટણે નહિ હોય ! " એ ગમગીનીનો પડઘો પાડવો રહ્યો છે.

**પાટણ પર નાશનાં મોજાં ફરી વળ્યાં છે**

જુના કોટનો એક બુરજ છેલ્લો ક્ષત્રિય રાજા અહીં લડયો છે તેની કલ્પના ખડી કરી જુનું પાટણ જોવા જનારને ગમગીન બનાવે છે. રાણીવાવના ઉંડા ખાડામાં રહેલું થોડું પાણી અને જજુમતા કારીગરીવાળા પત્થરો ગત ગૌરવનો ખ્યાલ આપવા મિથ્યા પ્રયત્ન કરે છે.

કાળચક્ર ફરી વળતાં પાટણની જે અવદશા થઈ એવી જ બલ્કે એથીયે બુરી અવદશા ગુજરાતમાં ઠેરઠેર વેરાઈ પડેલા સોલંકીઓનાં અસંખ્ય સ્મારકોની થઈ છે.

નામ અમર કરવા-કીર્તિકેરાં કોટડાં ઉભાં કરવા-એ યુગના મહત્વાકાંક્ષી જીવો તલસતા. મહદ્ કાર્યો કરી, વીરતાનાં કાર્યો કરી કે સદ્કાર્યો કરી તે કીર્તિની સુવાસ ફેલાવતા-પોતે ન હોય ત્યારેય યુગયુગના માનવીઓ તેમને સંભારે તે માટે ભવ્ય સ્મારકો બંધાવતા.

પાટણના સોલંકીઓએ એ દિશામાં પાછું વાળી જોયું નથી. જે રૂદ્રમાળ મૂળરાજ મહારાજે બંધાવવો શરૂ કર્યો અને સિદ્ધરાજ મહારાજે પુરો કર્યો તે બંધાવતાં એક કવિત કહે છે કે ચૌદ કરોડ મહોર કાગળે ચડી.

એને આપણે ધર્મભાવના કહીએ-કીર્તિની લાલસા કહીએ-કલાભક્તિ કહીએ કે પ્રજાકલ્યાણની વૃત્તિ કહીએ-જે કહેવું હોય તે આપણે અત્યારે કહી શકીએ છીએ. પણ પૃથ્વી પર દૈવી કલા સર્જાવવાના કોડ તો સોલંકીઓ જ કરી શકે. કાગળ પર ચૌદ કરોડ મહોર તો પાટણના રાજવિઓ જ ચડાવી શકે અને પ્રાણધર ગંગાધર જેવા શિલ્પીઓ સોલંકીઓને જ મળી રહે.

એ સમયમાં અગણિત દેવાલયો, જળાશયો, વાવો, કુવાઓ, તલાવો, કિલ્લાઓ અને કીર્તિસ્થંભો બંધાયાં. તેમાંનાં ઘણાંખરાં જમીનમાં સમી ગયા છે–કેટલાંકનાં અવશેષ ઉભાં છે–બહુ થોડાં જ મૂળ કલા અને ઉપયોગ સાચવી શક્યા છે.

સિદ્ધરાજ મહારાજે દિગ્પાળો આરાધ્યા એટલે કદાચ રૂદ્રમાળનાં નામનિશાન રહ્યાં છે. દર્ભવતી–હવે ડભોઈના નામે ઓળખાતા શહેરના ભાંગ્યાતુટયા કિલ્લાનો ' હીરાભાગોળ ' નામનો દરવાજો તેની સુંદર કોતરણી અને કલાકારને લગની કરૂણ ઘટનાની દંતકથા જાળવી રહ્યો છે. સહસ્રલીંગ જ્યાં હતું તેમ કહેવાય છે ત્યાં તો ગાયકવાડી રેલ્વેના પાટા દુર મશ્કરી કરતા સીધા ચાલ્યા જાય છે. જસ્મા અને મયાની દહેરીઓ સામસામી ઉભી છે. વીરમગામનું મુનસર કંઈક શોભા ને ઉપયોગ રાખી રહ્યું છે. ધોળકાનું મલાવ મિનળદેવીનો ન્યાય દાખવવા વકતા સેવી રહ્યું છે. આ સિવાય મોઢેરામાં, ઝીંઝુવાડામાં અને અન્ય સ્થળોએ સ્મારકો ભાંગ્યાંતુટયાં રહ્યાં છે. ગુજરાત અને સૌરાષ્ટ્રમાં વાવ તલાવો સોલંકીઓની સ્મૃતિ કરાવે છે; પરંતુ પુરો ખ્યાલ પામવા તો પ્રાચીન કવિત કે શિલાલેખો જ વાંચવા રહે છે.

ફકત સિદ્ધરાજ મહારાજના સમયમાં શું શું થયું તેનું વર્ણન સ્વ. કવીશ્વર દલપતરામે પોતાના ગુજરાતના ઐતિહાસિક પ્રસંગો અને વાતાઓ નામના પુસ્તકમાં એક કવિત ઉપરથી ' સધરા જેશંઘનાં કમઠાણો ' નામના પ્રકરણમાં કર્યું છે.

એમા લખ્યું છે કે, " સધરા જેશંઘે ૭૨૨૪ વાવો કરાવી, ૫૦૦૦ તલાવો ધરતી પર કરાવ્યાં–તેમાં ૨૦૦ બંધીઆર હતાં, દસહજાર પ્રાસાદો બંધાવ્યા, સવાલાખ પરબો બેસાડી, એકલાખ અને નવ કન્યાદાન દીધાં, સાઠહજાર તપસીની મઢીઓ કરાવી, બોંત્તેરહજાર ધર્મશાળાઓ કરાવી.....

" ઉપરાંત શિહોરમાં બ્રહ્મકુંડ, પાટણમાં સહસલીંગ અને તીરથીયું તલાવ, વડનગરમાં સમેયું, ધોળકામાં વાવ, વીરમગામમાં મુનસર, ડભોઇ, ઝીંઝુવાડા, જસદણ, શરવા, આણંદપુર, વીરપુર, ભડલી, વઢવાણ, જેતલપુર વિગેરે જગાએ ગઢો કરાવ્યા. દેવપટ્ટણમાં સોમેશ્વરનું દહેરું બંધાવ્યું અને સહસ્ર ગામ બ્રાહ્મણોને દીધાં......"

" સિદ્ધપુરમાં રૂદ્રમાળ બંધાવ્યો તેની ચૌદ કરોડ મહોર કાગળે ચડી." આ કવિતમાં કદાચ અતિશયોક્તિ હશે એમ ધારીએ તોપણ એટલું તો ચોક્કસ છે કે સોલંકીયુગમાં લોકોપયોગી કાર્યો થયાં તેની સંખ્યા ઘણી મોટી હતી. ગુજરાત અને સૌરાષ્ટ્રનું પાણીનું દુઃખ એ સમયના પાટણના રાજવિઓએ ટાળ્યું હતું.

કર્ણદેવ અને કુમારપાળના વખતનાંય ઘણાં સ્મારકો છે. મારી આ કીર્તિકથાઓમાં સોલંકીયુગના આ પ્રધાન લક્ષણનો ધ્વનિ મુખ્યત્વે રૂદ્રમાળ અને કલાજીવનમાં જણાશે.

ભવ્ય કલાકૃતિઓ અને સ્મારકો સમર્થ કલાકારોની કલાશક્તિ અને શિલ્પજ્ઞાનને આભારી હતાં, છતાં ઇતિહાસે તેમને પુરો ન્યાય આપ્યો નથી. કોઈ સ્થળે પત્થરની તકતી કલાકારનું નામ સાચવી રહી હશે; પરંતુ એકંદરે ઇતિહાસે બંધાવનારનાં નામ જાણવા જેટલી પરવા કરી છે, તેટલી પરવા બાંધનારનાં નામ જાણવા કરી નથી.

રૂદ્રમાળ બાંધનાર પ્રાણધર અને ગંગાધર હતા—ચાંપાનેરના વતની હતા, તે હકીકત કારીગરોના વહિવંચાની વાતો અને પ્રચલિત દંતકથાના આધારે મારા પૂજ્ય પિતાશ્રી દ્વારા હું જાણવા પામ્યો છું. ચાંપાનેર કલાનું કેન્દ્રસ્થાન હતું, અનેક સંસ્કારી કલાવિશારદ સમર્થ શિલ્પીઓનો ત્યાં વાસ હતો. ચાંપાનેર ભાંગ્યું ત્યારે શિલ્પીઓનાં કુટુંબો ગુજરાતમાં અહીં તહીં વેરાઈ ગયાં. એ વેરાઈ ગયેલાં કુટુંબોમાં આ લેખકના પૂર્વજનુંય કુટુંબ હતું તેમ વહિવંચાનો

ચોપડો બોલે છે. લેખકના પૂર્વજો શિલ્પ અને જ્યોતિષના જ્ઞાન અને કલાશક્તિના બજો મહાલયો સર્જતા–આધુનિક વિદ્યા અને સંસ્કારને આભારી બની લેખકની સર્જનશક્તિ સાહિત્યદ્વારા કંઈક માર્ગ શોધતી જણાય છે. એ કેટલી સફળ છે તે તો પરીક્ષકો નક્કી કરશે.

પરંતુ મેં કલાકારોને આગળ કર્યા છે–પક્ષપાતથી નહિ પણ તેમને યોગ્ય ન્યાય અપાવવા. દંતકથાના આધારે કલ્પનાના આછા રંગ પુરી મેં તેમને સજીવન કરવા પ્રયત્ન કર્યો છે. દર્ભાવતીના પૂર્વ-દ્વારમાં ચણાયેલા હીરાધરનું નામ હજીયે તે દ્વાર સાથે યોજાયેલું રહ્યું છે. એ નામના મેળવવા એણે આપેલી કિમ્મત ઘણી મોટી છે.

'કલાજીવન'ની વાર્તામાં સિદ્ધરાજ મહારાજને યોજ્યા છે. કરણ ને ક્રૂર ઘટના સાથે તેમને યોજતાં વાચકને તે ન ગમે તો ક્ષમા આપશે તેવી આશા છે. દર્ભાવતીનો કિલ્લો કોણે બંધાવ્યો તે સંબંધી બે મત ઇતિહાસશોધકોમાં પ્રવર્તે છે. ઝીંઝુવાડા અને ડભોઈના કિલ્લા એક જ ઘાટીના છે. ઝીંઝુવાડાનો ગઢ સિદ્ધરાજ મહારાજે બંધાવ્યો તેમાં વાદ નથી. ડભોઈનો કીલ્લો પણ સરહદનું રક્ષણ કરવા તેમણે જ બંધાવ્યો છે તેમ ઘણા માને છે. જો સિદ્ધરાજ મહારાજ બંધાવનાર હોય તો એમની અહંતા કે કીર્તિની ભુખ ઉગ્ર સ્વરૂપ લેતાં, વાર્તામાં વર્ણવ્યો છે તેવો પ્રકાર બને પણ ખરો.

વાર્તાઓના લેખક કે નવનકથાકાર પામે એટલી બધી આશા રાખવી તે કંઈક વધારે પડતુ ગણાશે. મારી વાતો સોલંકીયુગના ધ્વનિને યથાર્થ રૂપમા પ્રગટ કરતી હોય—પ્રાચીન ક્લાજીવનની ઝાંખી કરાવતી હોય—તો વિદ્વાન વાચકો અને ઇતિહાસના ગર્ભને જાણનારાઓ ઉદાર બની ક્ષમા આપશે તેવી આશા છે.

સોલંકીયુગ એટલે વીરતાનો યુગ, પ્રચણ્ડ યુદ્ધો અને વિજય-ઘોષણાઓ, અતુલ શૌર્ય અને અડગ ટેકનો યુગ. ઉત્તરમા અજમેર, દક્ષિણમા લાટપ્રદેશ (ભરૂચ તરફનો પ્રદેશ), પૂર્વમા માળવા, અને પશ્ચિમમા મારો સૌરાષ્ટ્ર જે સામ્રાજ્યની સત્તા નીચે આવ્યા તે સામ્રાજ્ય સ્થાપવામા શૌર્યનુ સ્થાન નાનું નહિ જ હોય. પાટણની મોટી સેના, અસંખ્ય અશ્વદળ, પાયદળ અને હાથીઓ લઈ 'જય સોમનાથ'ની ગર્જના કરતી વિજયયાત્રાએ ઉપડતી ત્યારે ધરા કંપતી. એ સેનાએ અવન્તીનો અજેય વજ્રકોટ તોડયો—અણનમ યશોવર્માને નમાવ્યો—એ સેનાએ ગરવો ગઢ ગિરનાર લીધો—રા'ને રોળી નાખ્યો—એ સેનાએ મહા બલીષ્ટ ગ્રહરિપુને દમ્યો—લાખા ફુલાણીને હણ્યો, એ સેનાએ નાગોરના અર્ણોરાજનો દર્પ બેસાડયો ને ચંદ્રાવતીના પરમારને વશ કર્યો એવા અનેક દષ્ટાન્તો છે. સોલંકીઓના શૌર્ય અને ટેક, ગર્વ અને ગૌરવનો કંઈક ખ્યાલ વિશિષ્ટ પ્રસગના રંગથી રંગાયેલા 'પાટણના રાજમહેલમા' અને 'રાણકદેવડી'મા આવશે

સીગનાના એ જમાનાનુ સ્ત્રીત્વ પણ જ્વલત હતુ રાજમાતા ઉદયામતી, મહાકાશ્રી પ્રખર વ્યક્તિત્વવાળાં મીનળદેવી, સતી રાણકદેવી, નગી નામુંજાના, નામમા કાલ્પનિક પણ એના વર્ગની સાચી પ્રતિનિધિ જેવી કનકલતા, મહદયી દેવીશ્રી, સુધના, જસમા વિગેરે આ વાર્તાઓમા દેખા દે છે એમની પ્રતિભા અને માનવતા માન ઉપજાવે તેવા જણાશે

અને એ યુગ જેમ વીરતા ને પુરુષાર્થનો હતો તેમ પ્રારબ્ધમાં–વિધિના લેખમાં માનવાવાળો હતો. વિધિની છાયામાંથી તો તત્વજ્ઞાની હિન્દવાસી કદીએ છુટવાનો નથી. પરંતુ એ સમયમાં ભાવિની લીપી વાંચી શકે તેવા સમર્થ જોષીઓ અને વિદ્વાનો પડયા હતા. હેમસુરિ મહારાજ ત્રિકાળજ્ઞાની લેખાતા. માર્કંડ જેવાને રાજા મહારાજાઓ શોધતા જતા. એટલે આ વાર્તાઓમાં જોષ અને વિધિના નિર્માણનો ગહન ધ્વનિ વત્તોઓછો બધામા સંભળાશે.

રૂદ્રમાળની જોષકથા તો જાણીતી છે. કુમારપાળનું ભાવિકથન અને શ્રમણ ઇતિહાસના પાને ચડેલું છે. જોષીએ સુચવેલા સહસલીંગના માનવ બલિદાનનો ઉલ્લેખ પણ જડી આવે છે.

આશ્ચર્યની વાત છે કે હાલ જે હરિજનોનો પ્રશ્ન બળ કરી ઉપસ્થિત થયો છે તે પ્રશ્નને વેગ મળે તેવી પ્રેરક ઘટના સિદ્ધરાજ મહારાજના અમલમાંથી મળી આવે છે. વરસો પહેલાં ઇતિહાસતીર્થ પાટણનાં ખંડેરો જોવા હું ગયો હતો. જસમાની દહેરી સામે આવેલી મયાની નાની દહેરી જોઈ હતી. રંકના મહાસમર્પણને સાહિત્યપાને ચિતરવાનું વચન દીધું હતું. અસ્પૃશ્ય મયાને હું સ્પર્શ્યો છું. બલિદાનની વાર્તા તેની દહેરી માફક પ્રમાણમાં નાની બની છે, પણ તેમાં ગર્ભિત રહેલો બોધ નાનો નથી.

શિક્ષણ સોલંકીઓ પુરું પાડે છે. આ જમાનો રાજા–પ્રજાનો સંબંધ, ઉભયનાં કર્તવ્યો અને હક્કોનો ગંભીરપણે વિચાર કરી રહ્યો છે. સોલંકીયુગ કહે છેઃ પ્રજાને સુખી કરે–સમૃદ્ધ કરે ને પ્રજાનું રક્ષણ કરે તે રાજવી.

સોલંકીઓ સ્વતંત્ર સમ્રાટો હતા. એમની રાજસત્તા અમાપ હતી; છતાં તે અંકુશ વિનાની–આપખુદ નહતી. એક રાજકવિ, એક રાજપુરોહિત, રાજમાતા કે મહામંત્રી કે નગરનું મહાજન પ્રસંગ આવે રાજાનો હાથ પકડી શકતા, રાજાને કર્તવ્યનું ભાન કરાવતા, રાજાના મનસ્વી વર્તનને કાબુમાં રાખી શકતા. રાજા અને કૃષિકારો વચ્ચે મહેસુલની તકરાર પડે ત્યારેય પંચનો નિવેડો લેતા, અને પંચનો નિવેડો રાજાઓ પણ સ્વીકારતા.

અને રાજાઓ પ્રજામત જાણવા–લોકમાનસ પારખવા–પ્રજાનાં સુખદુઃખ જાણવા–આતુર રહેતા. પંડિતો, વિદ્વાનો, કલાકારો, કવિઓ, જોષીઓ અને પ્રતિષ્ઠિત જનોને રાજસભામાં હંમેશ સત્કાર મળતો–એમનાં હિતવચનો તે માનથી સાંભળતા. એટલેથી તે સંતોષતા નહિ. રાતે ચંદ્રશાળામાં સ્વાદિષ્ટ ભોજન લઈ, મદિરા પી, સુવર્ણ પર્યંકમાં પોઢી જવાનું કે રણવાસના વિલાસમાં ડુબી જવાનું તે પસંદ કરતા નહિ. રાત્રિ જામતાં છુપા વેષે શરીરે અંધારપછેડો ઓઢી, એકલા કે એકાદ સેવકને સાથે લઈ શેરીઓમાં, દેવાલયોમાં, નાટ્યશાળાઓમાં અને ભયંકર સ્થળોમાંય તે જતા–લોકસમુહમાં ભળી જતા–છુપા રહી નગર-ચર્ચા સાંભળતા, ખાત્રી કરતા અને પ્રજાનાં સુખદુઃખ મનમાં નોંધી બીજા દિવસે તેનો તોડ કરતા. સિદ્ધરાજ મહારાજને તો ખાસ શોખ હતો. જે બલીષ્ટ હાથે 'ભલભલા રાજાઓના દર્પ હર્યાં તે હાથે સોપારી કાતરી તે રાતના અજ્ઞાત મિત્રોને ખવરાવતા–હસી હસી વાત કરતા ને લોક-માનસ પારખતા. ગરવા રાજવિને એમ કરવામાં કંઈ શરમ આવતી નહિ–ઉલટો આનંદ આવતો.

એવા નૈતિક અંકુશો સ્વીકારનાર-પ્રજાની લાગણી જાણવાની પરવા કરનાર સોલંકીઓ ભાગ્યે જ મનસ્વી બની શકતા કર્ણદેવ સ્વચ્છંદી બનતા તે તુર્ત જ પસ્તાય છે-યોગની પ્રતિમાઓને ભેટી જીવનેણ પ્રાયશ્ચિત કરવા તૈયાર થાય છે. અને અમાપ નાજસત્તા ધરાવનાં ગરવા રાજમાતા મીનળદેવી ગણિકાની વિપરીત હઠથીય ઉશ્કેરાતા નથી-ન્યાયના પવિત્ર સુત્રોને તે માન આપે છે-જગતને બતાવે છે કે પાટણનુ મહારાજ્ય ન્યાયનાં સુત્રો પર નભતું હતુ આધુનિક યુગની લાઈનદોરીએ સાધેલી સડકોની સીધાઈ મલાવની વક્રતા આગળ કેટલી કદરૂપી લાગે છે !

એ સોલંકીઓનો જમાનો-પ્રજાપાલન અને ધર્મરક્ષણ જેમનો મુદ્રાલેખ હતો તે સોલંકીઓનો જમાનો-બીજાં અનેક સુંદર દ્દષ્ટાન્તોથી ભરપુર છે યાત્રાળુઓને અને વટેમાર્ગુઓને ગ્રહરિપુ દમે છે તે જાણતા મૂળરાજ મહારાજ સેના લઈ સોરઠ તરફ ધસે છે. નિર્ધન યાત્રાળુઓ યાનાવેરો નહિ ભરી શકવાથી તેમને થતો રંજ યાનાએ નિકળેલા મીનળદેવી જુએ છે, યાત્રા અધુરી મુકી તે પાછા ફરે છે ને સિદ્ધરાજને કહે છે, ઈશ્વરના ઘેર રંક અને ધનિક સરખા છે સિદ્ધરાજ બોત્તેર લાખની વાર્ષિક આવક જતી કરી યાત્રાવેરો કાઢી નાખે છે. યવનસેના સોમનાથને ઘેરીને પડે છે-યવન સરદારની કિન્નાખોરીની પરવા કર્યા વિના સોલંકી ભીમદેવ મોટી સેના સાથે 'જયસોમનાથ'-ની ગર્જના કરતો ધર્મની વ્હારે ચડે છે, અને જૈન ધર્મ અંગીકૃત કર્યા છતા કુમારપાળ સોમનાથનો જીર્ણોદ્ધાર કરાવે છે

ત્યારે દેવપટ્ટણમાં બિરાજતા 'સોમેશ્વર મહાદેવ' અને અણહિલપુર પાટણમા રાજ્ય કરતા સોલંકીઓનો સંબંધ અદ્દભુત દૈવી લાગે છે

એવા એવા બોધપ્રદ સુંદર ભવ્ય તત્વો જે યુગના ઈતિહાસમા ભર્યા છે તે સોલંકીયુગની કીર્તિકથાઓ આલેખવા હું પ્રેરાયો છું.

મારા * આલેખનમા ફક્ત રાજા મહારાજાઓના અતિશયોક્તિ ભર્યા યશોગાન કરવાની રીત મે ગ્રહણ કરી નથી જે જે વ્યક્તિઓ ને ઘટનાઓ યશને પાત્ર છે તેમને મે આગળ કરી છે રાજવિઓ–મ ત્રીઓ–રાજમાતાઓ–સતીઓ–સ્નાકારો–જોગીઓ–આચાર્યો ને વારાંગનાઓનેય મે ન્યાય આપવા કાળજી રાખી છે, છતા સિદ્ધરાજ મહારાજે સૌથી મોટો ભાગ લઈ લીધો છે

કારણ સ્પષ્ટ છે કેટલાક મ યોગિક અને જન્મસ સ્કારે ઉતરેલા માનુષિક અવગુણો છતાંય એમના જેવો પ્રતાપી, સમર્થ અને પ્રજા કલ્યાણક મહારાજવિ ગુજરાતની સ્વત ત્ર ગાદી પર ફરી આવ્યો નથી અને હવે આવવા સ ભવ નથી સિદ્ધરાજ મહારાજ સોનકીયુગના મહા પ્રતિનિધિ છે

તેથી મે મારી 'આ કીર્તિકથાઓ એમને જ અર્પણ કરી છે એમનો જ હક્ક મારા હૃદયને સૌથી શ્રેષ્ઠ લાગ્યો છે

આધુનિક ગુજરાતના પાટણપતિ મહારાજવિને કે જ્યા અન્ન જળ બ ધાયા તે સુરાજવિને કે કો સાહિત્યરસિક સજ્જનને મ ત્રી કે મુત્સદ્દીને, મિત્ર કે આપ્તજનને અર્પવામા જરૂર ઔચિત્ય ગણાત પણ આ વાર્તાઓ આલેખતા સિદ્ધરાજ મહારાજે મારી કલ્પનાને પકડી લીધી છે–તે મારી નજરે તર્યા છે અને સોલ કીયુગ પર તેમની છાયા એવી છવાઈ ગયેલી લાગી છે કે હૃદયની ભાવના તેમના જ માટે પક્ષપાતી બને છે

* હુ જાણુ છુ કે એક સમયના મહાસમર્થ સિદ્ધરાજ મહારાજ હવે સમર્થ નથી, એ રીતે તો ગ્રાસ આપી શકે તેમ નથી, એ ખીજે તો જીવતા દાટી શકે તેમ નથી મારી કીર્તિકથાઓ તેમને ગમે યા ન ગમે તોય કઈ બોલી શકે તેમ નથી લેખકોની કલમ તેમને ગમે તેવા ઘા કરી શકે તેમ છે–એમનાથી સામો ઘા થઈ શકે તેમ નથી

છતાં મેં તો તેમને જીવતા જાગતા કલ્પીને, યોગ્ય આદરથી જોયા છે. અનેક રંગોમાં તેમને દેખાણા છે. પાટણના મહેલમાં કે ભોગાવાના કાંઠે, રૂદ્રમાળના ખાતમુહૂર્તમાં કે દર્ભવતીમાં હીરાધરને ડારંતા, યશોવર્માનો બોધ સાંભળતા કે મૃત્યુપથારીએ વિધાતા સામે છેલ્લો દાવ રમતા–જ્યાં જ્યાં તેમણે દેખા દીધી છે ત્યાં ત્યાં ઘટતા આદરથી મેં તેમને ચિતર્યા છે–અને પરિણામે એમના યુગનું–ગુજરાતનું અપ્રતિમ ગૌરવ એમને જ મોટે અંશે આભારી જણાતાં એ યુગની કીર્તિકથાઓ પર એમનો જ હક્ક વધારે લાગ્યો છે–હક્ક સ્વીકારવામાં જ ન્યાય લાગ્યો છે–અને તેથી મારી નમ્ર ન્યાયબુદ્ધિથી-હૃદયના નિઃસ્પૃહભાવથી ગત ગૌરવ તેમને જ સમર્પ્યું છે.

એ સમર્પેલ ગૌરવમાંથી જો કંઈ મત્વ ગ્રહણ કરવા જેવું આધુનિક યુગના રાજવિઓને, મંત્રીઓને, પ્રજાજનોને લાગે તો તે ગ્રહણ કરવા તેમને સવિનય નિમંત્રણ છે.

પ્રશ્નો કદાચ ઉપસ્થિત થશે: આ કીર્તિકથાઓમાં એવું સત્વ કેટલું? સાચું સાહિત્ય કેટલું? કલાના અંશ કેટલા? શૈલીનું આકર્ષણ કેટલું? ઐતિહાસિક સત્ય કેટલું? નીતિનું તત્વ કેટલું? સ્થાયી તત્વ–સમયના પ્રવાહ સામે ટકે તેવું ચિરંજીવી તત્વ કેટલું? એ પ્રશ્નોનો વિચાર અને વિવરણ પરવા કરશે તે સુજ્ઞવિવેચકો ને વાચકો કરશેઃ મેં તો જે બન્યું તે ગુજરાતના ચરણે ધર્યું છે. ચિન્તા કરવીયે વ્યર્થ છે. સોલંકીઓનાં ભવ્ય સ્મારકોય જ્યાં નથી ટક્યાં ત્યાં બિચારી વાર્તાઓનું ગજુ શું?

કહેવાય છે કે ઇતિહાસ જમાનાની જીહ્વા સમો છે. એ જીહ્વા જે ભાખે તે સાચા સાહિત્યમાં ઉતરતાં અમર બને છે.

સાહિત્ય સાચું કયું? ખોટું કયું?–તે સાહિત્યપારખુઓ જ કહી શકે. હું તો એટલું જ કહીશ કે આ કીર્તિકથાઓ વાંચતાં

વાચકને ક્ષણિક સાત્વિક આનંદ થશે અગર પ્રાચીન ભવ્યતાનો આછોય ખ્યાલ આવશે તો લેખકની મહેનત કે ધુનનું કંઈ સાફલ્ય ગણાશે.

આ સંગ્રહમાં આઠ વાર્તાઓ છે. ઘણીખરી લાંબી છે—બહુ ટુંકાણમાં હું માનતો નથી. ખાસ કરી ઐતિહાસિક પ્રસંગો ટુંકાવવા જતાં ચિત્ર ઝાંખું બની જાય છે. એટલે જરા ધીરજથી વાંચવા વિનંતિ છે—અને ધીરજથી વાંચતાં કેટલીક વાર્તાઓ પરિચિત લાગશે—કેટલીક નવી જણાશે.

રૂદ્રમાળ, કલાજીવન, સામ્રાજ્યોના પાયા અને બલિદાન આ માસિકોમાં પ્રગટ થઈ ચુકેલી છે.

દક્ષિણની રાજકુમારી, રાણકદેવડી, ભાવિકથન નવીં છે, અને પાટણના મહેલમાં મોટે અંશે નવી જેવી છે.

રૂદ્રમાળને પ્રથમ સ્થાન આપ્યું છે—બે કારણોથી. એ વાર્તા ઘણી ફરી છે. પ્રથમ નવગુજરાતના શ્રીમંત સયાજીરાવના સુવર્ણ મહોત્સવના ખાસ અંકમાં, પછી શારદામાં, વિશ્વકર્મા માસિક પત્રિકામાં અને છેવટ પુસ્તિકારૂપેય પ્રગટ થઈ ચૂકી છે—વાચકોએ તેના ઉપર બહુ મમતા બતાવી છે. માગણી પણ બહુ થતી રહી છે. એટલે વાચકોની લાગણી અને માગણીને માન આપી તેને પ્રથમ મૂકી છે, બીજું કારણ અંગત પક્ષપાત છે. પહેલાં હું સંવાદો લખતો—સાહિત્યરસિક મિત્રો અને શુભેચ્છકોએ મને વાર્તાઓ લખવા સુચવ્યું. મેં પ્રથમ ઐતિહાસિક વાર્તા લખી મારા પૂજ્ય પિતાશ્રી પાસેથી સાંભળેલી તે રૂદ્રમાળ.

હીરાભાગોળ સુવર્ણમાળામાં પ્રગટ થઈ હતી. સુવર્ણમાળા યાદ આવતાં સોલંકીયુગની મારી બીજી વાર્તા તેમાં પ્રગટ થયેલી યાદ આવે છે, પણ અત્યારે તેનો ઉલ્લેખ કરવો ઘટતો નથી.

બીજી વાર્તાઓ શારદામાં પ્રગટ થયેલી છે. શારદાના તંત્રી મહાશયના સમન્સો અને વારંટોને તેમનો જન્મ આભારી છે તે મારે સ્વીકારવું જોઈએ.

અને આ વાર્તાઓ પહેલા ખંડ તરિકે બહાર પડે છે. જો તે આવકાર પામશે તો–ઈશ્વરની ઇચ્છા હશે તો–પ્રમાદ લખવા દેશે તો બીજો ખંડ બહાર પાડી સિદ્ધરાજ મહારાજનું અર્પણ પુરૂં કરવા ઉમેદ છે.

એક ક્ષમાયાચના: નવી વાર્તાઓ બીજા કામના ભારણ નીચે, કંઇક પ્રતિકુલ સંજોગોમાં બહુ જ ઉતાવળથી લખાઈ છે. બનતી કાળજી રાખ્યા છતાં કંઈક અશુદ્ધિ અને શબ્દફેર રહી જવા પામ્યાં છે. એ ક્ષતિઓ સુધારી વાંચવા વાચકને નમ્ર વિનંતિ છે.

છેવટમાં આ વાર્તાઓને ટુંક સમયમાં બની શકે તેટલા આકર્ષક રૂપમાં પ્રગટ કરવા માટે પ્રકાશક મહાશયનો, વાતચીત કરી ઘટતો પ્રબંધ કરનાર શ્રી. મનુભાઈ જોધાણીનો અને પ્રેસમાં જતા પહેલાં કેટલુંક લખાણ જોઈ જઈ શુદ્ધિ અને સુચનો કરવા બદલ મારા મિત્ર ભાઈશ્રી લક્ષ્મીશંકર દવેનો આભાર માની લઉં છું.

## અનુક્રમણિકા

**સ્વ. સોગીન્દ્રરાય દ્વિવેદીઆની બે સુન્દર નવલકથાઓ**

ઉર્મિથી ઉછળતા અનેક નવયુવાન દંપતીના જીવનની
રોમાંચીત કરનારી સ્વતંત્ર નવલકથા—

## તરલા અથવા ઉર્મિના આવેગ

ઉંચા એન્ટીક કાગળ, સુંદર છપાઈ. પાનાં ૩૦૦ કીંમત રૂ. અઢી.

કોઈપણ યુવાન કે યુવતીએ આ પુસ્તક વાંચ્યા વગર રહેવું ન જોઈએ. કારણ કે એમાં યુવાવસ્થાની કેટલીય ગુંચોનો ઉકેલ છે. જીવનનો સાચો ચિતાર રજુ કરી માણસના ઉછળતા લોહીને તરંગી બનતાં અટકાવી દેવા જેવું સ્પષ્ટ નગ્નસત્ય રજુ કરેલ છે. એક કુશલ નવલકથાકારના હાથે એ આલેખાઈ હોવાથી ભાષા તથા શૈલી ઘણીજ સરળ અને ભાવવાહી છે. કપડાનું પાકું પૂઠું. કીંમત રૂ. અઢી.

—*—

## જ્યોત્સ્ના—

અથવા

## ગુણીયલ ગૃહિણીનો સુખી સંસાર

પતિપરાયણ ગૃહિણી, વ્હાલસોઈ માતા, માયાળુ સમાજસેવિકા અને કોમ કોમ વચ્ચે સ્નેહની સાંકળ જોડનારી જ્યોત્સ્નાનું જીવન કેટલાય કુટુંબોનો જીવનવિકાસ કરે છે. ગેરસમજથી ઉભા થયેલા પતિ પત્ની વચ્ચેના વિખવાદ જડમૂળથી ઉખેડી નાખી તેમનાં કંટાળેલાં અને દુઃખમય જીવનને સરળ અને સુખી બનાવે છે, અજ્ઞાનતાથી ઉંધે રસ્તે ચડી ગયેલી બ્હેનોને પોતાના સદ્‌ગુણ રૂપ જાદુઈ લાકડીથી એકદમ ઉન્નત બનાવે છે. આમાં ગુજરાત-કાઠિઆવાડનાં ગૃહજીવનોનો હુબહુ ચીતાર છે. કપડાનું પાકું પુંઠું. કીંમત રૂ. દોઢ.

# રૂદ્રમાળ

પાટણનો સોલંકી રાજા મૂળરાજ જૂના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા, એક દિવસ શુભ મહૂર્ત સાધી મોટા રસાલા સાથે યાત્રા કરવા નીકળ્યો એણે પ્રથમ ઉત્તર તરફ પ્રયાણ કર્યું મથુરા વૃન્દાવન જોયા ગંગા યમુના નાહ્યો, ગયા પ્રયાગ જઈ પિતૃઓને સંતોષ્યા ને છેક જગન્નાથપુરીના દર્શનાર્થે જઈ પહોંચ્યો ત્યાંથી એણે દક્ષિણ દેશનો પ્રવાસ શરૂ કર્યો રામેશ્વરની યાત્રા કરી પાછો ફર્યો પંઢરપુર જોઈ પાટણ પહોંચવાની ઇચ્છા રાખી, પરંતુ માર્ગમાં ઇડરગઢની ખ્યાતિથી આકર્ષાયો અને દૈવી કૃપાથી ઉત્પન્ન થયેલા …ની ધામ નજરે નિરખવા ગયો

સાથે ગૂંથેલા તીર્થગોરે કહ્યું: "રાજાધિરાજ, દેવતાઓએ પણ એ દુઃખમાં ભાગ લીધો છે. જરા ઉપર દૃષ્ટિ કરો - તો આપને ખાતરી થશે." રાજાએ ઊંચું જોયું. ચારે તરફ નજર ફેરવી તો નાની નાની અસંખ્ય મૂર્તિઓ ઘવાએલી આંગળીઓ દાબતી દેખાઈ. એ બોલી ઊઠયો: "અહા ! દેવોને કલાની કદર છે, કલાકાર માટે આદર છે, આ કળા માનુષિક ન હોય" ફરી રાજાએ વિશ્વકર્માની ભવ્ય મૂર્તિ તરફ નજર માંડી ને તીર્થગોરને પૂછયું: "આ ધામ ઘડતાં દેવની આંગળી ચગદાઈ, મહારાજ ?"

"આનાથી વધારે રમણીય કળા જેને ઘડતાં આંગુલી ચગદાઈ એ તો અદૃશ્ય છે, અન્નદાતા ! આ દૈવી કળા છે. પરંતુ જીવતી જાગતી દૈવી કળા તો માણસનાં માટીનાં ચક્ષુએ ગ્રહી શકતી નથી. પધારો ! આપને કંઈક બતાવું." એમ કહી તીર્થગોર રાજાને બહાર લાવ્યો. "અન્નદાતા, માન્યતા છે કે સર્વે દેવોએ એકઠા મળી વિશ્વકર્માની આરાધના કરી, પૃથ્વી પર સ્વર્ગસમા આ પ્રકૃતિમય રમ્ય સ્થળમાં પોતા માટે એક એક ધામ માગી લીધું, અને પરિણામે આ ભિન્ન ભિન્ન પુરીઓ ઉત્પન્ન થઈ. પરંતુ દેવોના દેવસમા મહાદેવે એવા અપૂર્વ આલયની ઇચ્છા કરી કે જ્યાં સૌ દેવો દરેક યુગમાં પોતાના મહેમાન બની રમણ કરી શકે, અને મૃત્યુ લોકનાં પુણ્યશાળી લોક પણ નિર્વિઘ્ને આવી સ્વર્ગીય આનંદનો લહાવો લઈ શકે.

જવાનો માર્ગ આમ ખુલ્લો છે રાજાજી ! સમય બદલાતો ગયો, લોક પાપી થતા ગયા, અને તેથી સ્વર્ગદ્વાર ખૂલ્યું છતાં કોઈ જવાને હિંમત કરતું નથી અન્નદાતા ! બહાર જે શોભા છે તેથી સહસ્ત્ર ગણી દિવ્યતાના એ અંતરાલયમાં પુરાયેલી છે અને તે દેવને સ્વહસ્તે રચેલી છે એ રચવાના ઉત્સાહમાં સહેજ ઉતાવળ થતાં વિશ્વકર્મા પ્રભુની સુંદર અંગુલી ચગદાઈ તેથી સર્વ દેવો દુખી થયા '

અતિ શ્રદ્ધાવાન કલાપૂજક રાજા આ વૃત્તાંત દિગ્મૂઢ બની સાંભળી રહ્યો હતો તે એકાએક બોલ્યો

' સીધો ઉતરવાનો રસ્તો છે ?

' હા મહારાજ ! કહેવાય છે કે અંદર ઉતરતાં અલૌકિક પ્રકાશ આવે છે મનોરંજન સંગીતસૂરો સંભળાય છે

' એમ ! અલૌકિક દિવ્ય કળા જોવી જોઈશે મહારાજ ! રસ્તો બતાવો રાજા સુરંગ તરફ જવા લાગ્યો તીર્થગોર આશ્ચર્યમાં પડ્યો સાથે આવેલા ગભરાયા સાથે આવેલા વૃદ્ધ મંત્રી હાથ જોડી બોલ્યા

" તમે અહીં નિરાંતે બેસો, હું તરત જ પાછો આવું છું. મારી આજ્ઞા છે કે મારી પાછળ ન આવતા " એમ કહી રાજા આગળ વધ્યો અને પોતાના મહેલના પગથિયા ઊતરતો હોય તેમ ત્વરાથી ઊતરવા લાગ્યો.

એક વધુ પ્રયત્ન થાય તે પહેલાં તો તે અદશ્ય થઈ ગયો. સૌ એક બીજા સામે જોવા લાગ્યા તીર્થગોર પર બધી રીસ ઊતરી. વિજયપાળ એને ધમકાવવા લાગ્યો એણે કડક સ્વરથી પૂછ્યું : " કોઈ ઊતરીને પાછું આવ્યું છે ? "

ગોર મહારાજ ગભરાયા નરમ બની જઈ એણે કહ્યું : " સરદાર ! મને માફ કરો. મારી હયાતિમાં તો કોઈને અંદર જઈ પાછું આવેલું જોયું નથી. પરંતુ મારા પિતા કહેતા હતા કે તમારા ગુજરાત તરફનો એક શિલ્પશાસ્ત્રી યાત્રાર્થે આવ્યો હતો, તે અંદર ઊતર્યો હતો, અને કંઈ પણ હરકત વિના હસતો હસતો પાછો ફર્યો હતો. બીજા દિવસે એણે ઘણા ભાવથી દેવની પ્રતિષ્ઠા કરી હતી, બ્રહ્મ ભોજન કરાવ્યાં હતાં અને પોતાને દેશ પાછો ગયો હતો. બીજો દાખલો તો મારા સાંભળવામાં નથી, મહારાજ ! શ્રદ્ધા હોય છે તેને આંચ આવતી નથી. " તીર્થગોરે આશા બતાવી પોતાની જાતનો બચાવ કરવા પ્રયત્ન કર્યો

વિજયપાળ જરા ખીજાઈ બોલ્યો : " રાજા મહારાજાઓની કુતૂહલવૃત્તિ જાગૃત કરવામાં સાહસ સમાયલું છે તે તમારે જાણવું જોઈતું હતું. દક્ષિણાની લાલચમાં કોઈને આ માર્ગે ચડાવો તે પહેલાં હવે વિચાર કરજો રાજાજી પાછા ન ફર્યા તો તમારે પાટણ આવ્યા વિના છૂટકો નથી તે પણ યાદ રાખજો. અને હાલ તો તમે અમારી પાસેથી ખસી પણ શકશો નહિ " વિજયપાળને હવે વધારે ક્રોધ કરવો ઉચિત લાગ્યો નહિ સાથેના માણસોને બોલાવી એણે

ત્યાંજ પડાવ નાખ્યો. રાજાની પાછા ફરવાની સૌ રાહ જોતા બેઠા. ગોર મહારાજને પણ વસ્તુસ્થિતિ જરા ગંભીર લાગી. એમણે દેવાલયના અંદરના ભાગમાં જઈ ખરા ધ્યાનથી દેવની આરાધના કરવા માંડી

વિજયપાળની નજીક બેઠેલો રાજાનો અંગરક્ષક બોલ્યો: " બાપુ, રજા આપો તો હું અંદર જઈ જોઈ આવું. "

" રણમલ ! જવું જોઈએ પણ મહારાજની મનાઈ છે. છેવટે આજ્ઞાભંગ તો કરવી જ પડશે ને ? " વિજયપાળને રાજાની છેવટની આજ્ઞા અને એ આજ્ઞા કરતી વખતની દ્રઢતા યાદ આવી મનમાં ઘણી બેચેની છતાં રાહ જોવી એને ધર્મ લાગ્યો.

થોડી વાર કોઈ કાંઈ બોલ્યું નહિ. વિજયપાળે કંઈ યાદ આવતાં કહ્યું : " યાદ છે ? રાજજોષીએ કહ્યું હતું કે યાત્રામાં વિઘ્ન આવશે. રાજાજીએ માન્યું નહિ. "

વૃદ્ધ મગજ કાંઈ અમંગળ શંકાઓ કરી રહ્યું હતું; એનું દિલ કાંઈ ભયની આગાહી કરી રહ્યું હતું. રાજજોષીના શબ્દો એના કાનમાં ગણગણતા હતા. ગંભીર ભાવે ચિંતાગ્રસ્ત મુખમુદ્રાથી ગુફાદ્વાર તરફ જોતા એ બેઠો.

સૌ રાજસેવકો આમ બેસી રહ્યા. કલાક થયો, બે કલાક થયા, મધ્યાન્હ તપ્યો, ને સવિતાનારાયણ પશ્ચિમ પંથે ઢળવા લાગ્યા. સૌના જીવ વ્યાકૂળ થવા લાગ્યા. તીર્થગોરે બહાર આવવાની જરૂર જ જોઈ નહિ રાજાને માર્ગમાં મૂકી પાટણ પાછા જવાના વિચારથી એમનાં મન મૂઢ બની ગયાં હતાં.

સંધ્યાના રંગોને છવાવાને હજી વાર હતી પણ રણમલની ધીરજ ખૂટી. "બાપુ ! હવે તો તપાસ કરવી જ જોઈએ. રાજાજીએ પાછળ નહિ જવાની આજ્ઞા કરી એ સાચી, પણ આમ બેસી રહેવું એ તો મને યોગ્ય નથી લાગતું." બીજાઓએ પણ ટહૂકો પૂર્યો. વિજયપાળે ક્ષણભર વિચાર કર્યો. રાજાજ્ઞા કોઈ પણ સંજોગોમાં માનવી જ જોઈએ. એવી સ્થિતિથી ટેવાયલો વિજયપાળ પણ ડગ્યો ને રણમલને રજા આપી. રણમલે ઊઠી મશાલ તૈયાર કરી, તરત જ અંદર ઊતરવા માંડ્યો. થોડે સુધી બહુ સાંકડાં પગથિયાં સીધાં નીચે ઊતર્યાં. પછી રસ્તો ફંટાયો. જમણી બાજુએથી વધારે સાંકડાં પગથિયાં જણાયાં. પરંતુ જેમ તે નીચે ઊતરતો ગયો તેમ કામ વધારે સ્વચ્છ અને સુંદર લાગતું ગયું. વળી પગથારની દિશા બદલાઈ.

આ પગથાર વધારે પહોળી અને સફાઈદાર હતી. રણમલને આશા ઊપજી. ત્વરાથી તે નીચે ઊતરતો જ ગયો. એકાએક સામે ભીંત જણાઈ. માર્ગ બંધ થઈ જતો લાગ્યો. પરંતુ ઊભા રહી આજુબાજુ જોતાં એક તરફ હાથનાં આગળાં બહુ જ મુશ્કેલીથી અંદર પેસી શકે તેવી ફાટ જણાઈ. રણમલ થોભ્યો. બીજો માર્ગ

નહતો. નિશ્ચયી બની પોતાના શરીરને એ સાંકડા માર્ગમાં પ્રવેશવા એણે હાથથી પ્રયત્ન કરવા માંડયો. પથ્થર અજીવન લાગ્યા. આધુનિક જમાનાની સ્પ્રીંગની રચના હોય તેમ તે દાખલ થઈ ગયો, ને નવા પગથાર ઊતરવા માંડયો. થોડે જ છેટે ગયો ત્યાં તો એક સુંદર રચના એની નજરે પડી. એક ચોક હતો, ચારે તરફ આરસની કોતરણીવાળા માત સ્તંભો હતા, ઉપર મોટો ઘુમટ હતો અને એક દિશામાંથી પ્રકાશનું એક પ્રચંડ કિરણ દાખલ થઈ મંડપને પ્રકાશિત કરતું હતું. સ્તંભોની વચમાં મોટા ગોખ હતા, જાણે દેવ પધરાવવા બાકી હોય! એક તરફ માર્ગ લાગ્યો નહિ જે દિશા તરફથી પ્રકાશ આવતો હતો એ તરફનો ગોખ જરા મોટો લાગ્યો. ને છેક નજીક જઈ જોતા એકેકની જગ્યાએ જગદ્રુપ જણાયો. રણમલ ચારે તરફ ફર્યો, અહીં તહીં હાથ દબાવી જોયા, પરંતુ ક્યાંય માર્ગ મળ્યો નહિ.

ઊંચે દ્રષ્ટિ કરતાં અનુપમ ચિત્રકળાએ એને રમણીય ઘેનમાં નાખ્યો. તે જોઈ જ રહ્યો. પરંતુ એની મશાલનું તેજ ઓછું થવા લાગ્યું, શ્વાસ ભારે થવા લાગ્યો. આશ્ચર્ય પામતો, કંઈ અકથ્ય લાગણી અનુભવતો, જે માર્ગે આવ્યો હતો તે માર્ગે ચડવા લાગ્યો. ચડતાં ચડતાં આરતિના દેવઘંટાના ઘેરા નાદ નીચેથી આવતા હોય તેમ એના કાને અથડાયા. કંઈક મુશ્કેલીથી, પરસેવાના રેબઝેબ થઈ ગયેલો એ બહાર નીકળ્યો તે વખતે સૂર્ય એનાં છેલ્લાં સોનેરી કિરણો પર્વતના શિખર પર પાથરતો હતો.

" રણમલ ! આગળ માર્ગ હોવો જોઈએ જ. તેં બરાબર જોયું ? " વિજયપાળને હવે તપાસ કરવામાં રસ લાગ્યો; અર્થ જણાયો.

" મને તો ન જડયો. " રણમલે કહ્યું. " ફરી આપણે બે જઈશું ? " વિજયપાળે ગંભીરતાથી પૂછયું. રણમલ તૈયાર જ હતો. પ્રકારનાં સાધન તૈયાર થવાં. રાજાજીને કહીને જ આવવું એવો નિશ્ચય કરી પ્રભુને પ્રાર્થના કરી બન્ને અંદર ઊતર્યા. રણમલ આગળ હતો. ભાગ્યે જ દશેક મિનિટ થઈ હશે, શરૂઆતનો સાંકડો માર્ગ અરધોએક કપાયો હશે, એવામાં રણમલ અટકયો ને બૂમ પાડી ઊઠયોઃ ' પાણી ! મારો પગ ભીંજાયો. ' એણે મશાલ આગળ ધરી. સુરંગ પાણીથી ભરેલી લાગી. પાણી અવાજ કરતું ઝડપથી ઉપર ચઢતું લાગ્યું.

" નાસો સરદાર ! પાણી ઊંચાં ચઢે છે. " વિજયપાળનું સ્થૂળ શરીર ઘણી મુશ્કેલીથી ફરી શકયું. તેમણે બનતી ત્વરાએ ચડી જવા માંડયું. રણમલને પગલે પગલે પાણી ચઢવા લાગ્યાં. તેઓ શ્વાસ ભરતા બહાર કૂદી પડયા. પાણી છેક નાકે આવી થંભી ગયાં જણાયાં.

"ઘણુ જીવો પાટણનો મૂળરાજ સોનકી મહારાજ! અન્નદાતા! કુશળ પધાર્યા" વિજયપાળે આગળ આવી રાજાને વધાવી લીધા

રાજાનુ મુખ હસુ હસુ થઈ રહ્યુ હતુ એણે પણ આનદનો ઉદ્‌ગાર કાઢ્યો, હાથના ચાળા કર્યા ને ઉચ્ચ સ્વરે બોલી ઊઠ્યો "રૂદ્ર રૂદ્ર ..!"

"કૃપાનિધિ! વિજયપાળે પૂછવા માડ્યુ

"રૂદ્ર રૂદ્ર" રાજા આનદમા હતો "રૂદ્ર" વિના બીજો કોઈ જવાબ એની પાસેથી મળ્યો નહિ

હર્ષની ભરતી ઊતરવા માડી રાજાને ભાનમા લાવવાના પ્રયત્ન કરવામા આવ્યા, પાણી પાવા માડ્યુ, ભોજન ધરવામા આવ્યુ પરિચિત જનોએ સ્મૃતિ જગાડવા માડી પરતુ બધુ વૃથા "રૂદ્ર" સિવાય કાઈ જ નહોતુ કોઈની પીછાન નહોતી નકળી થઈ ગયુ ? રાજા ગાડો થઈ ગયો હતો

રાજા ઉતારે ગયો 'રૂદ્ર'ની ઔષધિઓ સ્થાનિક જનો પાસેથ શોધી કોઈનો ઉપાય ચાલ્યો નહિ તીર્થગોર હસતો હસતો બહ કેમ આવ્યો હતો એના ખુલાસામા તે બોલ્યો "બીકનો માર્યો હુ આખો દિવસ આરાધનામા બેઠો હતો અને થોડા વખતમાં ગાન હસતા હસતા બહાર નીકળશે એવી દૈવી સૂચના મળતા હુ હસતે હસતો બહાર આવ્યો હતો" બાકી 'રૂદ્ર' ની ચાવી એની પાસે નહોતી રૂદ્ર-શકરનો શ્રાપ થયો હશે, તેથી વિશેષ કોઈ ચોક્કસ કહી શક્યુ નહિ

થોડા દિવસમા હતાશ થઈ રાજસેવકો ગાડા રાજાને લઈ યાત્રાને કામ માંડી વાળી પાટણને રસ્તે વળ્યા પાટણ પહોંચતા હર્ષઘેલી પ્રજાએ અતિ હેતથી રાજાને વધાવ્યા પરતુ વસ્તુસ્થિતિ જાણતા સૌ શોકમા ડૂબ્યા

દેશ પરદેશ વાત ચાલી. દૂર દૂરના વૈદ્યો, માધકો, યાંત્રિકો આવવા લાગ્યા પાટણના જૈન યતિઓએ નિષ્ફળ અખતરા કર્યા; મૂળરાજને મટાડનાર કોઈ ન મળ્યું. છ છ મહિના વીતી ગયા, પ્રધાન રાજ કરતા, યુવરાજ સરત રાખતો. પરંતુ રાજ્યછત્ર નરમ થતા અમલદારો આપખુદ થવા લાગ્યા, પ્રજા પીડાવા લાગી, સરહદ પર શત્રુના હલ્લાનો ભય વધવા માંડયો. રાજા ખાતો નહિ, પીતો કંઈક, ઊંઘતો નહિ જેવું, ને હમેશ ' રૂદ્ર '–' રૂદ્ર ' ના જાપ જપતો. આજે રૂદ્રમાળની કલ્પના કરવી સહેલી છે, પરંતુ જ્યારે કોઈનાએ મનમા રૂદ્રમાળ જેવી વસ્તુ ન હોતી ત્યારે ' રૂદ્ર ' નો ઉકેલ કોઈને ન થાય તો નવાઈ નથી. ઉપાયોમાં રૂદ્ર–મહાદેવની અખંડ પૂજા ને શાન્તિ કરવામાં આવી પણ તેનું કંઈ ફળ જણાયું નહિ

પાટણની આવી દયાજનક સ્થિતિ હતી. એ અરસામાં એક સંધ્યાકાળે એક મુસાફર કુટુંબે ચાંપાનેરી દરવાજેથી પ્રવેશ કર્યો. પ્રથમ દૃષ્ટિએ જ એ કુટુંબ ધનિક ને ખાનદાન હોય એમ જણાતું હતું. એક આધેડ વયનો ભવ્ય આકૃતિનો માણસ,- જેના કપાળે ત્રિપુંડ શોભી રહ્યું હતું તે એક દેખાવડા યુવક સાથે કંઈક ધીમી વાત કરતો આગળ ચાલતો હતો. પાછળના ગાડામાં સ્ત્રીઓ અને બાળકો બેઠેલા હતાં અને ગાડાની સાથે ને પાછળ નોકરો તથા રક્ષકો ચાલતા હતા.

એ આગળ ચાલનાર પુરુષ એના જમાનાનો એક અતિ પ્રખ્યાત માણસ હતો ઉન્નતિના શિખરે પહોંચેલા ને ઉત્તમ કળાકારીગરી માટે દેશમાં ખ્યાતિ પામેલા ચાંપાનેરનો એ સૂત્રધાર શિલ્પશાસ્ત્રી હતો. એનુ નામ હતું પ્રાણધર એ રાજમિસ્ત્રી હતો, પરંતુ આખા દેશમાં પ્રાણધર શાસ્ત્રીને નામે ઓળખાતો. શિલ્પશાસ્ત્રનો અભ્યાસ એના

જેવો કોઈને ન હતો. રાજાઓનાં એને આમંત્રણ આવતાં. રાજ-પ્રમાદો, વિહારવિરામો, દેરાસરો ને ચમત્કારી ધામો એની દેખરેખ ને અક્કલને આભારી બનતાં એની સાથે ચાલનારો એનો આજ્ઞાવંત એકનો એક પુત્ર ગંગાધર હતો. પિતા કરતા એ પુત્ર સવાયો થશે એમ લોકો કહેતા. જ્યોતિષનો એને ઘણો શોખ હતો. હાલમાં પ્રાણધર સહકુટુંબ યાત્રાએ નીકળ્યો હતો, ને પ્રવાસમાં પાટણ આવી પહોંચ્યો હતો.

સ્થાનમાં પ્રવેશી એણે શ્રાવકોના વતા તરફ જવા માંડ્યું. પાટણ-થી એ પરિચિત જણાયો. કીર્તિચંદ નગરશેઠ સાથે એને જૂની ઓળ-ખાણ હતી, મૈત્રી હતી, અને એ હકકે જ શેઠે પોતાના દાદાના સ્મરણાર્થે અપૂર્વ દ્રવ્ય ખરચી પાર્શ્વનાથનું દેરાસર બંધાવતી વખતે પ્રાણધરની સહાય એમને મળી હતી. શેઠના મોટા ઘર આગળ ગાડું અટક્યું. નોકર-દ્વારા શેઠને વરધી અપાઈ. શાન્તિસૂરિનું વ્યાખ્યાન સાંભળી હમણાં જ શેઠ ઘેર આવ્યા હતા અને શેઠાણી સાથે અગાસીએ ચડી વાત કરી રહ્યા હતા. પ્રાણધરનું નામ સાંભળતા જ આશ્ચર્ય ને આનંદથી દોડતા તે નીચે ઊતર્યા ને પોતાના જૂના મોટા મિત્રને સત્કારવા આગળ ધસ્યા "પધારો, પધારો શાસ્ત્રી ! અણધારી આવડી મોટી કૃપા !" તેઓ હેતથી મળ્યા, કુશળ સમાચાર પૂછ્યા. અતિ આદરથી સૌને અંદર લઈ જવામાં આવ્યા. શેઠના નોકરો સમજી જઈ મદદ કરવા મંડી ગયા. બધી વ્યવસ્થા થઈ ગઈ.

કર્યો. સાથે સાથે પોતાના જ્ઞાનનો પણ આવિર્ભાવ કર્યો. પ્રાણધરે કંઈક વાત સાંભળી તો હતી, શેઠે બની તેટલી સ્પષ્ટ કરી.

" રૂદ્ર ? " પ્રાણધરની આંખમા તેજ ચમક્યું. " અને તમે કહ્યું રાજા ઇલોરગઢ ગયા હતા, નહિ ? "

" હા, હા, ઇલોરગઢ. પેલા તમારા કોતરકામનાં દેરાં છે ત્યા. જ્યાં તમારા વિશ્વકર્માની મૂળ પૂજા છે ત્યાં. કંઈક સુરંગ જેવામાં રાજા ઊતર્યો, ને બહાર આવ્યા ત્યારે આ સ્થિતિ જણાઈ આવી છે. શાસ્ત્રીજી ! પૂરી વાત તો ઓછી જ જણાય છે ? સાથે જનારા સત્ય હકીકત કહે એવા કયાં કાચા હોય છે ? મને તો સાચું પૂછો તો કંઇક બીજો જ વહેમ જાય છે ! " છેલ્લા શબ્દો એમણે બહુ ધીમેથી ઉચ્ચાર્યા ને આજુબાજુ જોયું

" શો ? " પ્રાણધરે પૂછ્યું.

" રાજખટપટ, દગો." બહુજ ધીમો સ્વર કરી નજીક આવી નગરશેઠે પોતાના મુત્સદ્દીપણાની સાબિતી આપવા માંડી.

" ના, ના, એમ નહિ હોય. ' રૂદ્ર 'માં મને રાજખટપટની ગંધ જરાયે જણાતી નથી. મને કંઈક સમજાય છે. " શાસ્ત્રીએ કહ્યું.

- " સત્ય કહો છો ? " શેઠે કાંઈક ઉમંગથી પૂછ્યું.

" પ્રધાનજીને આપણે મળી શકીએ ? સાથે જનારાઓ સાથે મારે વાત કરવી જોઈએ. પ્રભુકૃપા હોય તો કંઈક નીકળી આવે " શાસ્ત્રીજીએ કહ્યું ને આશા દેખાડી.

" અરે, કાલ પ્રભાતે જ તમને મેળવી દઉં. રાજાને મટાડવા આવનારનું માન ઓછું ન સમજવું, શાસ્ત્રીજી ! તમે જરૂર ધ્યાન ઉપર વાત લ્યો. મારી ખાતરી છે કે રાજા સારા થશે." મહેમાન દ્વારા રાજા પર ઉપકાર કરવાની ઉમેદમાં શેઠે પ્રોત્સાહન ને પ્રશંસાના

ગમ્હોની ઊણપ રાખી નહિ. પરંતુ શ્રમિત થયેલા પ્રાણધરે સૂવાની ઇચ્છા જણાવી. અન્ને સૂવા ગયા નિદ્રા આવી શકી નહિ.

પ્રાતઃકાળ થતાં શેઠ ઝટપટ પરવાર્યા. શાસ્ત્રીજી વહેલા ઊઠયા હતા, પરંતુ એમની હંમેશની સ્નાનધ્યાની વિધિ શેઠને બહુ જ લાંબી લાગી. આખરે બેઉ જણા ગજમહેલમાં ગયા. કીર્તિચંદ શેઠે ઘણા દિવસે પુરાણા દમામથી મંત્રીઓને, પ્રધાનોને મળી પોતાના મહેમાનની ઓળખાણ આપી. મોં આશાથી વીંટાઈ વળ્યા પ્રાણધરે વિજયપાળ ને રણમલ પાસેથી બધી વાત સાંભળી લીધી એની ગણતરી ખરી પડશે એની આશા લાગી.

પ્રાણધરે કહ્યું: " ઠીક, હવે મને રાજાજી પાસે લઈ જાઓ."

સૌ રાજા પાસે ગયા. રાજાને એક ખંડમાં પૂરવામાં આવ્યો હતો. દ્વાર ઊઘડયાં. રાજા ખંડની વચમાં પહોળું મોં કરી, ઊંચી ડોકથી જાણે કોઈ અલૌકિક દૃશ્ય નિહાળતો હોય તેવા આશ્ચર્યના ભાવથી નીરખી રહ્યો હતો. ઘડી પછી તે પોકારી ઊઠયો " રુદ્ર...રુદ્ર...રુદ્ર... રુદ્ર. .રુદ્ર ! "

પાછળથી મહામંત્રીએ બોલાવ્યો " અન્નદાતા ! અન્નદાતા ! " અન્નદાતાને ફરી પરવા નહોતી. પ્રાણધર ને પ્રધાન રાજાની આગળ ગયા પ્રધાને-હાથથી ખેંચી રાજાને ઢંઢોળ્યો. રાજાની નજર નીચી આવી, કંઇક ચમકયો ને વળી ચીસ પાડી ઊઠયો: "રુદ્ર—રુદ્ર-રુદ્ર !"

રાજા ધ્યાન દેવા લાગ્યો. એ મૂંગાં પ્રાણી વચ્ચે કંઈક વાત થવા લાગી. પ્રાણધરને ખાતરી થવા લાગી. પરંતુ એવામાં વળી રુદ્રની જપમાળ જપતો રાજા પાસેના પલંગમાં પછડાઈ પડ્યો. પ્રાણધર ને પ્રધાન બહાર નીકળ્યા. ચાલતાં પ્રાણધરે કહ્યું: " પ્રધાનજી ! હું માનું છું, કે રાજાને મટશે, નવાણું ટકા મટશે; બાકી તો જેવું ભાવિ ! "

" સત્ય કહો છો ? મટશે જ ? મેં આ એમ જ કહે છે. પણ...' ઘણા પ્રયોગોની નિષ્ફળતાથી નિરાશ થયેલો પ્રધાન એકદમ માની શક્યો નહિ પણ શાસ્ત્રીજીના મુખ પરનું સ્મિત જોઈ એણે વાક્ય અધૂરું રાખ્યું.

" મટશે, પ્રધાનજી ! શ્રદ્ધા રાખો. મનુષ્યપ્રયત્ન મનુષ્યાધીન છે. મને દર્દ કંઈક સમજાય છે. અત્યાર સુધીનાં ઓષધો દર્દનું કારણ સમજ્યા વિના થયાં જણાય છે. " પ્રાણધર આશા આપીને બોલ્યો: " હું માગું તે મને આપો. "

પ્રધાને લાલચ આપવા માંડી : " પાટણના રાજભંડાર પાટણના નરેશને મટાડનાર માટે ખુલ્લા છે. મારું વચન છે, શાસ્ત્રીજી ! પાટણનાં પારિતોષિક નાનાં નહિ હોય. બોલો, માગી લ્યો, શું જોઈએ ? "

પ્રાણધર હસ્યો. એ બોલ્યો : " ધનનું મારે કામ નથી. પ્રધાનજી ! પારિતોષિક લેવા હું નથી આવ્યો. યાત્રાએ નીકળ્યો છું ને વધુ રોકાઈ શકું તેમ નથી; પરંતુ પાટણપતિને સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવામાં મારાથી કંઈક બને તો મારે કરવું જ જોઈએ એ મારો ધર્મ છે. અને રાજાજીને સ્વાસ્થ્ય મળે એ જ મારે મન મોટું પારિતોષિક છે. મારે જરૂર છે તે બીજી વસ્તુની. મને ચિત્રકાર-નાં સાહિત્ય લાવી આપો. એક મોટું લગભગ મો ચોરસફૂટનું પાટિયું આપો. એના પ્રમાણમાં કાગળ, રંગો વગેરે અને એક એકાંત ખંડ આપો. આજથી પંદરમે દિવસે તમે મને જોઈ શકશો. એ

પહેલાં હું કાંઈ કરી શકીશ નહિ." પ્રાણધરની નિખાલસ પ્રભાવ-શાલી વાણી અને આકૃતિથી પ્રધાન દબાયો અને શ્રદ્ધા ઉપજી. એના મનમાં થયું કે ઐશ્વર્યનો ઇજારો પ્રભુએ કોઈ એકને જ કે એક જ વર્ગને નથી દીધો.

પ્રધાને તરત જ બધી વ્યવસ્થા કરી નાખી. બીજા દિવસથી પ્રાણધરનું કુટુંબ રાજઅતિથિ થયું. કીર્તિચંદની ગજમહેલમાં આવજા વધી. પ્રાણધરે ઇષ્ટદેવની આરાધના કરી પોતાને સોપાયેલા પ્રકાશિત વિશાળ ખંડમાં કામ શરૂ કરી દીધું. ગંગાધરે આવી પોતાની બનતી મદદ આપવા જણાવ્યું, પણ પ્રાણધરે ના પાડી એ બોલ્યો : " ભાઈ, ખોટું ન લગાડશો. ઊંચા પ્રકારની કલા ને પ્રેરણા-જનિત કૃતિઓ ઉત્પન્ન કરવામાં અન્યની સહાય કે સહકાર સ્વીકારી શકાતાં નથી. જે ઉત્તમ છે તે તો એકતાન અને એકાગ્રતાથી જ બને છે. માટે જા, ભાઈ, પાટણનગરી જો અને મઝા કર. "

ગંગાધર સમજુ હતો. એ બહાર નીકળ્યો. પાટણ જોવામાં

આત્મસંતોષ થયો. મૃત્યુકિનારેથી પાછી ફરેલી પ્રસુતા પ્રભાતે છેટે નૂતન સુંદર બાળપુષ્પને નિરખી સંતોષ પામે, કંઈક એના જેવી કલાકારોની આત્મસંતોષની શાન્તિ હોય છે. એણે ચિત્ર પર પડદો નાખી બહાર આવી પોતાની કૃતિ તૈયાર હોવાનું જાહેર કર્યું અને રાજા રાત્રે ત્યાં જ સુએ એવી ઇચ્છા દર્શાવી.

પ્રધાનમંડળ એકઠું થયું. રાજા ડાહ્યો થાય એના કરતાં પ્રાણધરે શું ચિતર્યું હતું તે જોવાની ઇચ્છા એ ઘડીએ તો એમને વિશેષ હતી

ખંડ બહુ વિશાળ હતો એક બાજુ દિવાલ હતી. તેના ઉપર સુંદર ચિત્રો ને ભીંતના શણગારો લટકતા હતા. ત્રણબાજુ બારીબારણાં ને ઝરૂખા હતા. પ્રાણધરે ભીંત પરની વસ્તુઓ કઢાવી નાખી અને પોતાના ચિત્રવાળું પાટિયું પડદા સાથે જ ઊંચકાવી બરાબર સીધું ભીતની લગોલગ ગોઠવી દીધું. લગભગ આખી ભીંત એથી ઢંકાઈ ગઈ. બે બાજુ ખૂણામાં એણે રોપાઓ ગોઠવ્યા. ચારે બાજુ ને ઉપર ટીપકાનાં ઝુમ્મરો કાળા પડદા સાથે ગોઠવ્યાં ને ઓશીકું એવી રીતે

થઈ જાય." પ્રાણધરે હસીને કહ્યું. સૌને આ માણસ વિચિત્ર અને સ્વતંત્ર મિજાજનો લાગ્યો.

રાત્રિ થઈ. દીપકો પ્રગટાવી પડદાની પાછળ સંતાડી દીધા. બારીબારણાં બંધ કીધાં. મ્યેનમાં પોઢેલા રાજાને ઝાંખા પ્રકાશમાં લાવી સુવાડવામાં આવ્યો. હમણાં હમણાં અન્નત્યાગથી રાજાની શક્તિ બહુ ઓછી થઈ ગઈ હતી, તેથી તે પથારીમાં પડી રહેતો. પ્રાણધર હાથમાં દોરી લઈ પલંગ નીચે સંતાયો. વિજયપાળ, રણમલ વગેરે સામેના ખૂણામાં ઘંટ તથા વાજિંત્રો લઈ બેઠા. રાજા રુદ્રની જપમાળ લવતો હતો. કલાકેક ગયો. રાજાએ પાસું બદલ્યું. સૌ તૈયાર થયા. પણ તે શાન્ત થયો. થોડીવાર થઈ. જપમાળનો અવાજ વધ્યો અને રાજા એકદમ બૂમ પાડી બેઠો થવા માંડ્યો. 'રુદ્ર'ની બૂમ એના મોંમા જ હતી. પ્રાણધરે ઝટ દોરી ખેંચી ઘંટડી વગાડી. પ્રધાનોએ ઘંટનાદ કર્યો. દીપકો સામેના પડદા ખેંચી લીધા. એકદમ પ્રકાશ છવાઈ ગયો. એકદમ નાદ થઈ રહ્યો. તૈયાર રાખેલી સગંધી બહેકી રહી. રાજા

"રૂદ્રમાળ...જોયો...જોયો...અવર્ણનીય...ભવ્ય...અલૌકિક...અપૂર્વ...રૂદ્રમાળ."

" આવો હતો ? "

" આવો જ–આવો જ–આ જ. "

" બહુ જ ગમ્યો ? બંધાવવો છે ? "

" જરૂર, જરૂર, જરૂર. " રાજાએ જોરથી અભિલાષ પ્રગટ કર્યો.

" પૃથ્વી પર દૈવી રૂદ્રમાળ ઉતારવાના કોડ છે ?"

" કોડ છે–નિશ્ચય છે–નિશ્ચય કર્યો છે–પછી નીકળ્યો છું. " સત્ય વસ્તુ પ્રગટ થઈ.

" ક્યાંથી ? ઇલોરગઢના ભોંયરામાંથી ? "

" ઇલોરગઢ ! ભોંયરૂં ! હા. " રાજાએ યાદ કરવા કપાળે કરચલી ચડાવી. પ્રધાન આગળ આવી બોલ્યો : " કૃપાનિધિ ! કુશળ છો ? યાત્રા કરી આવ્યા ? " રાજાએ પ્રધાનને ઓળખ્યો. બીજા મંત્રીઓ આવી નમ્યા. વિજયપાળ અને રણમલ પણ આવ્યા. રાજાની સ્મૃતિ તાજી થઈ. " અહા વિજયપાળ, રૂદ્રમાળ જોઈ આવ્યો. જોખમ ખેડે એજ એ દૈવી કલા જોઈ શકે. "

" જરૂર ! મહારાજ ! પણ આપ ક્યાં છો એ જાણો છો ? "

" ક્યાં ? " રાજાએ ચારે તરફ જોયું.

" પાટણમાં, આપના રાજમહેલમાં. "

" એમ ? પાટણમાં ! પ્રધાનજી, પ્રજા સુખી છે ને ? " રાજાને વહાલી પ્રજા સાંભરી. વિસ્મૃતિની છાયા ઓસરવા માંડી. એ જેવો ગાંડો હતો તેવો ડાહ્યો બનવા લાગ્યો. " પણ આ શું ? મેં જોયું એ દૃશ્ય આબેહુબ અહીં ક્યાંથી ? આ રૂદ્રમાળ કોણે બંધાવ્યો ? " –વળી તરત જ એણે પોતાની ભૂલ સુધારી : " કોણે ચિત્ર્યો ? "

" આ પ્રાણધર દેવે, અન્નદાતા ! આપને બોલના મરનાર જાદુગરે પ્રધાને પ્રાણધરની ઓળખાણ કરાવી, બનેલી હકીકત ટૂંકામાં કહી બતાવી રાજા આભારથી દબ્યો, આનંદથી મલકાયો

" રુદ્રમાળ ચિણ્યો, કળાગર ! રુદ્રમાળ બાંધી આપશો ? " રાજાએ હૃદયનો પ્રશ્ન કર્યો

' હા મહારાજ ! વિશ્વકર્માનો પુત્ર છું આપે જે નજરે જોયું એ જ મારા વડવાએ જોયેલું છે પૃથ્વીની અંદર છે તે પૃથ્વી પર લાવીશ ' રાજા પ્રસન્ન થયો ફરી પાટણના સમાચાર પૂછવા લાગ્યો

' આપના આગમને અત્યંત રાજી છે અન્નદાતા ! આપ વિશ્રાંતિ લ્યો ' રાજાને તરત જ મધ્યરાત્રિએ સુગંધીમય પ્રવાહીથી નવરાવવામાં આવ્યો, જમાડવામાં આવ્યો રાજમહેલમાં ફેરવવામાં આવ્યો, યુવરાજનો મેળાપ કરાવ્યો ને શાન્તિથી સૂવાડી દેવામાં આવ્યો લાંબા કાળ પછીની કુદરતી નિદ્રાએ ઘેલછાનો છેલ્લો અંશ હરી લીધો

વહેલી પ્રભાતે નગરમાં રાજઢંઢેરો પીટાવવામાં આવ્યો સવાર થતા મૂળરાજ સ્વારીએ ચઢ્યો નવી જીંદગીમાં આવેલા પુણ્યશાળી રાજાને પાટણની રમણીઓએ પુષ્પોથી ઢાંકી દીધો પુરુષોએ હર્ષનાદથી ગગન ભેદી નાખ્યું

એક યાદગીરી સ્વીકારી આપના મહદ્ ઋણમાંથી મને કિંચિત મુક્તિ આપો." રાજાએ સ્વહસ્તે માનનો પોષાક આપ્યો, રત્નભરેલો સુવર્ણથાળ ધર્યો, ને જાણે અધૂરૂં હોય તેમ મુકુટનું મધ્યરત્ન જે આખા ભારતમાં અદ્વિતીય ગણાતું હતું તે ઉતારવા માંડયું. પ્રાણધરે સવિનય પોષાક સ્વીકાર્યો પણ સુવર્ણથાળ લેવાની ના પાડી. રત્ન સંબંધી બોલ્યો : "રાજાધિરાજ ! એ રત્ન તો રાજવીઓના—રાજાના રાજમુકુટે પ્રકાશવા નિર્માયું છે. એને ન ઉતારો, હું કશું લઈ શકીશ નહિ. મને માફ કરો, આવી સેવાનો બદલો મારાથી ન લેવાય. ઇનામમા મને રજા આપો, હું યાત્રા કરી આવું. મારે પ્રતિજ્ઞા છે."

રાજાએ હૃદયથી આગ્રહ કરવા માંડયો. પરંતુ પ્રાણધરે જવાહીર કે રત્ન લીધું નહિ, યાત્રાનો નિશ્ચય ફેરવ્યો નહિ. રાજા કંઈક ખિન્ન થયો ને નિરાશા સાથે બોલ્યો :

"પરંતુ કયારે આવશો ? શાસ્ત્રીજી ! રુદ્રમાળ..." અધીરા રાજાએ કહ્યું. એને પ્રાણધરને જવા દેવાનું રૂચ્યું નહિ.

"છ મહિને પાછો ફરીશ, અન્નદાતા ! પ્રથમ મારા વતને જઈશ, ચાંપાનેર માણસ મોકલજો. યાત્રા ઊજવી સેવામાં હાજર થઈશ." પ્રાણધરે ખુલાસો કર્યો.

ન છૂટકે રાજાએ હા પાડી, પણ ફરીથી બોલ્યો : "પરંતુ આપે મારા પુનર્જીવનની કંઈ યાદી સ્વીકારવી જોઈએ—મને સંતોષ નહિ થાય."

"'રુદ્ર'માંથી 'રુદ્રમાળ' થશે એ યાદી પૂરતી છે. મહારાજ, મને તો ક્ષમા કરો ને આપનું દીલ દુખાતું હોય તો ભલે મારો પુત્ર કંઈક માગી લે. મારી રજા છે." રાજાને ખિન્ન થતા દેખી પોતાનો આગ્રહ અવિનયમાં ન ગણાય એ હેતુથી પ્રાણધરે માર્ગ કાઢયો.

પ્રાણધરની પાસે જ બેઠેલા તેના સ્વરૂપવાન પુત્ર ગંગાધર તરફ સૌની નજર ખેંચાઈ. રાજાએ પૂછ્યું: " મારા પાટણનાં ધન્યભાગ્ય ! જો એમાંથી લેવા જેવું આ યુવકને કંઈ મળ્યું હોય, ભલા ! મને કહેશો કે મારા પાટણમાં એવું શું છે જે આ યુવાન કલાકારની ધ્યાનમાં આવે ? "

યુવક શરમાયો. એ ધીમે રહી બોલ્યો : " પાટણ સુંદર અને સમૃદ્ધ છે, કૃપાનિધિ ! મારી તો કોઈ ખાસ ઇચ્છા નથી, પરંતુ આપ પ્રસન્ન હો તો વીરસૂરિ પાઠશાળામાં અતિ પ્રાચીન પાંચ પુસ્તકો છે એ મને મળે તો મારા જ્યોતિષના અભ્યાસમાં વૃદ્ધિ થાય. બીજી ઇચ્છા નથી. "

" પાંચ પુસ્તકો શું ? પાટણનાં બધાં પુસ્તકાલયો તમારા માટે સમજો. જ્ઞાનીના હાથમાં જશે તો જ્ઞાન ટકી રહેશે. પરંતુ માગીને આ જ માગી મને શરમાવો છો. " રાજાને આશ્ચર્ય થયું.

" એટલું બહુ છે, અન્નદાતા ! " સભા જરા ચકિત થઈ. બાપદીકરો અવ્યવહારુ લાગ્યા. એક વૃદ્ધ પુરુષે ધીમેથી કહ્યું: " એ તો એમ જ હોય ! પણ કલાકાર સ્વતંત્ર મગજના ને બેદરકાર જ હોય. લોભ હોય ત્યાં કલા ન ટકે. "

રાજા ફરી પિતાપુત્ર સામું જોઈ રહ્યો ને લાગણીથી બોલ્યો:

" મારા પાટણમાં આવા નરરત્નોના અભાવે મારી જાતને હું રંક સમજું છું. " પછી બાકીની વિધિ થઈ. કવિત ગવાયાં, આશીર્વાદો દેવાયા ને સભા વિસર્જન થઈ.

બીજે દિવસે પ્રાણધરનું કુટુંબ પ્રવાસે નીકળી પડ્યું. ગંગાધરે રેશમી કપડાંમાં એનાં પુસ્તકો બાંધી લીધાં હતાં. રાજા દ્વાર સુધી વળાવવા આવ્યો.

" શાસ્ત્રીજી ! જો જો વિસરી ના જતા. " રાજાએ મમતાથી કહ્યું.

" નહિ ભૂલું, મહારાજ ! રૂદ્રમાળ બંધાવનાર જાગશે ત્યારે એવો કોણ મૂર્ખ હશે જે આવડત છતાં બાંધવાની ના પાડશે ? નિશ્ચિંત રહો, અમારૂં વચન છે. " પ્રાણધરે વચન આપ્યું. રાજાને સંતોષ થયો. તેઓ જુદા પડયા.

છ મહિના તો રાજાને છ ભવ જેટલા લાગ્યા. મનુષ્યનો સ્વભાવ છે કે એક વાત મનમાં પ્રબળ થાય છે એટલે બીજી કોઈ ચીજમાં રસ કે આનંદ લાગતો નથી. રાજા શરીરે સશક્ત થયો. રાજકાજમાં ભાગ લેવા માંડયો. પણ એનું દિલ પ્રાણધરની પાછળ યાત્રાએ નીકળ્યું. 'રૂદ્ર'ની ગાંડી રટનાને બદલે રાજા હવે 'રૂદ્રમાળ'ની ઝંખના કરવા લાગ્યો. પ્રાણધરનું ચિત્ર કાંઈ આશ્વાસન રૂપે હતું. ઘણી વખત તે એના સામું જોઈ રહેતો. એને થતું કે આ ચિત્ર મત્ય સ્વરૂપ લેશે ત્યારે જગત કેવું શોભશે ? ચિત્રકારો પણ એ ચિત્ર જોવા આવતા ને તાજુબ થતા. પાટણના કલારસિક લોક પણ કલ્પનાના આનંદમાં જીવતા.

વખતે વખતનું કામ કર્યું. વાયદો વીત્યો. રાજાએ સ્વહસ્તે પત્ર લખી રાજભેટ સાથે વિજયપાળના હાથ નીચે રાજસેવકો મોકલ્યાં, ને બનતી તાકીદે પ્રાણધરને તેડી લાવવાની આજ્ઞા કરી.

પ્રાણધર શાસ્ત્રી યાત્રા કરી ઘેર આવ્યા હતા. ચાંપાનેરની હાલની સ્થિતિ ઉપરથી એ વખતની જાહોજલાલીનો ખ્યાલ નહિ આવે. એમાં સાત હજાર ઘરો તો ફક્ત પ્રાણધરની ન્યાતનાં હતાં. અને ત્યાંની કારીગરી આખા દેશમાં મશહૂર હતી. પ્રાણધર સૌની પ્રેરણા રૂપ હતો, સૌનો માન્ય નાયક હતો. રાજસેવકો પહોંચ્યા ત્યારે એમને ત્યાં હોમયજ્ઞની પૂર્ણાહુતિની વિધિ થઈ રહી હતી. બ્રહ્મભોજનો

ને જ્ઞાતિભોજનો ચાલતાં હતાં. યાત્રા ઉજવાતી હતી. પ્રાણધરે રાજસેવકોને આદર આપ્યો. રાજસંદેશ વાંચ્યો ને વિજયપાળે આતુરતા દેખાડી. શાસ્ત્રીજીએ વિચાર કરી કહ્યું : " મંત્રીજી ! હોમ હવનાદિનું કામ આજ પૂરું થશે. પરંતુ તૈયારી કરતાં ઓછામાં ઓછા આઠેક દિવસ લાગશે. આપણે શુક્રવારે પ્રભાતે નીકળીએ. " દિવસ નક્કી થયો. પ્રાણધરે ઝડપથી બધું આટોપી લીધું. સાથે લઈ જવાના માણસો તૈયાર કર્યાં. આગલે દિવસે ગંગાધરને તૈયાર થવા કહ્યું. ગંગાધરે જવાબ આપ્યો :

" પિતાશ્રી ! આ પખવાડિયું જવા દઈ પછી નીકળીએ તો કેમ ? "

" સોલંકી રાજાના આવા સંદેશા આવે ને લાંબા વાયદા કરવા શોભે કે ? કેમ, કાલે શું છે ? " પ્રાણધરે પૂછ્યું.

" મુહૂર્ત ઠીક નથી. " જ્યોતિષી બોલ્યો.

" મુહૂર્ત ઠીક નથી ? ઠીક ! ગંગાધર ! મેં એટલું યે નહિ જોયું હોય ? દિવસ ચોખ્ખો છે, ચંદ્ર સારો છે, શો વાંધો છે ? "

" યોગ અનિષ્ટ છે ને કાલથી એક ગ્રહ વક્ર થઈ ખરાબ અસર કરે છે. આ અઠવાડિયું મહાન કૃત્યો કરવા માટે નીકળવા જેવું નથી."

" ગંગાધર ! ગાંડો ન થા. બહુ વહેમ ન રાખવા. બહુ માનીએ તેમ બહુ વહેમ ભરાય. મને લાગે છે કે પેલાં પાટણનાં પુસ્તકોએ જ તને છેક વહેમી બનાવી દીધો જણાય છે."

" વહેમ નથી, પિતાશ્રી ! મારું હૃદય ના કહે છે. બંધ રાખો."

" નક્કી થયું છે, હવે બંધ રહે કે ? મુહૂર્તથી મહેલ બંધાતા નથી. ગંગાધર ! મહેનત જોઈએ, કલા જોઈએ. કાલ પ્રભાતે તૈયાર થજે."

" કલા ને ઉદ્યોગ કરતાં યે સમયનો પ્રભાવ વધારે છે પિતા ! " તે વધારે બોલી શકયો નહિ. પિતા માટે તેને ઘણું માન હતું.

" હાલ તો ચાલ, ખાતમુહૂર્ત તું નકકી કરજે, પછી કંઈ ? "

" નહિ પિતાશ્રી, હું નહિ આવી શકું. "

" નહિ આવી શકે ? ગંગાધર ! જ્ઞાનનાં ગર્વઘેન ચઢવા આંડયાં કે શું ? "

" ગર્વ નહિ, પિતાશ્રી ! પણ મારું અંતર ના પાડે છે. આપ રોકાઈ જાઓ. મને ક્ષમા કરો." એની આંખમાં આંસુ આવ્યાં.

ગંગાધર પ્રાણધરનો પુત્ર હતો. શરમાળ ને શાન્ત છતાં એનામાં વ્યક્તિત્વનો નિશ્ચય પ્રગટતો ત્યારે કોઈ એને ડરાવી કે ડગાવી શકતું નહિ. પ્રાણધર તે સમજતો. એણે મૃદુ સ્વરથી કહ્યું: " ભાઈ, આમ હઠ કરવી ઠીક કહેવાય ? રાજસંદેશમાં તને પણ કેટલી મમતાથી તેડાવ્યો:છે. રાજા મહારાજાઓનાં આમંત્રણ આવશે ત્યારે આમ મુહૂર્ત જોઈ બેસી રહેશો ? કાર્યસિદ્ધિ શી રીતે કરી શકશો ? રાજકૃપા, બાપુ ! આકાશની રખડતી વાદળી જેવી છે. વર્ષવા માંડે ને એમાં જળ ન ઝીલાય-ઘડીમાં તો કયાંય ચાલી જાય." જીંદગીમાં કદીયે રાજકૃપાની લાલસા નહિ કરનારા કલાકારે પુત્રને વૃદ્ધપણાનું શાણપણ દાખવ્યું.

" પરંતુ અકાલ વર્ષણ ઝીલતાં અનર્થ થાય, પિતાશ્રી ! મને તો ઉતાવળ કરવી યોગ્ય નથી લાગતી. રૂદ્રમાળ બાંધવો એ શું નાનીસૂની વાત છે ? મુહૂર્ત જોવું જ જોઈએ."

" એટલે શું ? કાલે નીકળવાથી તે શું નહિ બંધાય ? બોલી દે. તું આવે છે કે નહિ ? પછી નહિ તેડાવું." પ્રાણધરે ધાર્યું કે પુત્ર માનશે.

" તો ભલે. " પુત્રે ખિન્નતાથી પણ દૃઢતાથી જવાબ દીધો.

એટલે હાલના સિદ્ધપુર નજીક સ્થળ નક્કી થયું. રાજપ્રજાને પાટણથી દૂર જવું ન ગમ્યું, પરંતુ પ્રથમ કાર્યમાં પ્રાણધરની વિરુદ્ધ હઠ કરવાની હિંમત રાજા કરી શકયો નહિ. શ્રીપુરમાં ધામા નંખાયા. રાજમંડળ ત્યાં જઈ વસ્યું, પ્રાથમિક તૈયારીઓ ચાલી રહી. દેશ પરદેશના કારીગરોને નોતરવામાં આવ્યા. જમીન ઝડપથી સાફ થવા માંડી. સામાન આવી પડવા લાગ્યો. પથ્થરો તૈયાર થવા માંડયા. પરંતુ પ્રાણધરે ખાત મુહૂર્તની વાત છેડી નહિ. રાજાએ જ પૂછ્યું : "શાસ્ત્રીજી! ખાત કયારે કરશો ?"

"શ્રાવણમા મુહૂર્ત સારું છે." એણે ટૂંકામાં જ પતવ્યું ને બીજી વાતે ચડયો, શ્રાવણને તો આઠ દશ મહિના બાકી હતા.

જગતમાં સૌથી સોંઘી ચીજ સલાહ છે. રાજા જેવાને તો વધારે સહેલાઈથી મળે એમાં નવાઈ નહિ. મૂળરાજ પ્રાણધરની મરજી પ્રમાણે વર્તવા ઇચ્છતો, પરંતુ પ્રાણધરને સર્વ સત્તા મળે તે સહન કરવાની શક્તિ પાટણના એ વખતના વ્યક્તિત્વવાળા વતનીઓમાં હોવી એ શકય ન હતું. ચમત્કારી ને અતિ વિદ્વાન મનાતા જ્યોતિષીઓએ રાજજોષી સાથે મળી જઈ રાજાની અધીરાઈની ચાવી પકડી. કાન ભંભેર્યા ને કહ્યું કે ઉત્તમ મુહૂર્ત ચાલ્યું જાય છે, પછી નહિ આવે. આખા વર્ષમાં નહિ આવે. રાજા ચમકયો, એણે ખાત કરી નાખવાનો આગ્રહ કરવા માંડયો. પ્રાણધરે ફરી વાત ઉડાવવા માંડી. રાજાએ આગ્રહ જારી રાખ્યો. પ્રાણધરે ગણતરી કરી જોઈ. મુહૂર્ત ખોટું નહોતું; પરંતુ જોઈએ તેવું નહિ.

"રાજા! શ્રાવણનું મુહૂર્ત વધારે સારું છે, જવા દો, શી ઉતાવળ છે? રૂદ્રમાળ કાંઈ એક દહાડામાં થઈ જવાનો નથી."

"આ યે સારું છે ને, શાસ્ત્રીજી? મારી ઇચ્છા છે, બીજાઓનું કહેવું પણ એમ જ છે."

માથે ઊભેલા કેટલાક શાણાઓએ પણ રાજાને ટેકો આપ્યો, ને શ્લોક બોલવા માંડયા. રાજાને તરછોડવાની કે એમની ઇચ્છાને માન આપવા વચ્ચેની પસંદગી કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. કલાકાર વિચારમાં પડયો. મૂળરાજ જાણે વિનવતો હોય તેમ બોલ્યો :

" શાસ્ત્રીજી ! એક એક દિવસ મારે વર્ષ જેવો છે. " પ્રાણધરે કુંડળી કચવાતે મને હા ભણી મૃગશિર્ષનું મુહૂર્ત રાખ્યું. પાટણના પ્રતિહાસમાં અંકિત થઈ જાય એવો સમારંભ રચાયો. રુદ્રમાળનું ખાતમુહૂર્ત એટલે કદિ યે નહિ જોયેલી–નહિ કલ્પેલી એવી દૈવી કલા મૃત્યુ લોકમા ઉતારવાની આરંભવિધિ. સરસ્વતીના રમણીય કિનારા પર મોટા માંડવાઓ બંધાયા. આસોપાલવનાં તોરણો લટકાવવામા આવ્યાં. રાજાએ દૂર દૂરથી પવિત્ર કર્મપરાયણ વિદ્વાન બ્રાહ્મણોને તેડાવ્યા. સામંત, માંડલિકો બનતી ત્વરાએ પહોંચી ગયા. પાટણ ખાલી થઈ શ્રીપુરને ઉભરાવી દીધું.

આખરે એ દિવસ આવ્યો. ગાઉ ગાઉ ફરતી ભૂમિ માનવથી છવાઈ ગઈ, ગગનભેદી જયનાદોની ઘોષણાઓ વચ્ચે મૂળરાજ, સુભટો, સામંતો, પ્રધાનો માથે આવી મંડપમાં બિરાજયો. પ્રાણધર, વિદ્વાનો, જોષીઓ, કલાકારો, રાજાની જમણી બાજુએ આસને ગોઠવાયા. એ દિવસ વિદ્યા ને કલાના વિજયનો હતો

વિધિ શરૂ થઈ. રેશમી કપડાંમાં સજજ થઈ સોલંકી મૂળરાજ હરખાતા હૃદયે સુવર્ણ પાટલે વિધિ કરવવા બેઠો. રાજગોર ને પંડિતોએ ક્રિયા શરૂ કરી. પ્રાણધર સૌની સામે બેઠો. વિધિ પ્રમાણે રાજાએ જરા ભૂમિ ખોદી પછી માપસર ખાડો ખોદવામાં આવ્યો. એમાં જળ રેડાયાં, પુષ્પ નંખાયાં, પ્રાણધર એની ગતિ નિરખી રહ્યો હતો. એક ખૂણામાં અટક્યાં. એના મુખ પર એક ઝીણી શ્યામ

વાદળી આવીને ચાલી ગઈ. રાજજ્યોષી બોલી ઊઠયો : "વિજય, રાજાધિરાજ ! મુહૂર્ત ઉત્તમોત્તમ સધાયું છે."

રાજાએ પ્રાણધર સામું જોયું, પરંતુ કાંઈ પ્રત્યુત્તર મળ્યો નહિ. એણે તો ઉંડી ગણતરી કરી એક ખીંટી જમીનમાં મારી. સૌની કલ્પનાને જાદુની દોરીથી બાંધી રહેલા રુદ્રમાળનું ગર્ભવિધાન થઈ ચૂક્યું. વિધિ પૂરી થતાં શુકનના ગોળધાણા વહેંચાયા. પ્રસંગાનુસાર સંભાષણો થયા. યુવરાજ ચામુંડરાયનો રાજ્યાભિષેક કરી નિવૃત્ત થવાની પોતાની ઇચ્છા રાજાએ ત્યાં જ જાહેર કરી. બ્રાહ્મણોએ આશીષમંત્રો ઉચ્ચાર્યા ને રુદ્રમાળને જોવાની ઇન્તેજારી બતાવી સભા વિસર્જન થઈ.

પ્રાણધરે પોતાનું કામ પૂર ઝડપે શરૂ કરી દીધું. એની ચીંધી જવાબદારી શરૂ થઈ ચૂકી. અગણિત માણસોનું પદ્ધતિસરનું ત્વરિત કામ દેખી પ્રાણધર માટે સૌ આશ્ચર્ય દાખવવા લાગ્યા. વૃદ્ધ જનો પણ મહારુદ્રનાં દર્શન કરી પછી જવાની આશા બાંધવા માંડયા.

રાજા રાજા મટી સંન્યાસી જેવો બની ગયો હતો. એમણે જાહેર કર્યા પ્રમાણે ખાતનો સમારંભ પૂરો થતાં થોડા દિવસમાં જ પાટણ જઈ લાટેશ્વરને હરાવી કુંવારી તલવારને લોહી પાઈ આવેલા પોતાના વીર્યવાન કુમાર ચામુંડનો સ્વહસ્તે રાજ્યાભિષેક કર્યો હતો અને રાજ્યહિતની ભલામણ પ્રધાનોને કરી વિજયપાળને લઈ શ્રીપુર આવી વસ્યો હતો. રાજા સરસ્વતીનાં પવિત્ર જળમાં નહાતો, ધોતો, ધર્મધ્યાન ધરતો અને કર્ણ દાનેશ્વરીને યાદ આપે તેવાં દાન આપતો. એણે ગંગા યમુનાની સંગમ ભૂમિ, ચ્યવનાશ્રમ, નૈમિષારણ્ય, કુરુક્ષેત્ર, કાન્યકુબ્જ, કાશીક્ષેત્ર વગેરે મહાન પવિત્ર તીર્થસ્થળોથી પવિત્ર બ્રાહ્મણોને તેડાવ્યા, સાષ્ટાંગ દંડવત્ નમ્યો, એમના આશીષ લીધા અને ભાવભર્યા આગ્રહથી એમને ગમતાં નગરો આપી રાખ્યો અને એમના

સમાગમમા પુણ્યનો સંચાર કરવા લાગ્યો. પરંતુ આથી એ સૌથી વધારે ધગશ તો એને રૂદ્રમાળની ગતિ જોવાની હતી. એકાન્ત રમ્ય સ્થાનમાં એ રહેતો, અને રૂદ્રમાળનું થતું કામ, જાણે દરેક પથ્થર ગણતો હોય તેમ, જોઈ રહેતો. ક્યારે એ દૈવી કલાના શિખરો ચઢે–ક્યારે દેવની પ્રતિષ્ઠા થાય, અને ફરીથી મહાન ધર્મ સમારંભ આરંભાય, એજ વિચાર એના વખતને હમેશ રોકી રાખતો. હર સંધ્યાકાળે તે પ્રાણધરની સાથે અમૂક જગ્યાએ ઊભો રહેતો, દરેક દિવસના કામની ગણતરી ગણી જોતો પ્રાણધરને પણ જાણે એ જ લગની હતી બાંધનાર બંધાવનાર બેઉનાં દિલ એક હતાં. બેઉને રૂદ્રમાળની ઉત્પત્તિમાં જીવનની સઘળી સાર્થકતા સમાઈ ગઈ લાગતી, અને દૈવી કલા દિવસે દિવસે અનેરી શોભા પ્રગટ કરતી ઉત્પન્ન થયે જતી હતી. એ સમયે ખરેખર શ્રીપુર નગર જાણે કોઈ સ્વર્ગની દેવનગરી હોય–ક્યાની ચૈતન્યપ્રદ જીવની જાગતી પ્રતિમૂર્તિ હોય તેમ ભાસતી અને પ્રાણધર-વિશ્વકર્માનો સંતાન જાણે દેવપુરીનો વિધાતા-સૃષ્ટા હોય એમ લાગતું.

બાંધતાં એક સહસ્ર કારીગરોને સોળ વર્ષ લાગે." "અને આને ?" "હજી દશેક તો જોઈએ જ." પ્રાણધરે બને તેટલો થોડો સમય બતાવ્યો.

રાજાએ એક આછો નિશ્વાસ નાખ્યો. પ્રાણધરનું ધ્યાન ખેંચાયું. એણે પૂછ્યું. "મહારાજ!" રાજાએ ઉત્તર દીધો નહિ. ચંદ્ર પૂર્વમાં ઊગ્યો હતો તે તરફ જોતો બીજી વાતે વળગવા પ્રયત્ન કરતો, પ્રાણધરને લઈ તે આશ્રમ તરફ ચાલ્યો. જતાજતા તેણે જરા થોભી રૂદ્રમાળના પ્રથમ માળ ભણી એક દૃષ્ટિ ફેંકી લીધી. પ્રાણધરને આજે રાજામાં નવીનતા લાગી. પરંતુ તે બોલ્યો નહિ તેઓ જુદા પડયા.

એ રાત્રે ચંદ્ર માથે આવી આથમવા માંડયો હતો મધ્યરાત્રિ પછી એક પ્રહર ચાલ્યો ગયો હતો, સર્વત્ર શાન્તિ છાઈ રહી હતી પ્રાણધર ઊંઘમા પોતાના કામનાં સ્વપ્ન જોતો હતો–ઊંઘતો હતો. ત્યાં કોઈએ જોરથી દ્વાર ખખડાવ્યું. એણે ભડકી ઊભા થઈ ઉઘાડયું.

"રાજાની અંત ઘડી છે,—જલદી ચાલો." રાજસેવકે કહ્યું. પ્રાણધર શરીર પર ખેસ નાખતો આગળ થયો.

"શું થયું ?–એકાએક," પ્રાણધરે પૂછ્યું, "સમજાતું નથી.' ત્યાં તો તેઓ રાજાના શયનગૃહમાં આવી પહોંચ્યા

ત્યાં પલંગ નહોતો, વૈભવવિલાસ નહોતો. રાજા કોઈ પરમહંસ સંન્યાસીની માફક જાણે ધ્યાનમાં હોય તેમ વ્યાઘ્રચર્મથી બીછાવેલી પથારીમાં બેઠા હતા. કેટલાક સેવકો છેટા ઊભા હતા. વિજયપાળ ધ્યાનથી સાંભળતો પાસે બેઠા હતો.

ઊંડો શ્વાસ લઈ આંખ ઉઘાડી રાજાએ કહ્યુ: "વિજયપાળ! આત્મા અકળાય છે. છેલ્લી ઘડી આવી લાગી છે. હું કહું તે સાંભળી લ્યો. મારા કુમાર અને સોલંકીની ગાદીએ આવનાર મારા વંશજને મારી મૃત્યુ સમયની આજ્ઞા છે કે કોઈ પણ ભોગે રૂદ્રમાળ પૂરો કરાવવો, અને જે રૂદ્રમાળ પૂરો કરશે તેને જ અમર રાજ્યકીર્તિ

વરશો. યાદ રાખજો મારા વંશજ પાસે મારું આદરેલું પૂરું કરાવજો ...એ તમને, તમારા વંશજોને આજ્ઞા છે અને પ્રાણધર, પ્રાણધર–"

રાજા પ્રાણધર વિષે કંઇ બોલે તે પહેલા તો એમનું હૃદય ઉંડા ધબકારા લેવા લાગ્યું. એણે છાતીએ હાથ દીધો ને અંતીમ વેદનાને નિગ્રહમાં આણતો બોલ્યો . " અને સાભળી ત્યો સરસ્વતીના કિનારે ઊગતા પ્રભાતે મારા સંસ્કાર કરજો. પણ કૃત્રિમ અગ્નિ મારા મલ દેહને અડકાડતા ના." રાજાના મુખ પર ફરી તીવ્ર દુઃખ થતું જણાયું ને ફરી શાન્તિ ને આનંદ જણાયાં શિવ–શિવ–શિવ–રૂદ્ર–મહારૂદ્ર કરતો એણે શ્વાસ મૂકયો, અને એ શ્વાસમાં એનો આત્મા ચાલ્યો ગયો

સમાધિસ્થ હોય તેમ રાજા ઠરી ગયો. સૌ સ્તબ્ધ બની જોઈ રહ્યા. પ્રાણધર અવાક્ બનેલો જાગી ત્યાથી નીકળી ગયો. રાત્રિ થોડી જ બાકી હતી પ્રાણધરનો આત્મા પણ ખળભળી ઉઠયો હતો રાજાના અંતકાળના દશ્યથી એના જીવનનો રસ જતો રહેવા લાગ્યો. છાનોમાનો ઊતરી આવ્યો. " ગંગાધર ! ગંગાધર ! તને ઊવેખ્યાનું આ ફળ. " તે બબડયો એણે દીવો કર્યો. તરત જ બે કાગળો લીધા ને લખવા માડયા. લખ્યા, વાંચ્યા, અશ્રુથી પલાળ્યા હાથમાં લઈ પથારીમાં સૂતો જમણે હાથે ચળકતી હતી તે વીંટી ચૂસવા લાગ્યો ઘડી બેઘડીમા એના ગૌર વર્ણમા રંગ દેખાવા લાગ્યો ચૈતન્ય અટકી ગયું. પ્રાણધર મૂળરાજને રસ્તે પડયો.

યોગ્ય આજ્ઞાઓ આપી ચામુંડરાયને તેડાવવા સ્વારો દોડાવી વિજયપાળ પ્રાણધરને શોધતો આવ્યો. સ્થિતિ જોઈ તે હબકી ગયો. ઊગતી મૈત્રિના અંતથી કકળી ઊઠયો :

" પ્રાણધર ! પ્રાણધર ! ડાહ્યા થઈ તમે આ શું કર્યું ? "
પત્રો લઈ એણે વાંચવા માંડયા—

" પ્રધાનજી ! ક્ષમા ! જે માર્ગે કલાપૂજક ગયો તે માર્ગે

કલાકાર જાય છે એ જ ઉચિત છે. ' એવું ખાત કીધું કે વર્ષ સવાવર્ષે રાજા મૂઓ, આદરેલાં પુણ્યધામોનાં શિખરો જોવા પામ્યો નહિ.' એવું કહી દુનિયા પ્રાણધરને ટોકે તે પહેલાં એ ન હોય તે વધારે ઇચ્છવા યોગ્ય છે. પ્રધાનજી ! કલાનો આત્મા દૈવી છે, સ્વતંત્ર છે, શાસ્ત્રો ગહન છે, એના ઊંડાણનો અંત નથી. માન વિના, શ્રદ્ધા વિના એકે પ્રાપ્ય નથી આતુર રાજાએ ઉતાવળ કીધી, એમને દોષ નથી દેતો, મેં મારી સ્વતંત્રતા વિસારી, હું ભૂલ્યો, ભૂલની શિક્ષા હોવી જોઈએ અને તે સ્વયં સ્વીકારું છું.

" રૂદ્રમાળ આ દુનિયાનું રમકડું નથી. એ દૈવી કલા છે. એનો જોનાર, બાંધનાર, પ્રભુની મહદ્ કૃપા વિના પાકતા નથી અને એની ઇચ્છા વિના કોઈના બાંધ્યા બંધાતા નથી. પ્રાણધર અને મૂળ-રાજ મહારાજને એ દૈવી રૂદ્રમાળ સાથે પોતાનાં પામર નામ જોડ-વાના અભિલાષ હતા–તે અંતરમાં જ રહ્યા. પ્રભુની ઇચ્છા ! એક જ આશ્વાસન છે કે બંધાવનાર જાગે તો, બાંધી શકે તેવો પુત્ર મૂકતો જાઉં છું. અને એવા પુત્રનેય અવગણવાનું મેં પાપ કર્યું છે. જરૂર પડે પ્રાણધરનું કુટુંબ યાદ કરજો. બીજે એ વિદ્યા હજુ સુધી નથી વસી

" –ને પ્રધાનજી ! આપણો પરિચય આમ જ વિરમ્યો. જેવું ભાગ્ય. સાથેનો પત્ર મારા પુત્રને પહોંચાડજો, ને કહેજો કે એનો પિતા એની શિક્ષા પામ્યો છે. ભાઈ ! વિદાય. જગતની મુસાફરીમાં છેવટે વિદાય વિના શું છે ?

મૂળરાજ મહારાજના ઓચિંતા મરણની અને પ્રાણધરની આત્મહત્યાની શોકજનક ખીના પ્રસરી ગઈ.

સૂર્યનાં કુમળાં કિરણો પૂર્વમાંથી પ્રગટી જગત પર પથરાતાં હતાં. રાજાની અંત સમયની આજ્ઞા અનુસાર સરસ્વતીના કિનારે ચંદનચિતા તૈયાર થઈ હતી. ચામુંડ આવી પહોંચ્યો નહોતો, પરંતુ પવિત્ર તીર્થોથી પધારેલા બ્રહ્મપંડિતો સંસ્કારવિધિ થોભાવવા તૈયાર નહોતા. રાજાના અને પ્રાણધરના સ્થૂલ શરીરનાં દર્શન કરવા નગરજનો ઊલટી પડયા હતા.

વિધિ શરૂ થઈ, મંત્રોચ્ચાર થયા–એક ઋષિ જેવા બ્રહ્મ પંડિતે, સૂર્યને અર્ધ્ય અર્પી, મંત્રીને મૂળરાજની ચિતા પર અંજલિ દેવા માંડી–અગ્નિને એણે આમંત્રવા માંડયો–સૂર્ય ક્ષિતિજ છોડી જગત પર પ્રકાશ છવાયો. બ્રાહ્મણે છેલ્લી અંજલિ અર્પી ને મૂળરાજ મહારાજના મૃત દેહના જમણા અંગુઠામાંથી અગ્નિજ્વાળા ભભૂકી બ્હાર નીકળી.

સૌ જોનારે જયજય નાદ કર્યો. સ્વયંભૂ જ્વાલા વધી. જાણે વિયોગિની હોય તેમ જોડેની પ્રાણધરની ચિતાને વળગી ને કલાકાર તથા કલા પૂજનારનાં સ્થૂળ દેહોની જ્યોત જોતામાં ભસ્મ થઈ ગઈ. અધૂરા રૂદ્રમાળના મોટા સ્તંભો રોતી આંખે એ દશ્ય જોતા રહ્યા.

પુત્ર ઉપર લખેલો પત્ર નીચે પ્રમાણે હતો :

" ગંગાધર ! માણસના પરમ પવિત્ર અભિલાષો પણ પૂરવા વિધિને હાથ છે. સૌને વિધિનાં અચળ નિર્માણ છે એ સત્ય તેં કહ્યું, મેં ન માન્યું, અનુભવે તે શીખ્યું છે. છતાં મારી સૂચના છે કે જે જ્ઞાન તને મળ્યું છે તે વધારી જગતને કંઈક અર્પતો જજે. યોગ મળે તો અધૂરા રૂદ્રમાળના શિખરો ચઢાવી તારા અધીરા પિતા અને અધીરા મૂળરાજની વાસના પૂરી કરજે. ને ગંગાધર ! રડીશ ના. અનંતકાળના આપણે મુસાફરો છીએ મળ્યા–વળી મળીશું. "

ગંગાધર પિતાની ઉત્તરક્રિયા કરી શ્રીપુરની યાત્રાએ ગયો. ત્યાં સૌ શુનકાર હતું. પેલા સ્તંભો કાંઈક છાની વાત કહેતા હતા. પાછો આવ્યો. ચાંપાનેરના લોકે ગત કલાકારની યાદમાં એક સ્મારક ઊભું કર્યું. નગરની મધ્યમાં એક સુંદર શિવાલય કરાવ્યું. એના ચોકમાં પ્રાણધરની ભવ્ય મૂર્તિ ગંગાધરને હાથે જ કોરાયલી ઊભી કરી.

એ રહી ત્યાં સુધી કલાકારે ને કલાપૂજકોએ એમાંથી પ્રેરણા પીધી. તખ્તીનો લેખ વાંચી રુદ્રમાળ કથા–અધૂરી કથા જાણી.

૨

મૂળરાજ સોલંકી ગયો, પ્રાણધર ગયો ને રૂદ્રમાળની આશા નષ્ટપ્રાય થઈ ગઈ. એની ગાદીએ આવેલા રાજાઓએ લાંબાં રાજ્ય ભોગવ્યાં નહિ કે પિતૃની ઇચ્છા પૂરી કરવાની ધગશ જણાવી નહિ. મૂળરાજની ચોથી પેઢીએ ભીમદેવ થયો. એની ધાર્મિક વૃત્તિ અતિ સતેજ હતી. પરંતુ એ અરસામાં મુસલમાનોનાં આક્રમણ થઈ ચૂક્યાં હતાં. સોમનાથ પાટણનું રક્ષણ કરવામાં એની મર્દાઈ, શ્રદ્ધા ને કીર્તિ સમાઈ ગયાં.

એની પછી કર્ણ ગાદીએ આવ્યો. એને સ્નેહગ્રંથીઓ ગૂંથવી સૂઝી. એ મિનલદેવીનો પતિ થયો. અને દક્ષિણના રાજાની એ પ્રભાવશાળી રાજકુમારી થોડા સમયમાં પોતાનો પ્રભાવ જમાવી બેઠી. જે પ્રધાનને મૂળરાજે, પોતાના વંશજોને યાદ કરવાનું સોંપ્યું હતું એ તો નહોતો–થોડા જ વખતમાં પરલોકવાસી થયો હતો. અને એ પોતાને સોંપાયેલું કામ પોતાના વંશજોને જણાવતો ગયો હતો. એ જુના પ્રધાનના વંશજો વાત ઉપાડતા પરંતુ કંઈ અસર થતી નહિ.

પરંતુ આખરે આશાનાં કિરણો જણાયાં. કર્ણ રાજાએ પરલોકગમન કર્યું. નાનો બાલકુમાર જયસિંહ ગાદીએ આવ્યો. રાજતંત્રની

લગામ માતાના નાહોશ હાથમા રહી ઉદ્દયન અને મુજાન જેવા મહા અમાત્યો રાજસ્થભ જેવા મહાર આવ્યા

રાજમાતામા મહત્ત્વાકાક્ષા હતી વાવ, તનાવો, કૂવા, સ્તભો ચણાવી પોતાના સ્મારક ઊભા કરતી હતી યે મનસુ અને મિનન એની સાક્ષી પૂરે છે બાનરાજામા આ સસ્કારો ઘન થતા ગયા

જયસિહમા પણ ધીમે ધીમે માતાનુ તેજ ઝળકવા માડ્યુ ગજ્ય એને નાનુ લાગ્યુ સત્તા એને અધૂરી લાગી, ગૌરવ એને ઝાખુ લાગ્યુ અને નામ એને ક્ષણિક લાગ્યુ સર્વસત્તાશીન, અતૂન, અપૂર્વ, મહાન સમ્રાટ થઈ ઇતિહાસને પાને યાવચ્ચદ્રદિવાકરૌ અનુપમ તેજથી ચળકવાની અભિલાષાઓ એનાં રૂવે રૂવે પ્રગટ થવા લાગી અમાત્યોએ પણ સામ્રાજ્યનીતિ પસદ કરી, અને દિગવિજયો કરવાના એના કોડ પોષ્યા મોટા સૈન્ય મોકલીને ન નમતાને એણે નમાવ્યા, નમેલાને સેવા કરતા કર્યા એની દૃષ્ટિ એથી યે આગળ વધવા માડી

એક રાતે પોતાના ભાવિ યશનુ ચિન્તન કરતો જયસિહ ઝરૂખામા એકલો બેઠો છે એની દૃષ્ટિ સામેના અતરીક્ષે અડી છે એનો એક હાથ એની હડપચીને ટેકવી રહ્યો છે બીજો હાથ એના દીર્ઘણ ઉપર સિદ્ધો ગોઠવાઈ એની દીર્ઘતા દર્શાવે છે

માળવાની સત્તા, જુનાગઢની અડગતા, લાટ પ્રદેશની ચળવળ એને ખૂચી રહી હતી પ્રજા એને માન આપતી, પરતુ હજી એના દેવાંશી ઐશ્વર્યને સ્વીકારતી નહિ એને પોતાની લઘુતા બહુ સાલતી એવામાં રાજસેવક આવી મૂળરાજના વખતના પ્રધાનના વશજનુ આગમન જાહેર કર્યું અને રજા માગી મહારાજાને ન ગમ્યુ, પરતુ નવા મત્રીમડળો નીમવામા એના તરફ દુર્લક્ષ થયુ હતુ એમ માની તેને મળવાની હા પાડી બે શબ્દ મીઠા કહેવામાં એણે લાભુપદ જોયુ. એક આધેડ વયના ગભીર પ્રકૃતિના માણસે આવી નમસ્કાર કર્યા

" આવો, આવો, ઘણે દહાડે રાજગઢ યાદ કર્યો ? " રાજાએ હસીને કહ્યું.

" આજે એક વાત યાદ આવી ગઈ, મહારાજાધિરાજ ! અને કહેવી જોઈએ એમ ધારી કહેવા આવ્યો છું. "

આવનારે તરત જ પ્રસ્તાવના કરી.

" કઈ વાત ? આપના પૂર્વજોએ તો રાજ્યની અનેક વર્ષો સુધીસેવા કરી છે આપની સૂચના હિતકારી જ હશે. ખુશીથી બોલો " રાજાએ મીઠાશથી બોલવા માડયું.

" મહારાજ ! જે વાત કહેવા આવ્યો છું તે હસી કાઢવા જેવી નથી. હા પાડશો તો અમર થશો અને ના પાડશો તો અનેક પ્રયત્ન છતાં અપૂર્ણ રહેશો." પ્રધાનપુત્રે રાજાની ચાવી પકડી અને રાજાની જિજ્ઞાસા જાગૃત કરી.

" અરે વાહ ! અમરફળ લઈ આવ્યા છો કે શું ? બોલો તો ખરા." રાજા હસ્યો પણ ધ્યાનથી સાંભળવા લાગ્યો.

" અન્નદાતા ! કાયા અમર નથી—અમર કરવી એ ઠીક નથી. પરંતુ માનવી જીવનનાં કૃત્યો અમર બની શકે તેમ છે મૂળરાજ મહારાજે એક મહાન કાર્ય આરંભ્યું—વિધિએ અધૂરૂં રાખ્યું. એ જે પુરૂષ પૂરૂં કરશે તે અમર રાજ્યયશ પ્રાપ્ત કરશે, એવું મૂળરાજ મહારાજના મૃત્યુ સમયનું વચન છે. પરંતુ એ વચન સિદ્ધ કરનાર મર્દ હજી સુધી પાટણની ગાદીએ આવ્યો નથી. રૂદ્રમાળ શ્રીપુરમાં સડે છે, પૂર્વજની સ્પષ્ટ આજ્ઞા છતાં કોઈ સાંભળતું નથી. રાજાધિરાજ ! રૂદ્રમાળનાં શિખરો ચડાવી દેશમા પોતાની કીર્તિ પોકારવાના કોઈને કોડ થતા નથી કે જમાનો જ શું અલ્પજીવી અને અલ્પયશસ્વીઓનો આવ્યો છે ? "

રાજા સાંભળી રહ્યો. એણે બધી વાત પૂછી પ્રધાનપુત્રે બધી વાત કરી, તે બોલ્યો : " અન્નદાતા ! બધી પ્રવૃત્તિઓ પડતી મૂકી આ કાર્ય ઉપર ધ્યાન આપવું ઘટે છે. સમયપ્રવાહ વેગથી વહે જાય છે. આજકાલ કરતાં મનનું મનમાં રહી જાય. "

" જયસિંહનું આયુષ્ય ટૂંકું નથી–હજી તો ઘણાં વર્ષો છે." રાજાએ ખુલ્લું હસી જવાબ દીધો.

" શાન્તમ્ પાપમ્, મારે કહેવું એ નથી. પરંતુ, મહારાજ ! બંધાવનાર જાગે ત્યારે બાંધનાર ન હોય. રૂદ્રમાળ કંઈ માટીનું રમકડું નથી કે હુકમ થતાં પાટણનો કુંભાર ઘડી દે. મને તો પાકી શંકા જ છે કે ગંગાધર કે એના વંશજ કોઈ હશે કે નહિ "

" શું કોઈ બાંધનાર નહિ જડે ? "

પ્રધાનપુત્રે ખુલાસો કર્યો અને પ્રાણધરના પૂર્વજે યાત્રા કરેલી તે બધી વાત કરી અને ઉમેર્યું. " તેથી જ કહું છું કૃપાનિધિ ! કે ગંગાધરજી તો શાના હોય પરંતુ પ્રાણધરનો કોઈ વંશજ ન મળ્યો તો પૃથ્વી પર બીજો કલાકાર નથી કે જે રુદ્રમાળ બાંધી શકે. પ્રભુની ખાસ કૃપા વિના બધો યોગ મધાય તેમ નથી. દૈવી કલા પૃથ્વી ઉપર ઉતરે તેમ નથી. એની કૃપા થાય ત્યારે જ બાંધનાર જાગે ને બંધાવનાર મળી આવે "

જયસિંહ મહારાજને સંતોષ થયો. પ્રભુની ખાસ કૃપાનું પાત્ર થવાનું એમને બહુ ગમ્યું. એમણે રુદ્રમાળનું કામ ઉપાડવાનું વચન આપ્યું. પ્રધાનપુત્ર ઊઠયો. વિજયનો વિચાર કરતાં રાજાના મનમાં રુદ્રમાળ વસી ગયો. આખી રાત એને એ જ વિચાર આવ્યા કર્યા. રુદ્રમાળ–મૂળરાજ–પ્રાણધર–પ્રધાનપુત્રે કહેલી આખી પૂર્વકથા–એની કલ્પનાને રમાડી રહી. ' જે રુદ્રમાળ પૂરો કરશે એને જ અમર રાજકીર્તિ વરશે. ' એ સોલંકી વંશના સ્થાપનાર આદિ પુરુષનું અંત સમયનું વચન એને યાદ આવ્યું. એણે નિશ્ચય કરી નાખ્યો.

બીજે દિવસે રાજમાતાએ અમાત્યોને બોલાવી આગ્રહી રાજાનો રુદ્રમાળનો ક્રમ પાસ કરાવ્યો. પ્રાણધરના–ગંગાધરના વંશજોને માનસહ તેડી લાવવાના ખાસ સંદેશ છૂટયા. રાજસેવકો ચાંપાનેરના રસ્તે ચાલ્યા.

રાજસેવકોએ એમને મળેલી સૂચનાઓ પ્રમાણે પ્રાણધરના–ગંગાધરના વંશજને જોવાની આશા રાખેલી. તેઓ પ્રાણધર ને ગંગાધરનાં નામ લેતા અને એમના વંશમાં કોણ છે તેની તપાસ કરતા ચાંપાનેરમાં દાખલ થયા.

ગંગાધરનું નામ સાંભળી એક છોકરો એમનું ઘર બતાવવા આગળ થયો. અને મોટાં કલામય લાગતાં મકાનોની એક પંક્તિ આગળ ઊભો રહ્યો અને ખબર કહેવા અંદર ગયો. થોડી વારમાં

એક દેખાવડો સુદૃઢ શરીરવાળો યુવક બહાર આવ્યો. આવકાર સાથે રાજસેવકોનાં વાહનો વગેરે માટે બંદોબસ્ત કરવાનું કહી રાજપુરુષોને અંદર લઈ ગયો.

" ચાંપાનેરના રહીશ પ્રાણધર શાસ્ત્રી હતા એમણે રૂદ્રમાળ શરૂ કર્યો. એમના વંશમાં હાલ કોણ છે ? " જતાં જતાં મુખ્ય રાજપુરુષે યુવાનને પૂછ્યું.

" ગંગાધરજી ! " યુવાને આછું સ્મિત કરી કહ્યું ને સામું પૂછ્યું : " આપ પાટણથી આવો છો ? "

" હા, અમે પાટણથી આવ્યા છીએ. પણ ગંગાધરજી તો પ્રાણધર શાસ્ત્રીના પુત્રને ? તે હજી જીવે છે ? " રાજસેવકોને આશ્ચર્ય થયું. " હાજી. રૂદ્રમાળનાં શિખરો ચઢાવવા હજી એ જીવે છે. "

યુવાને ખુલાસો કર્યો અને એમને લઈ અંદર આવ્યો. એ વિશાળ મકાનના કેટલાય રમણીય ભવનની કલા અને રેશમી વસ્ત્રોમાં બાંધેલી પોથીઓથી શણગારેલા ઓરડાઓ વટાવતા તેઓ અંદર ગયા. છેલ્લે એક ઓરડો આવ્યો. ત્યાં અજબ શાંતિ હતી. ઝીણી કોતરેલી પથ્થરની મોટી જાળીઓમાંથી શીળો પ્રકાશ અંદરની સુઘડ સ્વચ્છતાને તાદૃશ્ય કરતો હતો.

ઓરડાની એક ભીંતને અડી એક સુંદર ઢોલીઓ બિછાવેલો હતો. તેની સુંવાળી ગાદી પર તકીઆને અઢેલી લગભગ સૂતો હોય તેવી સ્થિતિમાં એક તદ્દન સુકાયલો, લબડતી ચામડીવાળો પણ તેજસ્વી વૃદ્ધ–અતિ વૃદ્ધ પુરુષ બેઠો હતો. એ તે વૃદ્ધ કે વૃદ્ધત્વની પ્રતિમા હતો ? વૃદ્ધ સહેજ ધીરા પણ સ્પષ્ટ સ્વરથી સંસ્કૃતમાં બોલતો હતો. નીચે લેખનસાધનો લઈ બેઠેલા ચાર ચકોર જણાતા બ્રાહ્મણો ઝડપથી લખી લેતા હતા.

યુવાને રાજસેવકોને લઈ ધીમેથી પ્રવેશ કર્યો. અને વૃદ્ધે વાક્ય

પૂરું કર્યું એટલે ધીમેથી કહ્યું : " દાદા ! આ રાજપુરુષો પાટણથી આવ્યા છે. "

પાટણનું નામ કાને પડતાં વૃદ્ધમાં નવું ચૈતન્ય આવ્યું લાગ્યું. એ મહેજ ટટાર થયો, એણે ઊંડી ગયેલી પણ તેજસ્વી આંખમાંથી દૃષ્ટિ ફેંકી અને બોલ્યો : " પધારો. "

સેવકો આસને બેઠા. વૃદ્ધના સુકાયેલા પણ પ્રાચીન ઋષિ જેવા, ભવ્ય અને પૂજ્ય લાગતા વદન ઉપર એક આનંદનું સ્મિત જણાયું. એણે કહ્યું

" આખરે આવ્યા ખરા. સિદ્ધરાજ મહારાજનો સંદેશ લાવ્યા છો ? મેં ધાર્યું કે સોલંકીઓની ધર્મશ્રદ્ધા ને કલાભક્તિ મૂળરાજ મહારાજ સાથે ગઈ ! "

" દેવ ! હજી તે જીવે છે–આ જયસિંહ મહારાજનો સંદેશ." એમ કહી મુખ્ય રાજપુરુષે પત્ર આગળ ધર્યો. વૃદ્ધે પેલા યુવાનને કહ્યું: " વાંચ." યુવાને વાંચ્યો. સિદ્ધરાજ મહારાજે તે ખાસ મમતાથી લખાવ્યો હતો. વૃદ્ધની આંખમાં પ્રસન્નતા જણાઈ.

એ વૃદ્ધ તે ગંગાધર. છેક મૂળરાજ મહારાજની સભામાં કુમારાવસ્થામાં બિરાજનાર હજી યે પાટણના રાજસંદેશાની રાહ જોતો તે જીવતો હતો. દીર્ધાયુના એ યુગમાં યે એણે જીવનની દીર્ઘતાને એની છેલ્લી હદને ઓળંગી ખેંચી હતી. પ્રાચીનતા–કલા–જ્ઞાન–ને સંસ્કારની જીવંત–પણ જર્જરિત મૂર્તિ સમો એનો દેહ આત્મા ધારી રહ્યો હતો–એક વાસના કે મહેચ્છા કે કોઈ અદૃશ્ય સત્તા એને જીવાડી રહી હતી.

મૂળરાજ મહારાજ, પિતા પ્રાણધર અને અધૂરા રહેલા દૈવી રુદ્રમાળનાં શમણાં હરહંમેશ એને ઊંઘમાં આવી શ્રીપુર જવા આમંત્રણો આપતાં–અપૂર્ણને પૂર્ણ કરવા એના કાનમાં પોકારતાં હતાં.

પણ પાટણના રાજમંદેશ આવતાં દિવસો–મહિનાઓ–વર્ષો–અગણિત વર્ષો વહી ગયાં. પાટણની ગાદી ઉપરથી સોલંકીઓ ઊડી ગયા કે શું ?

એણે ય ઘણી ખ્યાતિ ને જગતની પ્રશંસા પ્રાપ્ત કરી હતી. આખું ચાંપાનેર તો એના ચરણે નમવામાં માન સમજતું. છેક યુવાવસ્થામા એની પ્રિય પત્ની એક નાનો બાળ મૂકી મરણશરણ થઈ હતી. અને જ્ઞાનની તૃષા સાથે જન્મેલા કલાકારે સંસારમાંથી મન ઉઠાવી લીધું હતું. પુત્ર મોટો થયો, એને એણે રૂદ્રમાળનો ભેદ આપ્યો, અને મનથી નિશ્ચિંત થયો જણાયો. એણે ભારતવર્ષની લાંબી લાંબી મુસાફરીઓ આરંભી–આર્યાવર્ત્તનાં તીર્થો એવાં નહોતાં કે જે તેણે ન જોયાં હોય ! એવા પુસ્તકભંડારો નહોતા કે જેમાં એણે ડોકીયું ન કર્યું હોય ! અને એવા થોડા જ વિદ્વાનો, કલાકારો, જ્યોતિષીઓ હતા જેમને મળવા એ ચૂક્યો હોય. ઘણે વર્ષે પ્રવાસથી પાછા ફરી પોતાની સઘળી શક્તિ, જ્ઞાન અને અનુભવ કલા, જ્યોતિષ અને શિલ્પ ગ્રંથો રચવામાં રેડ્યાં હતા. શિલ્પ જ્યોતિષના સંબંધ પરના એના ગ્રંથોની પ્રતોની દૂર દૂરથી માગણી થતી. મોટા પંડિતો પણ એનાં મુક્ત કંઠે વખાણ કરતા.' પરંતુ એને સંતોષ નહોતો. રૂદ્રમાળ એના હૃદયને આલોડન દઈ રહ્યો હતો, છતાં સ્વમાની કલાકાર પાટણના આમંત્રણ વિના વગર તેડયો જાય તેમ નહોતો. અને ખાસ કરી જ્યારે એનો પુત્ર કલાધર પાકટ ઉમરે પહોચી પોતાના વારસોને પોતાના પહેલાં વિદાય કરી એકાએક મરણ પામ્યો ત્યારે એને ઘણું દુ:ખ થયું. વાસના ફરી જાગૃત થઈ, પ્રબળ બની. એણે જોયું : પ્રાણધરનો વંશવેલો અટક્યો. જગતમાં રૂદ્રમાળ બાંધનાર નહિ હોય અને એ વિદ્યા તો પરને ન દેવાય એવી મૂળ પુરુષની આજ્ઞા હતી. એણે ઘણી યે વાર પોતાની મંજુસમાંથી રૂદ્રમાળનાં ચિત્ર વગેરેનો અમૂલ્ય વારસો કાઢ્યો હતો–તપાસ્યો હતો. જ્યારે એણે સોની હદ

રાજાને આનંદ થયો. માન સાથે એણે કહ્યું: " શાસ્ત્રીજી ! આપના પિતાએ આદરેલું પૂરું કરી આપો. "

" એક શરતે મહારાજ ! આવશ્યક સાહિત્યો ને માણસ પૂરાં પાડવાં આપનું કામ, ઉપયોગ કરવો મારું કામ. સ્થળ, સમય અને કાર્યગતિની સઘળી વ્યવસ્થા વિશ્વાસથી સોંપવા રાજી હો તો આ સ્થિતિમાં યે આ મહદ્ જવાબદારી લેવાની મારે ના નથી. રાજન્ ! કલાકારની મનસ્વી ગતિ અને શાસ્ત્રોની ગહનતાને તો પવિત્ર માનવાં જોઈએ. એ વિના સિદ્ધિ દુર્લભ છે. "

રાજા હસ્યો. " મને નાહકની દખલ કરવાની નવરાશ નથી, શાસ્ત્રીજી ! મૂળરાજ મહારાજ જેટલી ઉતાવળે નથી. મારી તો ફક્ત એટલી જ શરત કે જગત ચકિત થઈ જાય તેવી રચના ઉપજાવો–પાટણના રાજભંડારની જરી યે દયા ન રાખતા. આ મંત્રીજી તમને સોંપ્યા. જે કહેશો તેનો એ બંદોબસ્ત કરી દેશે. " રાજાએ પોતાનું દિલ બતાવી દીધું. એણે પેલા પ્રધાનપુત્રને રૂદ્રમાળનું દ્રવ્ય સંબંધીનું કામ સોંપ્યું.

રાજમાતા બોલ્યાં : " અને શાસ્ત્રીજી ! ખાત મુહૂર્ત ખાસ કાળજીથી જોજો હાં. " ગંગાધરે જરા દિલગીરીભર્યું સ્મિત કર્યું અને કહ્યું :

" ખાત મુહૂર્ત કાઢનાર તો માળવા દેશમાં પડ્યા છે, તેમને તેડાવવા પડશે. સાંભળો મહારાજ, માળવા દેશમાં યવન્તિથી સોળ યોજન છેટે સજ્જન નામનું ગામ છે. ત્યાં માર્કન્ડેય નામના જોષી રહે છે. આર્યાવર્ત્તમાં એમની જોડ નથી. એ આવશે ત્યારે ખાતની ઘડી નક્કી થશે. "

શિલ્પ અને જ્યોતિષમાં પારંગત થયેલા વૃદ્ધ જ્ઞાનીએ માલવ દેશના નૈસર્ગિક પ્રેરણાથી જ્ઞાન પામેલા જ્યોતિષીને તેડાવવાનું ઉચિત ધાર્યું. રૂદ્રમાળમાં જરાયે ઊણપ ન રહે એવો એમના મનનો નિશ્ચય હતો.

એમણે એ મહાપુરુષને યોગ્ય આમંત્રણપત્ર મોકલ્યો, અને રાજસેવકોને માનવા દેશ તરફ તેને તેડવા મોકલ્યા.

ગંગાધર શ્રીપુર ગયા. આ વૃદ્ધત્વ શું કરશે એ સ્વાભાવિક પ્રશ્ન હતો. પરંતુ સરસ્વતીના કિનારે પગ મૂકતાં એ જર્જરિત દેહમાં નવી શક્તિનો સંચાર થવા લાગ્યો. એમણે જગા જોઈ પ્રાથમિક તૈયારીઓની સૂચનાઓ કરવા માંડી. સૌને આશ્ચર્ય થવા માંડ્યું. શિરાધર તો દાદાની જુવાન જેવી સ્ફુર્તી જોઈ જ રહ્યો. પ્રકૃતિની રમ્ય શોભા, કુમારિકા સરસ્વતીનો પવિત્ર કિનારો, મૂળરાજે વસાવેલ કલાપરાયણ પરમ પવિત્ર બ્રાહ્મણોનો વસવાટ, શ્રીપુર નગરની દેશપ્રસિદ્ધ સમૃદ્ધિ અને પિતાના હાથે ઉત્પન્ન થયેલું કામ' એ સઘળાનો વિચાર કરતાં અધૂરું હતું ત્યાંથી આગળ વધવાનું જ ઉત્તમ હતું. પરંતુ ગંગાધરને પ્રથમની ખાતવિધિની અસર દૂર કરવાની ખાસ ઇચ્છા હતી. અને મૂળ યોજનામાં ફેરફાર કર્યા વિના નવું ખાત કરવું શાસ્ત્રાધારે બની શકે તેમ નહોતું. કલાકારની બુદ્ધિએ માર્ગ કાઢ્યો. દૈવીકલામાં એણે યત્કિંચિત સુધારો કરવાનો વિચાર કર્યો. મહારુદ્રના આલયના આગળના મુખ્ય ચોકને આગળ અને બાજુમા વધારી નવી સ્તંભ-પંક્તિઓ ને કમાનોની યોજના કરવી ધારી. અને નવી ભૂમિકા લેવાતાં શિલ્પાધારે નવું ખાત અગ્રભાગે કરી તેની અમર આખા આલય પર કરવાનું ધાર્યું. એણે નવી ભૂમિકા ખોદાવી શુદ્ધ કરવા માંડી. તૈયાર થયેલું કામ તો તાલું જ હતું,-ફક્ત કેટલાક સુંદર પથરાઓ બ્રહ્મદેવો ચંદન ઘસવા ઉપાડી ગયા હતા !

રૂદ્રમાળની તૈયારીઓ ચાલી. સાધનો, માણસો આવવા લાગ્યાં. કોતરકામ શરૂ થયું. આરસ પરની ટાકણાંની કીટકીટથી નદીકિનારો ફરી ગાજી ઊઠ્યો. શ્રીપુર નગરી ઘણાં વર્ષે ફરીથી કલાની જીવંત કલાનગરી બની ગઈ.

જે સમારંભ વર્ષો પહેલાં થયો હતો તેવો જ નહિ પણ તેને યે વિસરાવી દે તેવો સમારંભ શરૂ થવાનો હતો. જયસિંહ મહારાજને બાલપણથી જ જાહેર ઉજ્વલતાનો ભારે શોખ હતો. ભવ્ય રસાલા સાથે માંડલિકો, મંત્રીઓ, વિદ્વાનો, બ્રાહ્મણ અને જૈન પારંગત જોષીઓ અને વીર સૈનિકો લઈ શણગારાયેલા હાથી પર ચઢી મહારાજ શ્રીપુર પધાર્યા. બોલાવવા ઘટે તેવા બ્રહ્મપંડિતોને–રાજવીઓને આમંત્રણ છૂટયાં. શ્રીપુરમાં બ્રહ્મભોજનો શરૂ થયાં.

શ્રીપુરની બ્રાહ્મણીઓ જમતા જમતાં યુવાન અલબેલા રાજાની, ચમત્કારી શક્તિવાળા અતિ વૃદ્ધ ગંગાધરની હોંસે હોંસે વાતો કરતી હતી અને સૌ માર્કન્ડ જોષીની રાહ જોતું હતું. કલ્પના કરતું હતું કે એ કેવાય હશે. રાજસેવકો માલવદેશ પહોંચ્યા. પણ જોષીને શોધી કાઢવાનું સહેલું લાગ્યું નહિ સજન ગામનું નિશાન આપ્યા છતાં એકદમ એ જડયું નહિ અને જડયું ત્યારે માર્કન્ડ જોષી મહાશય ક્યાં રહે છે તેમ અતિ માનથી પૃછતાં એકદમ કોઈ બતાવનાર મળ્યું નહિ. કારણ ગામના લોકોને પોતાના ગામના નરરત્નને માન આપવાની ટેવ નહોતી. અને જ્યોતિષીનું નામ માર્કન્ડ છતાં સૌ એમને પળવિપળ નામે ઓળખતું હતું.

પત્તો લાગતાં તેઓ તેને ઘેર પહોંચ્યા ત્યારે તેઓ ઘેર હતા નહિ, અને ઘર પણ વિદ્વાન બ્રાહ્મણનું હોય તેમ જણાયું નહિ. જોષીની દીકરીએ આદર આપી બેસાડયા. તેઓ રાહ જોવા લાગ્યા કારણ કે જોષી બકરાં ચરાવવા ગયા હતા અને સંધ્યાકાળે પાછા આવશે એમ એમને જણાવવામાં આવ્યું હતું.

સંધ્યાકાળ થઈ. દિવસનો પ્રકાશ પાતળો બની પીગળી જવા લાગ્યો. માર્કન્ડ જોષીના માટીના ઓટલા પર ખાટલે બેસી રાજસેવકો રસ્તા પર નજર કરી રહ્યા હતા. એક પ્રચંડ વ્યક્તિ બકરાનું નાનું

ટોળું હાંકતી આવતી જણાઈ. એણે ખભા પર તાજાં જન્મેલાં બકરીનાં બચ્ચાં ઉપાડી લીધાં હતાં. હાથમાં મોટી લાંબી ડાંગ હતી. શરીર પર જાડાં વસ્ત્રો હતાં. મોટા ભરાવદાર મુખ પર ભારે મોટી મૂછો અને શ્વેત–ચાંદી જેવું લાંબું દાઢું હતું. માથું અસાધારણ મોટું હતું. જાડી વાળથી ભરેલી સીધી ભમરોની નીચે આંખ પ્રમાણમાં નાની પણ તેજ મારતી ઊંડી હતી. કપાળ વિશાળ અને કરચળીવાળું પણ ચકચકતું હતું. શરીર મજબુત સુદૃઢ હતું. વાળની સફેદાઈ અને આંખ નજીકની કરચલીઓ ફક્ત વૃદ્ધત્વ છતાં આ બલીષ્ટ શરીરધારીને કેટલાં વર્ષો થયાં હશે તે કલ્પવું મુશ્કેલ હતું. એમણે આવી સીધા વાડામાં પ્રવેશ કર્યો.

" ત્રિવેણી !-ત્રિવેણી " બે વાર ઉચ્ચાર કરી પુત્રીને બોલાવી પેલાં બચ્ચાંને સોંપ્યાં. પુત્રીએ રાજસેવકોની વાત કરી. તેઓ ઘર તરફ આવ્યા. એ મોટા મુખ પર આવકારનું મધુરું સ્મિત પથરાઈ ગયું. એમણે નમસ્કાર કર્યા, રાજસેવકોએ વધારે આદરથી સામા પ્રણામ કર્યા. મનમાં આ આહિર જેવા લાગતા માણસને જોઈ નિરાશા ઉત્પન્ન થયા છતાં એમને જોઈ કાંઈક વિચિત્ર માનની લાગણી અનુભવાતી હતી. એમણે બની શકે તેટલી સંસ્કૃત ભાષામાં આવવાનું પ્રયોજન કહેતાં કહ્યું :

" અનહિલવાડના મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહ ગુજરાતનાં પરમ પવિત્ર શ્રીપુર નગરીમાં રુદ્રમાળ બંધાવે છે અને તેની ખાતવિધિ કરવા આપને તેડાવ્યા છે. "

" મારી ઇચ્છા નથી, મારાથી નહિ અવાય. "

રાજપુરુષો આ બેદરકારી દિગ્મૂઢ જોઈ જ રહ્યા.

" મહારાજ ! પણ આપનું તો ખાસ કામ છે. ગંગાધરશાસ્ત્રીએ આપનું નામ આપ્યું છે અને આ પત્ર આપ્યો છે. " રાજસેવકે પત્ર

આપવા માંડયો. દરમિયાન એ વિચિત્ર જ્યોતિષીએ અંતરમાં એક બીજી દૃષ્ટિ ફેંકી લીધી.

" પત્ર છે ત્યારે આપતા કેમ નથી ? લાવો. ગંગાધર આવ્યા છે ? " ગંગાધરના નામે જોષીએ કાન દાબ્યો. પત્ર અપાયો. તાડપત્રે લખાએલો શ્લોક એમણે વાંચ્યો–એમના વદન પર પ્રસન્નતા જણાઈ, પણ આંખ પાછી અંતરે વળતાં તે ઊડી જતી જણાઈ.

" જયસિંહ રુદ્રમાળ બંધાવે છે ? "

" હા મહારાજ ! અને ગંગાધરજી બાંધે છે. આપ આવશો તો જ ખાત થશે. "

એક ક્ષણ જોષીએ વિચાર કર્યો. તેણે કંઈક અચકાતાં હા પાડી : " હંમ, ગંગાધર આવ્યા છે–ઠીક, આવીશ. " એ મનથી બબડયા.

બીજા દિવસે પ્રભાતે વહેલા પોતાની પુત્રીને કંઈ કહી જોષી એ જ કપડે પ્રવાસે નીકળી પડયા. માર્ગમાં ગંગાધર સાથેના પોતાના પરિચયની એમણે વાત કરી. ગંગાધર આર્યાવર્તમાં ફરતા એમને ત્યાં આવેલા, ખાસ એમને મળવા આવેલા, અને રહેલા. તેમણે બેઉએ એ ટેકરી ઉપર ચડી આકાશનાં નિરીક્ષણ કરેલાં અને ઘણી ઘણી વાતો કરી ગમ્મત કરેલી અને માયાનું બંધન મૂકી તેઓ ચાલ્યા ગયા. આ પ્રચણ્ડ કાયામાં યે પ્રીતિની કુમાશ જોઈ રાજસેવકોને આશ્ચર્ય થયું. જોષી દાખલો આપતા હોય તેમ વડીલના વાત્સલ્યભાવે બોલ્યા : " એનામાં તેજ છે ખરું. બીજા તો વિદ્યાના નામે પાખંડ આદરી બેઠા છે. " તેઓ પછી મૌન ગ્રહી વિચારે ચડયા.

અને ખચિત જ્યોતિષજ્ઞાન પર અભિપ્રાય આપી શકે તેવા એ વખતે જે ખાસ થોડા પુરુષો હતા તેમાંના તે એક હતા. ભારતવર્ષમાં તે યુગમાં પાંચ પારંગત જોષીઓ મનાતા અને એ પાંચેમાં યે ભારતની મધ્યમાં વસનાર આ પ્રેરિત પંડિત ભલભલાને કાનની

બૂટ પકડાવે તેવા હતા. મમજણુ આવ્યા પછી સવાસો ચોમાસાં એમણે જોયાં હતાં. જેમના વરતારા એમણે અગાઉથી વર્ત્યા હતા તેમાંના એક પણ અપવાદ વિના બધા મત્ય પડયા હતા એમ ત્રણ ત્રણ પેઢીના આજુબાજુના લોક કહેતા. મામાન્ય દૃષ્ટિએ અદૃશ્ય રહેલા આકાશના નક્ષત્રો, નવા જુના સૌ એમની ગણતરીમાં આવી ગયા હતા. મકલસૃષ્ટિ પર છત્ર ધરી રહેલું આ અનંત આકાશ એમને મન એક પુસ્તકનું પાનું હતું-એના અક્ષરો ઊકેલવા એમણે મફળ પ્રયત્ન કર્યો હતા. દિવસે સૂર્યની ગતિ, ઋતુ ને છાયા, અને ગતે ચંદ્ર-તારાઓની સ્થિતિ જોઈ ઘટિકા, પળ અને વિપળ સુધીનો ચોક્કસ સમય તે કહી આપતા અને એથી લોકો એમને પળવિપળના નામે ઓળખતા.

અન્ય જ્યોતિષીઓએ પોથીઓના પાનાં વાંચી ઉલ્હાસે કર્યા હતાં, એમણે કુદરતનાં પાનાં નિરખી ચિન્તનથી મનમાં ઘુંટ્યાં હતાં. બીજાઓએ ગ્રહઉપગ્રહની અમરો અનુમાને જાણી હતી. એમણે પ્રત્યક્ષ અનુભવથી મિદ્ધ કરી હતી. અને આથી યે વિશેષ એ અગમ્ય જ્ઞાનની ગૂઢ ચાવીઓ આ વિરલ પુરુષને પ્રેરણાથી પ્રાપ્ત થઈ હતી. એની આંખનાં પોપચાં સહેજ નમતાંની સાથે એની અંતરદૃષ્ટિ જ્યોતિષના ગણિતની અઘરી ગણતરી કરી લેતી હતી, અને વેદ ગણ્યા વિના જવાબ જાણી જતીઃ વાયુના ભેદે એ પારખી શકતી. દેશ પરદેશ પર આવતાં વિપત્તિનાં વાદળો કેટલાં યે વર્ષો પહેલા દેખી જઈ સૌને ચેતવી દેતી હતી.

પીતાયે એમને પ્રથમ પૂછી જતા. પોતાના શાન્ત ગામડાની નજીક આવેલી ઊંચી ભૈરવ ટેકરી પર ચડી મધ્ય રાત્રિએ પ્રકૃતિ ને અનંત આકાશના નિરીક્ષણમાં જ્યારે એ મસ્ત જોષી તલ્લીન થઈ જતો– એની પાછળ મંતાયેલા જગન્નિયંતાને સામો ઊભો દેખી અપૂર્વ આનંદમા જગતને ભૂલી જતો, ત્યારે જગતના મહાન મમ્રાટો પણ એને ક્ષુદ્ર લાગી જતા એવા માર્કન્ડ જોષીને મન પોતાનું વતન છોડી ગુજરાત જેટલે દૂર જવું એ કંઈક નાછૂટકે મિત્રનું માન સાચવવા જવા જેવું હતું

આખરે શ્રીપુર આવ્યું ને રાજાજીને આશ્ચર્યમાં નાખવા રાજસેવકો તરત જ એમને રાજા પાસે લઈ ગયા.

" રામ રામ, રાજા ! રામ રામ. " જોષીએ જય જય કર્યા અને હાથ ઊંચો કરી દીર્ઘાયુના આશિષ દીધા. રાજાએ નેત્રો વિકાસી પૂછ્યું : " આ કોણ ? " ગંગાધરે ઓળખાણ આપી અને પોતે વધારે વૃદ્ધ દેખાવા છતાં સાષ્ટાંગ દંડવત્ કરી ગુરુને ભાવથી પ્રણામ કર્યા. જોષીએ હાથ ઝાલી ઉઠાડયા ને ગંગાધરને ઓળખી ભેટ્યા, " અહાહા ! તમે તો બહુ ઉતાવળ કરી જણાય છે ! કેવા વૃદ્ધ જર્જરિત થઈ ગયા છો ! " એમને નજરે કેટલાં યે વર્ષો વહી ગયાં હતાં એ જાણે નહિ જેવો સમય હોય તેમ માર્કન્ડ બોલ્યા.

ગંગાધરે પૂછ્યું : " દેવ, કુશળ છો ને ? "

" કુશળ છું–ગંગાધર ! ભૈરવ ટેકરી છે ત્યાં સુધી મને શું દુ:ખ છે ! આ તો તમારો પત્ર વાંચી આવવું પડયું. "

" દેવ ! મોટી કૃપા કરી. ગુજરાતને ય કંઈક લાભ મળવો જોઈએ ને ! " એમ કહી ગંગાધરે રાજાના કાનમાં કંઈ કહ્યું. અને એમને લઈ પોતાના ઉતારે ચાલ્યો. રાજા જોઈ રહ્યો. એને સહેજ

બેચેની થઈ. " આ ગંગાધર ! આ માર્કન્ડ ! " આ બે વૃદ્ધ વિદ્વાનો એને બહુ વિચિત્ર લાગ્યા.

માલવ દેશના જોશીને જોઈ પ્રથમ તો બ્રહ્મપંડિતો હસવા લાગ્યા. પાટણના ઈર્ષાળુ જોશીઓ છાનાં ટીખળ કરવા લાગ્યા. લોકો આશ્ચર્યથી જોઈ રહેવા લાગ્યા અને આવા વૃદ્ધો રાજાને રૂદ્રમાળ શું બાંધી આપશે એ વિચારે મંત્રીઓ મૂંઝાવા લાગ્યા. પરંતુ કોની મગદૂર કે સિદ્ધરાજ મહારાજના તેડાવેલા મહેમાનોને કોઈ ઉપેક્ષી શકે. માર્કન્ડ મહાશયે સરસ્વતીમાં સ્નાન કર્યું. સવાપહોર નદીમા ઊભા રહી સૂર્યનું ધ્યાન ધર્યું–અર્ધ્ય અર્પ્યાં. કિનારે સંધ્યા કરી અને રેશમી વસ્ત્રો સજી ઊઠયા ત્યારે એમનામા મહદ્ પરિવર્તન થયું લાગ્યુ. છૂપાયેલું ઓજસ્ એમના કપાળ પર દીપી ઉઠ્યું–બૃહસ્પતિના અવતાર સમા શોભી ઊઠયા ને સરસ્વતી જીભે વસ્યાં હોય તેમ શુદ્ધ સંસ્કૃત દિવ્ય વાણીનો પ્રવાહ એમના મુખમાંથી ઝરવા લાગ્યો. ગંગાધરે હાથ જોડી ખાતની વાત કરી પોતે કાઢેલા મુહૂર્તની લખુ બનાવી.

જોષીએ નવી ભૂમિકાગ્રહણની રજા આપી પરતુ સવાગજ વધારે ખોદવાની આજ્ઞા કરી વિસ્તારમાં સંમતિ આપીને મુહૂર્ત માટિકા તપાસી. આંખો મીંચાઈ સહેજ ટકી અને ઉઘડી, એમણે સસ્મિત કહ્યુ ; " બરાબર છે–એક વિપળનો જ ફક્ત ફેર છે. " એક વિપળ ઉમેરવાની કહી અને ગંગાધરને ગણતરી સમજાવી : " પરિણામમાં ઝાઝો ફેર નથી, પરંતુ સિદ્ધ ઘટિકા પળવિપળ નો આ જ છે "

મૂળરાજ મહારાજનો વંશજ ગંભીરતા ધારણ કરી સુવર્ણ પાટલે વિધિ કરવા બેઠો. દેવસભા હોય તેમ ચારે તરફ બ્રહ્મદેવો, જ્યોતિષીઓ, રાજપુરુષો બેસી ગયા. રાજા પાસે માર્કન્ડ જોષી બીરાજ્યા. આજ એમના કપાળ પર એટલું તેજ ઝળકતું હતું કે સામું જોઈ રહેવું મુશ્કેલ પડે. ગંગાધર એમની સામે બેઠો. એમના આનંદનો પાર નહોતો હિરાધર પાછળ ઉભો.

વિધિ શરૂ થઈ વાતાવરણ મંગળ ઘોષોથી ગાજી ઉઠયું. રાજાએ સૌ ક્રિયા જણાઈ આવતી શ્રદ્ધાથી કરી ને યોગ્ય સમય આવતાં સૂર્ય સામું જોઈ રોપેલા દંડની છાયા નજરથી પામી અંતરમાં એક દૃષ્ટિ કરી. પુષ્પ ગતિના આધારે દિશા બાંધી માલવદેશના પ્રચંડ જોષીએ વિપળ બદલાય તે પહેલાં તો ઝટ દઈને સુવર્ણ ખીલી જમીનમાં ઠોકી ને જરા સ્મિત સાથે કહ્યું: " ધન્ય, રાજન્ ! તમારાં ભાગ્ય મોટાં છે. રૈવી રૂદ્રમાળ પ્રલયકાળ જોશે. "

" નિ:શંક, શેષનાગને શિર્ષે ખીલી લાગી એ ઉત્પત્તિને લય ન હોય. " ગંગાધરે સમર્થન કર્યું. અને એ જ ક્ષણે પાછળથી એક બ્રાહ્મણે મનમાં જાણે બોલતો હોય તેમ મમરો મૂકયો : " લય ન હોય તેવી ઉત્પત્તિ તો બ્રહ્માએ પણ સરજી નથી. "

રાજાના કાનમાં એ શબ્દો જતાં એનામાં જાગૃતિ આવી. જોષની વિચિત્ર વિધિઓ અને એથી યે વધારે વિચિત્ર જોષીનાં લક્ષણો જોઈ મનમાં મૂંઝાઈ રહેલો રાજા છેલ્લી વાત માની શક્યો નહિ. એનું માથું મહેજ હાલી ગયું અને જોષીના તેજથી અચકાતો હોય તેમ અચકાતો એ બીડેલા હોઠ ઉઘાડી બોલ્યો :

" પ્રલયકાળ સુધી ! શેષનાગને માથે ! " સિદ્ધરાજને અતિશયોક્તિની અવધિ જણાઈ. કયાં દૂર દૂર અનંતકાળને આરે ઊભેલો

પ્રલયકાળ અને ક્યાં મહા મજબુત છતાં યે પૃથ્વીપરના રંક પથ્થરો ! ક્યાં પાતાળમાં વસતો શેષ અને ક્યાં વેંતની ખીંટી !

એણે ફરી માથું હલાવી ઉપયો પ્રશ્ન કર્યો. જોષીએ તરત જ પોતાની ભૂલ જોઈ. વગર પૂછ્યે ફેર કહ્યું ને રાજાને શંકા થઈ. એમણે શાન્તિથી જ કહ્યું :

" હા રાજન્ ! શેષનાગના માથે બરાબર. શિલ્પ શેષને પકડવાની અનેક વિધિઓ બતાવે છે. તેમાંથી મોંઘી જે કષ્ટસાધ્ય મનાય છે તે પકડાઈ છે. દૈવયોગે દૈવીકલાના સર્જનમાં ઈષ્ટ ઘટિકા સિદ્ધ થઈ છે. " આ મોઘમ ખુલાસાથી રાજાના મનનું સમાધાન થયુ નહિ.

કંઈક દૃઢતાથી બાળકને વારતા હોય તેમ એમણે કહ્યું : " જવા દો, મહારાજ ! કેટલીક વાતો તો માનીને જ ચાલવું જોઈએ. આપણે રૂદ્રમાળથી કામ છે, નહિ કે જોષ અને તેની વિધિઓથી. જોષીરાજ ! વિધિ પૂરી થઈ કે હજી કાંઈ બાકી છે ? " એમણે છેલ્લું જોષીને સંબોધી ઉમેર્યું અને વિધિ જો પૂરી થઈ હોય તો મહારાજને લઈ સભા વિસર્જન કરવામાં ડહાપણ જોયું. પરંતુ રાજા ડગ્યો નહિ એમણે આગ્રહથી કહ્યું : " પ્રધાનજી ! જોષવિધિઓ યે જોવા જેવી છે. મને જોવા દો. જોષીરાજ ! ખીંટી કાઢો. "

ગંગાધરે ગભરાઈ હાથ ઊંચો કર્યો, ને રાજાને વાળતો બોલ્યો : " મહારાજ ! આપણી શરતનો ભંગ થાય છે. અમારું કાર્ય અમને કરવા દો, શાસ્ત્ર કદી ખોટાં હોય નહિ, અને સમયની ગણતરી જેમને અંતર ધ્યાને કરી સિદ્ધ છે તેવા આ માર્કન્ડ મહારાજના હાથની વિધિ કોઈ કાળે નિષ્ફળ નિવડે નહિ. ઠેઠ માલવદેશથી તેડાવ્યા છે તે રમત કરવા નહિ પણ તે ઘડી પળ વિપળ પકડવા. ગણિત કરી હરકોઈ જોષી ઈષ્ટ ઘડી કદાચ ગણી કાઢે, પણ સૂર્ય જોઈ તેને પકડી શકે એ તો ફક્ત આ જ જોષીરાજ કરી શકે. સમજ્યા રાજન્ ! એ સફળ થયેલો કષ્ટસાધ્ય યોગ રક્તધારા જોવાની લાલસામાં નિષ્ફળ ન કરો. " આર્ત સ્વરે ગંગાધરે વિરોધ જાહેર કર્યો. વૃદ્ધની કરચલીઓ

બંધાયો છે એમ નામ આપતા હો તો તે હું માની લઉં, પરંતુ શેષ સત્ય જ બંધાયો ને ખીંટી કાઢતાં રક્તધારા નીકળે એ વાતો તો નજરે જોયા વિના નહિ જ મનાય."

ગંગાધરે રાજાને શાન્ત કરવા માંડ્યો: "મહારાજ! માનુષિક બુદ્ધિએ કલ્પીએ, અનુભવીએ, એથી યે વિશેષ આપણી ગહન વિદ્યાના ગર્ભમાં સમાયેલું છે. જે ગહન છે, અકળ છે, અને સાથે સાથે અનુભવસિદ્ધ હોઈ સપ્રમાણ છે તેની ખાતરી શી કરવી? રાજન્! ખીંટી કાઢતાં યોગ ફરી જાય, ગર્ભવિધાન વિચ્છિન્ન થઈ જાય"

માળવાના જોષીના જોષને આકરી કસોટીએ ચઢાવવા તૈયાર થયેલા જયસિંહ, મહારાજને ગળે આ વાત ઊતરી નહિ. એમણે માથું હલાવ્યું. પેલા દબાઈ ગયેલા ઈર્ષાળુ જોષીઓનો લાગ આવ્યો. પાટણથી પધારેલા એક પંડિતે લાગ જોઈ ધૃષ્ટતા કરી:

"ખીંટી જરા ઊંચી કરો ને દાબી દો. સત્ય હશે તો તરત જ જણાશે. રાજાજીની ખાતરી થાય અને કાર્ય સધાય" ડાહ્યો થઈ સમાધાન કરતો હોય તેમ હાથ જોડી એણે સૂચના કરી.

રાજાએ સૂચનાઓ પકડી લીધી: "બરાબર છે. ખીંટી ઊંચી કરો, અને રમત જણાય કે દાબી દો."

આ વાદ સંયમથી સાંભળી રહેલા જોષીનાં ભવાં પર રાજાની બાલીશતા જોતા, ભયંકર તિરસ્કાર આવી બેઠો. એમનાં નેત્રોના પ્રકાશમાં અગ્નિજ્વાલાનો તાપ ભળવા લાગ્યો. મોટા મોટા સમ્રાટોના સંદેશાઓને યે નહિ ગણનાર, પ્રેરણાથી જ્ઞાન પામેલો, કુદરત સાથે સ્વતંત્ર વિહરનાર વિદ્વાન રાજાના દુરાગ્રહ ને ગર્વથી ચિડાઈ ગયો

" અનર્થ થશે, પાટણના રાજા ! હજી ચેતાવું છું. હઠ છોડો. " જોષીના સાદમાં તિખાશ આવવા લાગી.

" રાજહઠ કદી છોડાઈ સાંભળી છે, જોષી મહારાજ ? " ગર્વથી માથું ઊંચું કરી જયસિંહ મહારાજે સામો પ્રશ્ન કર્યો. જોષીએ સામી વીંધી નાખે તેવી દૃષ્ટિ ફેંકી અને કહ્યું :

" એ હઠથી દૈવી સર્જન હણાઈ જશે, એનું ભાન છે રાજા ? " જોષીએ એટલી દૃઢતાથી શબ્દો ઉચ્ચાર્યા કે પેલા બ્રાહ્મણના મનમાંય ડર પેસી ગયો ને સભા અવાક્ થઈ ગઈ. અતિ રીસથી જોષીએ ખીંટીને સ્પર્શી પૂછ્યું: " બોલો. " રાજા ખંચાયો. પરંતુ ભાવી પોકારતું હોય તે શી રીતે મિથ્યા થાય ? એણે ધીમેથી કહ્યું :

" ઊંચી કરો જોષીરાજ ! મને રક્તધારા જોવા દો. "

જોષી સાવ વિફરી ગયો. ખીંટી પકડીને જોરથી હલાવવા મંડયો પણ તે કેમે હાલતી નહોતી ! હાથમાં શું બળ ન હોતું ? જોષીને વિસ્મય થયું. એણે આંખ ઢાળી ને મુખ પર આશ્ચર્યના ભાવ દાખવતો જાણે હવાને કહેતો હોય તેમ બીજો હાથ આડો ધરી બબડયો : " અહા ! તમે જ છો ? "

એ ઝડપથી કાંઈ અસ્પષ્ટ વિશેષ બોલ્યા ને ખીંટી ફરી જોરથી પકડી હલાવવા માંડી-પણ આ વખતે એમને જોર કરવું પડયું નહિ. ખીંટી હચમચાવી રાજાને ઉદ્દેશી જોષી બોલ્યા: " પાટણના રાજા ! લેજો."

એકદમ એણે ખીંટી પકડી ઊંચી કરી અને તે સાથે રક્તની ધોકધોકની ધારા ફૂવારાવત્ ચારે પાસથી છૂટી અને માથું આગળ નમાવી જોતા રાજાને રક્તથી છાટી નાંખ્યો.

" હાં, હાં, હાં ! દાબી દો જોષીરાજ ! ખીંટી દાબી દો " રાજા ગભરાઈ જઈ બોલી ઊઠયો.

જોષીએ ખીંટી દાબી દીધી. એમનો ક્રોધ નાસી ગયો હતો. એમના વદન પર તેને બદલે શાન્ત તિરસ્કાર અને ઊંડો વિશાદ હતો.

એક જ ક્ષણ તે નમતાં નેત્રો ચૂપ રહ્યાં. અને ભાવી ખેદ ભાખતા હોય તેમ હાથ ઊંચો કરી રાજા સામું જોઈ ગંભીર ઘેરા સાદે કહ્યું :

" ગર્વશીલ ગુર્જરપતિ ! તારી નાસ્તિકતાનો ફલાદેશ સાંભળી લે.- રૂદ્રમાળ સંપૂર્ણ થઈ સ્વર્ગ ઉતારશે, પણ એને તોડનાર મળશે..."

" હેં ! હેં ! પ્રલયકાળ સુધી ટકાવવાનો હતો ને—" રાજાએ વચમાં પોતાનો ગભરાટ જાહેર કર્યો.

" શેષ છટકી ગયો, યોગ ફરી ગયો. ખીંટી ઊંચી કરીને દાબી, શિર્ષને બદલે પુંછડે બેઠી. એનું નિર્માણ થઈ ચૂક્યું. અને રાજા ! તારાં વસ્ત્રો તરફ જો. શેષનાગના રક્તે તું છંટાયો છે, અજીત યશશ્રી– તારી ધ્વજા પર હંમેશ વિજય વિરાજશે, પણ તારી કીર્તિ પર કલંક-ના છાંટા રહેશે." એમ કહી જોષીએ ઊઠવા માંડયું. રાજા હેબકાઈ ગયો. નમ્ર બની જઈ પસ્તાવો કરતો બોલ્યો : " મહારાજ ! રૂદ્રમાળ તૂટશે ? મને કલંક આવશે ? કંઈ ઉપાય ? "

" ઉપાય એકે નહિ. વિધિનાં નિર્માણ આગળ ઉપાય શો ? શ્રીપુરનાં ભાગ્ય હશે તેટલું રૂદ્રમાળ એને શોભાવશે." જોષીએ ખસવા માંડયું. રાજા એમને અટકાવતો વિનવતો બોલ્યો : " અરે જોષીરાજ ! એટલું તો કહો કે એ કેટલું ટકશે ? કોણ તોડશે ? અને કંઈ નિવારણ ?

" એ જાણીને હવે શો લાભ છે ? છતાં સાંભળ ! એક શતક એ વટાવશે, બીજે પૂરો નહિ કરે. આર્ય દેશનો પરમ શત્રુ એક તુર્ક દિલ્હીની ગાદીએ આવશે. આખા આર્યાવર્તનાં ધર્મતીર્થો એ તોડશે, અને એ સાથે તારા રૂદ્રમાળનેય જમીનદોસ્ત કરશે. બસ

વધારે પૂછવું રહેવા દે. " જોષીએ ગંગાધર સામું જોયું ને ચાલવા સૂચવ્યું.

ખિન્ન થઈ ગએલા ગંગાધરે દીનભાવે હાથ જોડયા : " મહા-રાજ ! ક્ષમા કરો, કંઈક નિવારણ તો બતાવો જ. "

" ગાંડા ! તું યે જે અચળ નિર્માણ છે તેનાં નિવારણ માગે છે ? નિવારણ હોય ? છતાં પણ પાટણના રાજાને કહું છું કે શ્રદ્ધા હોય તો દિક્‌પાળો સ્થાપજે, અને આરાધજે કે રુદ્રમાળનાં નામ નિશાન રહે. બસ, ગંગાધર ચાલ. "

સૌને ભાવી કથને ભારે વિમાસતા મૂકી ગંગાધરને લઈ જોષી ચાલ્યા ગયા.

રસ્તામાં એકે અક્ષર બોલ્યા વિના ઉતારે ગયા અને પોતાની ડાંગ સંભાળી જવાની તૈયારી કરવા માંડી.

ગંગાધર દુઃખી થતો સંકોચાતો બોલ્યો :

" મહારાજ ! આપની અવગણના થઈ. મેં ઘણા ભાવથી તેડાવ્યા અને આ રાજાએ મારૂં દિલ ખારૂં કરી નાખ્યું. "

" હેં ! "

" હા, અને મૂળરાજ મહારાજ પણ જીવે છે "

" શું કહો છો ? " ગંગાધરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ

" ગંગાધર ! વાસનાનું બળ અમાપ છે. ગમે તેવી પવિત્ર વાસના યે આત્માની મહદ્‌ગતિ અટકાવે છે મૂળરાજ મહારાજ, પ્રાણધર દેવ બન્ને ય સૂક્ષ્મ દેહે જીવે છે રૂદ્રમાળની પૂર્ણતા ચોકારતા વાસનાભર્યા સૂક્ષ્મ શરીરે સરસ્વતીના કિનારે તેઓ હજી યે ભ્રમણ કરે છે ગંગાધર ! એ બન્ને ભવ્ય જીવો આજની સભામાં હાજર હતા. "

" શું કહો છો ? આપ હવાને ઉદ્દેશીને કંઈ બોલતા હતા તે મેં જોયું હતું મહારાજ, મને બધું કહો. "

" મૂળરાજ મહારાજ જયસિંહની હઠથી બહુ ખિન્ન થયા છે. ગંગાધર ! મેં ખીટી પકડી અને એમણે મારું કહ્યું ઝાલ્યું—અને એટલું બધું બળ કર્યું કે માનુષિક સત્તા હલાવી શકે નહિ "

ગંગાધર અવાક સાંભળી જ રહ્યો એના અંતરમા પ્રકાશ પડતો હતો. જોગીએ ચલાવ્યું

" પરંતુ વિધિનાં નિર્માણ ! તે યે પાછા હઠ્યા—એમણે હાથ લઈ લીધા જ. ગંગાધર ! તને આ બધું શા માટે કહું છું તે ખબર છે ? હવે એક ક્ષણ પણ ગુમાવીશ નહિ—એ અધીરા આત્માઓની ખાતર ત્વરા કર. તું રૂદ્રમાળના શિખરો ચડાવીશ ને એ જોશે ત્યારે એમની ગતિ થશે. ઉઠ—હું રજા લઉં છું—તારું કામ કર ! રાજા ગમે તેમ વર્તે પણ તારું દીલ ઊણું કરીશ નહિ—ત્વરા કર. એ ભવ્ય જીવોને છોડાવ "

જોગીએ વિદાય માગી ગંગાધરને શું બોલવું તે સૂઝ્યું નહિ. એટલું જ બોલ્યા :

"મહારાજ ! ઊભા રહો, એક વાત કહેતા જાઓ. અહીં આવ્યા પછી મને અપૂર્વ શક્તિનો સંચાર થયો લાગે છે તેનું કારણ ?"

"એટલું યે નથી કલ્પાતું ? તારા પિતા પ્રાણધર તે પૂરે છે, ગંગાધર ! જે ભવ્ય આત્માઓની વાસના તને છવાડે છે તે તને શક્તિ અર્પે છે અને અર્પશે. તું તો શ્રદ્ધા રાખી કામ કર..."

"ક્યાં સુધી એ શક્તિ મળ્યા કરશે ? મારું આયુ ?"

"રુદ્રમાળની છેલ્લી વિધિ થશે ને તારી, તારા પિતાની ને મૂળરાજ મહારાજના આત્માની વાસનાઓ એક સામટી મખી નીજ માર્ગે જશે ત્યાં સુધી. ગંગાધર ! આવ, મળી લે, હવે આપણે નહિં મળીએ તારો દેહ સરસ્વતીના કિનારે પડશે."

માર્કન્ડ જોષીએ બાથ ભીડી અને ડાંગ લઈ વિદાય માગી.

"દેવ ! પણ આમ એકદમ ?"

યુવાવસ્થામાં યે એટલો ઉત્સાહ એણે અનુભવ્યો નહોતો. છેક વારથી સંધ્યા સુધી, આ સુકલકડા જર્જરિત શરીરવાળો વૃદ્ધ અસંખ્ય કારીગરો અને માણસોની કાર્યગતિ પર નજર રાખી તેમને દોડાવ્યે જતો હતો. અને દર ક્ષણે રૂદ્રમાળનું કામ આગળ ધપતું હતું.

હિરાધર અને યુવક મંડળીએ જાતને ઘસી નાખવામાં મણા રાખી નહિ. રૂદ્રમાળની સુંદર નાજુક કલા તો એમને હાથે કોરાતી હતી. ગંગાધરના મુખમાંથી શબ્દ પડતો અને આ યુવક તે ઉપાડી લઈ અમલમાં મુકાવી દેતો.

વર્ષ પૂરું થયું ને નવો માળ ખડો થયો—લોકોને તેની ભવ્યતાનો ખ્યાલ આવ્યો. બીજો થયો અને ત્રીજો તૈયાર થઈ ઊંચો ચડવા માંડ્યો. કામ એટલી ગતિથી વધતું કે જાણે જાદુ થતું હોય—જાણે વિશ્વકર્મા દેવી સૃષ્ટિ કરી જતા હોય. પણ હજુ તો બહુએ માળ બાકી હતા; અગિયાર માળ ને એનાં શિખરો—કેટલાં વર્ષો જશે !

ગણતરી કરતાં ગંગાધરે એક સંધ્યાએ હિરાધરને કહ્યું: "હિરાધર ! રાત નકામી જાય છે, કોઈ ઉપાય ? રાતે મારૂં શરીર બળે ઘુમાવે છે ને વિશ્રાંતિ માગે છે." હિરાધર દાદાનો ભાવ સમજ્યો.

ક્ષણે ક્ષણે નવીનતા આવવા લાગી. માળ પર માળ ચડવા લાગ્યા અને જોનારનું વિસ્મય વધતું ચાલ્યું. દૂર દૂરથી લોકો આકર્ષાઈ અધૂરા રૂદ્રમાળનેય જોવા આવવા લાગ્યા. સિદ્ધપુર ને પાટણ વચ્ચે તો હરહમેશનો મેળો ચાલ્યો.

સિદ્ધરાજ મહારાજને કામની ઝડપના સમાચાર મળવા લાગ્યા.

*

એક ઘોર અંધારી રાતે એક કાળાં વસ્ત્રોમાં મજ્જ થયેલો ઘોડેસ્વાર રાત્રિના અંધકારમાં અદૃશ્ય થઈ જતો. પાટણથી નીકળી શ્રીપુર તરફ પૂરપાટ ઘોડાને દોડાવે જતો હતો. તે છેક શ્રીપુર નજીક આવી પહોંચ્યો છેટેથી એણે ઝગમગતી દીપમાળો જોઈ. અગણિત માણસોને કામ કરતા જોયા. એણે એક ઝાડ નીચે પોતાના ઘોડાને બાંધ્યો. પોતાના શરીર પર ઢાંકેલો અંધારપછેડો ઠીક કર્યો અને રૂદ્રમાળની બાજુએ માણસો કામ કરતા હતા તેની સામેની બાજુએ જ્યાં અંધારું વિશેષ હતું તે તરફ છૂપાતો ચાલવા લાગ્યો.

સરસ્વતીના કિનારાથી ચડી પોતાને કોઈ ન દેખે તેની કાળજી રાખી પડેલી મોટી શિલાઓ પાછળ સંતાતા તેણે તૈયાર થયેલા રૂદ્રમાળના ભોંયતળીયે પ્રવેશ કર્યો.

એણે દૃષ્ટિ કરી તો જણાયું કે અંદર પ્રવેશ કરી સ્તંભમાળાની ભૂલભૂલામણીમાં જવું તે સાહસ જેવું હતું. પરંતુ તે જોવા જ આવ્યો હતો ને દાખલ થયો.

અંધકારમાં છેટેથી આવતા દીપમાળાના નહિ જેવા પ્રકાશને આધારે તેણે અહીંતહીં ભ્રમણ કર્યું. સ્તંભ ઉપર હાથ ફેરવી એની સુંવાળાશ જોઈ અને આલયની તે સમયની ભયવાહક ભવ્યતા અનુભવતો દિશા બાંધી આગળ ચાલ્યો. કેટલા યે ચોક એણે વટાવ્યા અને પ્રકાશવાળા ભાગ તરફ તે આવવા લાગ્યો. એક સ્તંભપંક્તિ આવી, તે જોતો તે આગળ વધવા લાગ્યો. એકાએક કોણ જાણે

શાથી એના પગ ભારે થવા લાગ્યા ને એના પગ નીચેની ભૂમિ ભારે થવા લાગી. એના દિલમાં ભયની કંપારી આવી, પણ તેણે તે ખંખેરી નાંખી. મનથી બળ કરી તે આગળ વધ્યો. જરા આગળ જતાં એને ભાસ થયો કે કોઈ વાત કરતું હતું તે એક સ્તંભ પાછળ સંતાયો અને બાજુમાંથી જોયું. કદિ યે નહિ ડરનારને આજે ડર લાગતો હતો.

બે આકારો અર્ધા પ્રકાશ, અર્ધા અંધકારમાં ઊભા રહી વાત કરી રહ્યા.હતા. બેઉની નજર સામે થતા કામ ઉપર અનિમિષ સ્થિર ચોંટી રહી હતી એક વૃદ્ધ ઋષિ જેવી પણ રાજવી તેજવાળી આકૃતિ હતી; બીજી ત્રિપુંડધારી સુરેખ ગંભીર મુખમુદ્રાવાળી વ્યક્તિ હતી બંનેના મુખ પર ઉપર આનંદ દેખાતો હતો પણ નેતી પાછળ ઊંડો અસંતોષ હતો.

"પ્રાણધર! એક પૃથ્વીપતિ કરતાં યે એક કલાકારનું જીવન વધારે ઉન્નત છે." એક આકાર બોલ્યો.

"કેવી રીતે મહારાજ?"

"રૂદ્રમાળ પૂરો થાય એ જોવાની વાસના તારી જેટલી ઊંડી છે તેવી જ મારીયે પ્રબળ છે; પણ મારી ભાવના નિષ્ક્રિય, નિરાધાર છે, જ્યારે તારી કાર્યશીલ છે. હું લાચાર બની જોઈ રહ્યો છું, તું સૂક્ષ્મ રૂપેયે તારા પુત્રને શક્તિ આપી રૂદ્રમાળ બાંધે છે કલાકાર! મરણ પછી યે તું સરજી શકે છે."

" દેવધરે, મહારાજ ! દેવે દૈવી કલા બતાવી અને એમને માથે દેવનું ઋણ ચડયું પૃથ્વી પર તે ઉપજાવવાની પ્રતિજ્ઞા કરી બહાર નીકળ્યા. એમણે એમના વખતના મહીપતિઓને મહાયશ લેવા આમંત્ર્યા, પણ કોઈ પુણ્યશાળી નૃપતિ ન મળ્યો. એ ગયા ને ભેદ આપતા ગયા પછી ત્રણ પેઢી ગઈ–મારા પિતા મહિધરમાં કુળની ઇચ્છા વધારે પ્રબળ બની પણ એમને પણ નિરાશા મળી. એ દૈવી કલા બંધાવવાના કોડ જોયા વિના કયા રાજાને થાય ? મને વારસો આપી તે વિદાય થયા ઇચ્છાએ મારામા વાસનાનું રૂપ લીધું. રૂદ્રમાળ બાંધવાનો મેં નિશ્ચય કીધો અનાયાસે યાત્રાએ નીકળતાં આપ મળ્યા–બંધાવનાર જાગ્યા પછીનો ઇતિહાસ આપ જાણો છો. આપ ને હું આ યોનિની યાતના ભોગવતા આમ સીઝાતા રૂદ્રમાળના પથ્થરો ગણીએ છીએ, આ સ્તંભમાળામાં છૂપા ભમીએ છીએ. ગંગાધર ના હોત તો ? મારા ગંગાધરમા પાંચ પેઢીની વાસના ઊતરી છે. કલા હમેશ સર્જન માગે છે. દૈવી કલા અદ્રશ્ય થઈ, દેવધરના હૃદયમાં ઊતરી ત્યારથી પોકારી રહેલી આજ ગંગાધર તેને પ્રગટ રૂપ આપે છે. આખરે દેવધરના વંશનો છેલ્લો વારસ એના કુળનું કલાઋણ ફેડી સૌના આત્માને સંતોષશે. "

" જયસિંહને હું ઓળખું છું. એણે રુદ્રમાળ ફરી ઉપાડયો એની કીર્તિલાલસા સંતોખવા, નહિ કે ચાલુક્ય વંશના સ્થાપનાર એના પૂર્વજની ઇચ્છા પૂરી કરવા..."

સંતાઈને સાંભળનારને ટાઢનાં કમકમાં આવ્યાં. એ ઠરી જતો લાગ્યો. એણે લક્ષ તીવ્ર કર્યું.

" પરંતુ કોઈપણ રીતે આપણી વાસના સમરી. "

" પણ જે સર્જન કાજે તારી પાંચ પેઢીઓ ઝંખના કરી રહી તેનું ખાતવિધાન બગાડી મારા વંશજે ક્ષણાયુ બનાવી દીધું. પ્રાણુધર ! કલાકારે પૃથ્વીને આ ભવ્ય દૈવી સર્જન સમર્પ્યું, પણ મારા વંશજ મૂર્ખ સિદ્ધરાજે એને ઉચ્છેદ્યું. મૂર્ખ–મૂર્ખ ! ગર્વમાં એણે કેવો યોગ નિષ્ફળ કર્યો ? પવિત્ર ભૂમિની હદ ઓળંગીને યે મેં જઈને જોષીનું કાંઈ ઝાલ્યું પણ મારું ન ચાલ્યું." ફરીને એ આકારે ઊંડો નિસાસો નાખ્યો.

સાંભળનારનું હૃદય-રક્ત ઠરી જવા લાગ્યું આકાર વળી બોલ્યોઃ " અને આ રમ્ય ભૂમિ પર યવન શત્રુઓના સૈન્ય ફરી વળશે–આ અકળ લીલાને મારી તોડીને જમીનદોસ્ત કરી દેશે—પાટણની ગાદી પર ત્યારે એનું રક્ષણ કરવા કોઈ સોલંકી યે નહિ રહ્યો હોય ! આ અપૂર્વ રચના જેના માટે આપણા આત્મા આમ તલસે છે એનું નામનિશાને નહિ રહે ! "

" મહારાજ ! આ અનિત્ય સંસારમા એવું તો ઘણું બનતું આવ્યું છે ને બન્યે જશે. શાને નવા વિચારો કરી વધારે શેકાવું ? જોષીએ ઉપાય દર્શાવ્યો છે–નામનિશાન તો રહેશે. અને શતકો પછી અહીં આવી ચડેલો મુસાફર ખંડેરોના એક બે પથ્થરો જોઈ સમય હશે તો એકાદ અશ્રુ સારશે–અને આપણાં તાપ જાણે તો જાણે. "

" કોણ જાણે ગર્વશીલ જયસિંહ દિક્પાળોને નમવા, આરાધવાની યે નમ્રતા બતાવશે કે નહિ......"

સાંભળનાર હવે શાન્ત રહી શકયો નહિ. એણે વાત કરનાર જીવોને ઓળખ્યા હતા. એનો આત્મા ભયથી શીત, ઠરી ગયા જેવો, છતાં છેલ્લી વાતથી દ્રવી ગયો હતો. એણે સઘળું મનોબળ એકઠું કરી, સ્થંભથી જરા બહાર નીકળી કહ્યું : " નમીશ, આરાધીશ. આ રુદ્રમાળનું આયુ લંબાવવા મારાથી બનતું કરીશ. થોભો, ભવ્ય આત્માઓ ! થોભો."

આકારોએ ચમકી પાછળ જોયું. ક્ષણભર એમની કઠોર અનિમિષ નજરથી તેના સામું જોઈ રહ્યા, અને જાણે હવામાં ખમતા હોય તેમ પાછળ ખમવા લાગ્યા. પેલી વ્યક્તિની યે નજર નીચે ઢરી ગઈ. એનામા ફરી ભયનો સંચાર થયો. એણે આગળ વધવા ધાર્યું પણ પગ ઊપડયો નહિ. એણે મહા મહેનતે બૂમ પાડી : " થોભો—ભલા જીવો–દર્શન દો, તમને સપથ છે."

પરંતુ જાણે બાજુના સ્થંભમાં સમાઈ ગયા હોય તેમ આકારો અદ્દશ્ય થઈ ગયા. ફક્ત ત્રણ શબ્દો ઘેરો પડઘો પાડતા સંભળાયા : " જયસિંહ ! દિક્પાળો આરાધજે."

જયસિંહ મહારાજ પરસેવાથી રેબઝેબ થતા સ્થંભમાળા વટાવી બહાર નીકળ્યા. પ્રકાશમાં આવી છેટે મોટી શિલા પર બેસી ગયા. આજ એમણે પોતાના પુણ્યશાલી પૂર્વજને નજરે જોયા હતા—એમનું હૃદય જાણ્યું હતું, એમને શરીરે કમકમાં આવતાં હતાં. ' દિક્પાળો આરાધજે.' શબ્દોની આજ્ઞા એમના કાનમાં ભણકારા પાડતી હતી. કેટલોક વખત વિચારમાં જ બેસી રહ્યા. આખરે સ્વસ્થ થતાં એ નિશ્ચય કરી ઊઠયા. અંધારપછેડો બરાબર ઓઢી લીધો. તેઓ કામ કરતા હતા તે માણસો તરફ ચાલ્યા. એક કારીગર એક મોટી શિલાને

યુક્તિથી વચમાંથી તોડતો હતો એને પૂછ્યું " ગંગાધરજી રાતે યે જાગે છે ? "

" ના આખો દિવસ અદ્દભુત કામ કરી રાતે યે ઊંઘ ન લે એમ પૂછો છો ? " પેલાએ પ્રશ્ન કર્યો

" ના, મારે તો એ પૂછવું છે કે રાતે દેખરેખ કોણ રાખે છે ? "

" કેમ એટલું નથી જાણતા ? હિરાધરજી '

" ક્યાં છે ? "

" પેલા ફરે તે "

' જરા એનાવી લાવ તો–'

" આપ કોણ છો ? " સત્તાશીલ આજ્ઞાથી દબાતા કારીગરે પૂછ્યું

" તારે તે જાણવાની જરૂર નથી '

પેલો માણસ ઊભો થયો હિરાધરને લઈ આવ્યો જયસિંહ મહારાજે પોતાનું મુખ ન દેખાય તેમ એને છેટે લીધો, અને સ્વરમાં કૃત્રિમતા આણી કહ્યું " મહારાજની ખાસ આજ્ઞાથી આવ્યો છું મહારાજે કહેવડાવ્યું છે કે રૂદ્રમાળ પૂરો થયે દિક્પાળોની મૂર્તિઓ બેસાડજો અને મહારાજની મૂર્તિ એમને નમતી હોય એમ કોતરજો છેલ્લી વિધિ પહેલાં તે તૈયાર હોવી જોઈએ સમજ્યા ? "

"આ રાજમુદ્રા, મહારાજે મોકલાવી છે." એમ કહી હિરાધરના હાથમાં મુદ્રા ધરી અને જયસિંહ મહારાજ ચાલી ગયા. હિરાધર જોઈ રહ્યો. જયસિંહ મહારાજ પૂરપાટ પાટણ તરફ અશ્વને દોડાવતા હતા પણ એનું હૃદય ભારે હતું.

તે પછી વર્ષો વહ્યાં. રુદ્રમાળના શિખરો આકાશને ચુંબવા ઉતાવળાં થતાં હોય તેમ ઊપસી આવવા લાગ્યાં. ત્રણસો સાઠ શિખરો એવાં ગોઠવાયાં કે ગમે તે દિશામાંથી જુઓ તો યે સ્પષ્ટ જુદાં લાગે અને બધાં એકત્ર થઈ એક મહાન શિખરનો ખ્યાલ આપે. ગગનચુંબી વિશાળ રુદ્રમાળ આખરે પૂરો થયો. પૃથ્વી પર આખરે સ્વર્ગ ઊતર્યું. મૃત્યુલોકનાં માનવી એનાં દર્શનાર્થે ઘેલાં બની દૂર દૂરથી આવવા લાગ્યાં.

છેલ્લી વિધિનો દિન આવી લાગ્યો. હોમના ધુવાડા આકાશે ચડ્યા. ફરીને દેવસભા સમી સભા થઈ, ક્રિયા થઈ. જયસિંહ મહારાજે જરા યે કચાશ રાખી નહિ. બ્રાહ્મણોએ વેદના ઘોષથી મંગળમય વાતાવરણ ઊભું કર્યું. સુવર્ણ કળશો ચડ્યા ને એનાં પ્રતિબિંબ સરસ્વતીના નિરમાં પડી એવી રમણીય શોભા ખડી કરી કે દેવો પણ તે જોવા આકાશે ઊતર્યા.

વિધિ પછી જયસિંહ મહારાજ દેવને નમવા રાજમંડળી સાથે ઊઠ્યા. અગ્ર ભાગે જ દિક્પાળની મૂર્તિ હતી. એને કોઈ નમતું હતું. મંડળી ચકિત થઈ, પણ તરત જ જયસિંહ મહારાજ બોલ્યા :

"જુઓ, જુઓ એ ! દિશાઓ રક્ષતા દેવી રક્ષકો ! સમર્થ દિક્પાળો ! સિદ્ધરાજ તમને નમે છે. જન્મીને જે કોઈને નમ્યો નથી, કોઈને નમવાની ઇચ્છા ધરાવતો નથી, તે આજ તમોને નમે છે અને આ રુદ્રમાળની રક્ષા તમોને સોંપે છે. દિન ભાવે હાથ જોડી તમને પ્રાર્થે છે, કરગરે છે કે આ દૈવી કલા પર કાળચક્ર ફરી વળે

ત્યારે દયા રાખજો. તમારો રક્ષણકારી હાથ આડો ધરજો ને એનાં નામ નિશાન સંભાળી રાખજો. ઓ દૈવી દિક્પાળો ! તમારા દેવોની પ્રતિષ્ઠા ખાતરે એટલી મારા પર મહેર કરજો." રાજાના સ્વરમાં ઊંડો ભાવ હતો.

મહા અમાત્યે દુઃખી થતા રાજાને આશ્ચર્યથી નિહાળી કહ્યું : " કૃપાનિધિ ! જોષ બધા સાચા ઠરતા નથી."

" વગર જોષ જોયે તે સમજાય તેવા છે. જગતમાં જ્યાં સઘળું ક્ષણભંગુર છે, અમરપુરીઓને જ્યાં અવધો હોય છે, ત્યાં આ પૃથ્વીપરના પથ્થરો બિચારા શું ટકવાના હતા ? ચારે દિશાએથી નાશકારક મોજાંઓ ઊછળી આવશે—જ્યારે કેટલું યે પરિવર્તન પામ્યું હશે ત્યારે જો કોઈ આને ઉગારી શકે એમ હોય તો તે આ સ્વર્ગીય દેવતાઓ—દિક્પાળો—છે, તેથી વિનવું છું, ઓ ! અનાદિ કાળથી દિશાઓને રક્ષી રહેલા દેવો ! કોઈ પણ દિશાએથી નાશ આવે પણ તમારો ધર્મ ચૂકશો ના. માણસની આવડી મોટી શ્રદ્ધા ને મહેનતનું કંઈ નિશાન

"આ રાજમુદ્રા, મહારાજે મોકલાવી છે." એમ કહી હિરાધરના હાથમાં મુદ્રા ધરી અને જયસિંહ મહારાજ ચાલી ગયા. હિરાધર જોઈ રહ્યો. જયસિંહ મહારાજ પૂરપાટ પાટણ તરફ અશ્વને દોડાવતા હતા પણ એનું હૃદય ભારે હતું.

તે પછી વર્ષો વહ્યાં. રુદ્રમાળના શિખરો આકાશને ચુંબવા ઉતાવળાં થતાં હોય તેમ ઊપસી આવવા લાગ્યાં. ત્રણસો સાઠ શિખરો એવાં ગોઠવાયાં કે ગમે તે દિશામાંથી જુઓ તો યે સ્પષ્ટ જુદાં લાગે અને બધાં એકત્ર થઈ એક મહાન શિખરનો ખ્યાલ આપે. ગગનચુંબી વિશાળ રુદ્રમાળ આખરે પૂરો થયો. પૃથ્વી પર આખરે સ્વર્ગ ઊતર્યું. મૃત્યુલોકનાં માનવી એનાં દર્શનાર્થે ઘેલાં બની દૂર દૂરથી આવવા લાગ્યાં.

છેલ્લી વિધિનો દિન આવી લાગ્યો. હોમના ધુવાડા આકાશે ચડયા. ફરીને દેવસભા સમી સભા થઈ, ક્રિયા થઈ. જયસિંહ મહારાજે જરા યે કચાશ રાખી નહિ. બ્રાહ્મણોએ વેદના ઘોષથી મંગળમય વાતાવરણ ઊભું કર્યું. સુવર્ણ કળશો ચડયા ને એનાં પ્રતિબિંબ સરસ્વતીના નિરમાં પડી એવી રમણીય શોભા ખડી કરી કે દેવો પણ તે જોવા આકાશે ઊતર્યા.

વિધિ પછી જયસિંહ મહારાજ દેવને નમવા રાજમંડળી સાથે ઊઠયા. અગ્ર ભાગે જ દિક્પાળની મૂર્તિ હતી. એને કોઈ નમતું હતું. મંડળી ચકિત થઈ, પણ તરત જ જયસિંહ મહારાજ બોલ્યા :

"જુઓ, જુઓ એ! દિશાઓ રક્ષતા દૈવી રક્ષકો! સમર્થ દિક્પાળો! સિદ્ધરાજ તમને નમે છે. જન્મીને જે કોઈને નમ્યો નથી, કોઈને નમવાની ઇચ્છા ધરાવતો નથી, તે આજ તમોને નમે છે અને આ રુદ્રમાળની રક્ષા તમોને સોંપે છે. દિન ભાવે હાથ જોડી તમને પ્રાર્થે છે, કરગરે છે કે આ દૈવી કલા પર કાળચક્ર ફરી વળે

ત્યારે દયા રાખજો. તમારો રક્ષણકારી હાથ આડો ધરજો ને એનાં નામ નિશાન સંભાળી રાખજો. ઓ દૈવી દિક્પાળો ! તમારા દેવોની પ્રતિષ્ઠા ખાતરે એટલી મારા પર મહેર કરજો." રાજાના સ્વરમાં ઊંડો ભાવ હતો.

મહા અમાત્યે દુઃખી થતા રાજાને આશ્ચર્યથી નિહાળી કહ્યું : "કૃપાનિધિ ! જોષ બધા સાચા ઠરતા નથી."

"વગર જોષ જોયે તે સમજાય તેવા છે. જગતમાં જ્યાં સઘળું ક્ષણભંગુર છે, અમરપુરીઓને જ્યાં અવધો હોય છે, ત્યાં આ પૃથ્વીપરના પથ્થરો બિચારા શું ટકવાના હતા ? ચારે દિશાએથી નાશકારક મોજાંઓ ઊછળી આવશે–જ્યારે કેટલું યે પરિવર્તન પામ્યું હશે ત્યારે જો કોઈ આને ઉગારી શકે એમ હોય તો તે આ સ્વર્ગીય દેવતાઓ–દિક્પાળો–છે, તેથી વિનવું છું, ઓ ! અનાદિ કાળથી દિશાઓને રક્ષી રહેલા દેવો ! કોઈ પણ દિશાએથી નાશ આવે પણ તમારો ધર્મ ચૂકશો ના. માણસની આવડી મોટી શ્રદ્ધા ને મહેનતનું કંઈ નિશાન રાખજો."

હિરાધર પાસે ઊભો હતો. ગંગાધર એના ખભે હાથ મૂકી જોતો હતો. રાજાએ મૂર્તિ નિહાળી. એને ગમી. એણે ઉંચે, ચારે બાજુએ અને બધા તરફ નજર ફેંકી અને ફરી ભાવભર્યા સ્વરે બોલ્યો :

"યુવાન કલાધર ! તારી આ કલા યે અજબ છે. એક કામ કર. આ મૂર્તિની નીચે એક તકતી કોતર. લખ–તું એમાં લખ, મૂળરાજ મહારાજનું નામ લખ. અરે ! છેક દેવધરથી બધાનાં નામ લખ, ગંગાધરનું નામ લખ અને તારું યે નામ લખ અને પેલા જોષીને યે ભૂલતો ના. છેલ્લું, મારું યે ઉમેર. લખ, આ દૈવી રૂદ્રમાળ સાથે જોડાયેલી વિભૂતિઓનો ટૂંકો ઇતિહાસ આલેખ રૂદ્રમાળ જશે પણ ત્યાં સુધી જગતને એની પાછળ સંતાયેલી મહેચ્છાઓ જાણવા દે. ગંગાધરજી ! "

રાજાએ ગંગાધર તરફ ફરી કહ્યું: " આપ શું કહો છો ! " દેવધરના નામે અને રાજાની આજની લાગણીથી ગંગાધર ચમકયા હતા. એમણે કહ્યું :

" જેવી કૃપાનિધિની ઇચ્છા, મહારાજ ! મારે આપને કંઈ કહેવું છે. "

રાજાએ નમન કરી લીધું. ગંગાધરે એમના કાનમાં કંઈક કહ્યું. રાજાએ તરત જ હા પાડી. પછી મંત્રોચ્ચાર થતાં જયઘોષણાથી આકાશ ગાજી ઊઠયું. અખૂટ દ્રવ્ય દાનમાં લુટાવી દેવામાં આવ્યું.

જગતમાં જાહેર થયું કે પૃથ્વી પર સ્વર્ગ ઊતર્યું છે. આખરે રુદ્રમાળને શિખરો ચડયાં.

૩

બીજે દિવસે પ્રભાતે સરસ્વતીના કિનારે તર્પણ દેવાનાં હતાં. તર્પણ દેનાર સિદ્ધરાજ મહારાજ હતા, બીજા ગંગાધર હતા. પિતૃઓને સંતોષી ક્રિયા પૂરી કરી મહારાજ ઊઠયા. વિધિ પૂરી થતાં ગંગાધરને હિરાધરે ઉઠાડવા માંડયા, પણ એના હાથમાં પ્રાણવિનાનો સૂકો જર્જરિત દેહ હતો. પિતૃઓને સંતોષી ગંગાધરના સંતોષાયેલા આત્માએ જીર્ણ વસ્ત્રને ફેંકી દીધું હતું, અને એને તર્પણની જરૂર રહી નહોતી.

સિદ્ધરાજ મહારાજને બહુ લાગણી થઈ આવી. હિરાધરની આંખમાં અશ્રુધારા ચાલી. પરંતુ એમને કયાં ખબર હતી કે એ જ વખતે મૂળરાજ મહારાજ, પ્રાણધરશાસ્ત્રી ને, ગંગાધરના મુક્ત થયેલા આત્માઓ હરખાતા હરખાતા રુદ્રમાળના શીખરો પર ખૂબ આંટા મારી, અંતરિક્ષે ઊડી સૂર્યલોક તરફ પ્રયાણ કરી રહ્યા હતા. જગત જોઈ શકતું નહિ, પણ દેવો તો જોતા હતા. મહારાજનું કૃપાચિન્હ લઈ કેટલાક દિવસ પછી હિરાધર ચાંપાનેર જતો હતો. દેખાયાં ત્યાં સુધી

માર્ગમાં અટકી અટકી રૂદ્રમાળનાં સુવર્ણ શિખરો તે જોતો હતો. આકાશનું સ્વર્ગ ત્યાંથી એને એક વેંત જ છેટું લાગતું.

૪

હાલ તો " સોંઘું ભાડું ને સિદ્ધપુરની જાત્રા " એ સૂત્રને અનુસરી માતૃશ્રાદ્ધ સરાવી જતો કે અંબાજીની યાત્રાથી પાછા ફરતાં સિદ્ધપુર ઉતરતો મુસાફર જ્ઞાન વાવમાંથી આચમન લે છે, પંપા સરોવરમાં નહાય છે, વિધિ કરે છે, આજુબાજુનાં મંદિરોમાં ફરી પૈપૈસો નાખે છે, તીર્થગોરને ઘેર જઈ લાડુ જમે છે અને ફુરસદ ને વૃત્તિ હોય તો ટાઢા પહોરે રૂદ્રમાળનાં ખંડેરો જોવા જાય છે.

એની નિરાશાનો પાર નથી. ફક્ત બે મોટા સ્થંભો ને એકબે આડા પ્રચંડ પાટડા એની નજરે પડી, મૂળ રૂદ્રમાળની ભવ્યતાનો ખ્યાલ આપવા મિથ્યા પ્રયત્ન કરે છે. એ પછી જોઈને મનમાં કંઈક શોચે છે. એવામાં એક પૈસાની લાલચે કોઈ બ્રાહ્મણ આવી ભાંગીતૂટી દંતકથા–પેલી જોપકથા કહી જાય છે–એ કાન માંડી સાંભળે છે.

પરંતુ એથી યે–કલ્પના ખેંચતા ય એના પગ નીચે ચંપાતી ભૂમિ પર શુ શું હતું તેનો આછો ખ્યાલ એને શી રીતે આવી શકે ?

એ સંસ્કારી હોય—શિક્ષિત હોય, ઇતિહાસનું પાનું વાંચ્યું હોય, તો એના હૃદયને ઊંડી વેદના થઈ આવે છે. એનું મગજ એ મહદ્ શોચનીય વિનાશનાં કારણો શોધે છે. એ તે કાળચક્રનું પરિણામ કે અશ્રદ્ધાનું અનિષ્ટ ફળ ? ભાગ્યનાં નિર્માણ કે ધર્માન્ધતાની અતિશયતાનો નમૂનો ? રૂદ્રમાળ ! તું મરજાયો શું ?–ગયો શું ? એનું અંતર ક્રૂર કાળને પૂછે છે–એની નિષ્ઠુરતાના જવાબ માગે છે. દયાહીન કાળચક્ર ! તારી ક્રૂરતાને કંઈ હદ છે ?

પણ મોટું કૃપાણુ શસ્ત્ર લઈ ઊભેલી શાન્ત ભયવાહી કાળમૂર્તિ માથું હલાવે છે–આક્ષેપનો ઇનકાર કરે છે. એ એના ધ્રુધવતા સાદે બોલે છે: " રૂદ્રમાળના જીવતા પથ્થરો મેં જીર્ણ કરી નથી તોડયા. માણસના ક્ષુબ્દ હાથે તેને અકાળ ઉચ્છેદ્યા છે. મને કાં દોષ દે ! "

મુસાફર મુંઝાય છે. એ ત્યાંથી ખસે છે. અસ્થિર થતા મનને શાન્ત કરવા સરસ્વતી તરફ પગલાં માંડે છે. તે માર્ગમાં એની અંતર દૃષ્ટિ અસ્ત થતી તેરમી સદી પર સ્થંભી જાય છે. ગુજરાતમાં ફરી વળેલાં અલ્લાઉદ્દીનનાં ઝનુની સૈન્યો માથે ફરતા મૂર્તિતોડા–પથ્થરતોડા ધણીયાઓના ભારે ઘા રૂદ્રમાળના શિખરો પર ફડાફડ પડતા એ જુએ છે. એની મજબુતાઈ માટે ઘા કરનારા એના બાંધનાર–બંધાવનારને ગાળો દેતા સંભળાય છે. એના આત્મામાંથી ચિરા નીકળે છે. અરેરે ! ધર્મ–ધર્મ ! તારી અંધતાને યે સીમા છે ? અને આ શાણી માનવજાતે એના પવિત્ર નામ તળે યે આ જગતમાં શું શું નથી કર્યું ? એક ધર્મવૃત્તિએ રૂદ્રમાળ સર્જ્યો, બીજી ધર્મવૃત્તિએ તેને ઉચ્છેદી જમીનવત્ કરી નાખ્યો ! સરજાવનારે પુણ્ય માન્યું, તોડનારે એથી યે મોટું પુણ્ય માન્યું ! વાહ માનવજાત ! પ્રભુને ને તારી જાતને છેતરતો તું કયારે બંધ થઈશ ?

એના વિચાર ઊભરાય છે. ઇતિહાસની મહત્તાઓ એને યાદ આવે છે. સમર્થ સોલંકીઓ–મૂળરાજ મહારાજ, સિદ્ધરાજ જયસિંહ–એની સ્મૃતિને જગાડે છે, એનામાં એને મુગ્ધ કરે છે. પણ એને ક્યાં ખબર છે કે વિસ્મૃતિના પડદાઓ પાછળ કેટલાંય સ્મરણીય નામો સંતાઈ ગયાં છે. જે શાસ્ત્રવિશારદ સંસ્કારી શિલ્પી કલાકારોની પાંચ પેઢીઓએ રૂદ્રમાળનાં શમણાં સેવ્યાં, એને સરજવાની વાસના સેવી અને આખરે ઉત્પન્ન કર્યો તે પ્રાણધર–ગંગાધરનું નામે નોંધવાની પરવા ઇતિહાસે ક્યાં કરી છે ? કલાકારો બિચારા હંમેશ અન્યાય

પામતા આવ્યા છે. પેલા માલવ દેશના માર્કન્ડ જોપી પણ પૂરો ન્માય નથી પામ્યા. પણ એમને એની પરવા યે નહોતી.

પરંતુ મુમાફરનું મન થાકી જાય છે. ભૂતકાળના ભણકાર છોડી વર્તમાન પર એની નજર ઠરે છે. ઠેર ઠેર કદરના અભાવે કલાની કળીઓ કરમાતી જુએ છે. જનહૃદયની શ્રદ્ધાના અભાવે શાસ્ત્રો અસત્ય ભાસે છે. જોષના નામે જૂઠા રોજગાર ચાલે છે. ગુજરાતનો ગંભીર વર્ગ રૂદ્રમાળના પથ્થરો નીચે ,ચગદાઈ દટાઈ મૂએલાં પુરાણાં કલા અને જ્ઞાન માટે તલમતો જણાય છે. એ સરસ્વતી નદીમાં બેસી સામા ઘાટ ઉપર શન્ય દૃષ્ટિ કરતો આવેદાભર્યો સાદે આવાહન દે છે: " ઓ ગુજરાત ! લક્ષ્મીપૂજક ગુજરાત ! એનાં હાડપિંજર તો ખોળી કઢાવ "

પણ ઘેલો ન થા, મુસાફર ! પ્રવૃત્તિશીલ વેપારી ગુજરાતને એવું સાભળવાની નવરાશ જ ક્યાં છે ? બોલતો ના, નહિ તો એ તારા ખંડેરોના પથ્થરો વેચીને પેઅરવાળે નફો જણાશે તો—પૈસા ઉપજાવી લેશે. મુસાફર રૂદ્રમાળ પર એક નિશ્વાસ નાખી ઘેર જવા રાતનો મેલ પકડે છે.

*Vallabhjee Ramjee.*



" અને ચિત્રકાર મહાશય ! જણાવશો કે પાટણપર આપે કેમ કૃપા કરી ? "

" મહારાજ ! ચિત્રકલાના થોડાક સુંદર નમુના લાવ્યો છું. " રાજા તરફ જોઈ ચિત્રકારે કહ્યું.

" હા–જોઇએ–ક્યાં, ઉતારે રાખ્યા છે ? "

"નાજી–સાથે જ છે. આજ્ઞા હોય તો અંદર લેવરાવું–બહાર મારા માણસ પાસે છે. "

સંમતિ મળતાં હરખાતો ચિત્રકાર ઝડપથી ઉઠયો. બહાર જઈ એક મોટી પોટલી તે અંદર ઉચકાવી લાવ્યો. એણે સફાઈથી તે છોડી. નાની મોટી છબીઓ એણે બહાર કાઢી રાજાને નજર કરવા તત્પર થયો.

" મહારાજ ! ક્ષમા કરજો. દક્ષિણનો છું એટલે દક્ષિણનું પ્રકૃતિસૌંદર્ય પ્રથમ દાખવીશ. "

અને ચિત્રકારે ગોદાવરી, કૃષ્ણા–કાવેરીનાં તીર પ્રાન્તોનાં નજર ઠારે તેવાં રમણીય પ્રકૃતિ દશ્યો નજર કર્યાં. રામચંદ્ર પ્રભુનાં પગલાંથી પાવન થયેલી ભૂમિનાં–પંચવટી અને દંડિકારણ્યનાં સ્મરણો તાજાં કરાવ્યાં. પશ્ચિમ–દક્ષિણનાં પર્વતોની ગિરિમાલાના મનોહર જળ-ધોધો ને વનશોભા ખડી કરી, અને દક્ષિણનાં વિખ્યાત ગગન-ચુંબી દેવાલયોનાં દર્શન કરાવ્યાં. ચિત્રકાર આગળ વધ્યો. દક્ષિણના રાજાઓના રાજમહેલો, વસંતવિહારો ને જળાશયોનો ખ્યાલ આપ્યો. પ્રભાતે દેવો પુજવા જતી–સંધ્યાએ કુદરતની અવર્ણનિય આકાશની રંગમીલાવટ નિરખવા શોભતી દક્ષિણની રમણીનુંય લાવણ્ય નજરે પાડયું. ધીમે ધીમે ન સમજાય–ન કળાય તેમ દક્ષિણના સૌંદર્ય અને ગૌરવનું વાતાવરણ કલાદ્વારા જામવા માંડયું.

" વાહ ! ચિત્રકાર, દક્ષિણદેશ સોહામણો છે. પ્રકૃતિએ તો તેના પર જ પક્ષપાત કર્યો લાગે છે. "

" જરૂર મહારાજ ! આખું આર્યાવર્ત ભમ્યો છું. દક્ષિણની વનલીલાને આંટે તેવું નજરે નથી પડયું. કાશ્મીર-હિમાદ્રિ અને ગંગા યમુનાનો પ્રદેશ પણ તેની આગળ ઝાંખો પડે." ચિત્રકારે પોતાના દેશની વાત આવતાં બીજી દુનિયા ભૂલવા માંડી. સભાને આ નિજ-દેશની સ્તુતિ ક્ષમ્ય લાગી. અને ખરેખર, એનાં ચિત્રો તેની સ્તુતિ વ્યાજબી ઠરાવે તેવાં હતાં.

" અને ત્યાંનુ જીવન કેવી, મહારાજ ! "

" અહા ! " રાજાએ ખીલતા ચિત્રકારની વાત સાંભળવા માંડી.

" વિદ્વતા, ધર્મપરાયણતા અને લલીતકલાઓનો શોખ તો દક્ષિણનો જ. જુઓ મહારાજ. " ચિત્રકારે ખુલાસો કર્યો.

ચિત્રકારે બીજાં ચિત્રો નજર કર્યાં. દક્ષિણના પંડિતો શાસ્ત્રાર્થ કરતા અને વચમાં રાજા મધ્યસ્થ બની સાંભળતા એક ચિત્રમાં બનાવ્યા હતા-બીજામાં મંસ્કારી બ્રહ્મદેવો હોમ હવનાદિ ધર્મક્રિયાઓ કરતા હતા. બીજાં ચિત્રોમાં કોઈમાં વાદ્યોથી વિંટાયેલી કોઈ ગાયિકા ગાતી હતી-કોઈમાં ચિત્ર આલેખતી ચિત્રલેખા કલાની ધુનમાં મશગુલ હતી-કોઈમાં નર્તકી નૃત્ય કરતી હતી-બધાંમાં સૌંદર્ય ડોકીયાં કરતું હતું. રાજાને ચિત્રકારની વાત ખરી લાગી. કલામાં માણસની કલ્પનાને પ્રેરવાનો મહાન ગુણ હોય છે. દક્ષિણના ચિત્રકારની કલાએ તે અસર કરી. સાચો દક્ષિણ દેશ તો જેવો હોય તે ખરો, પણ રાજ મલાને તો દક્ષિણ દેશ સ્વર્ગ સમો ભાસ્યો; ત્યાંનાં નરનાર દેવદેવીઓ જેવાં

" મહાશય ! ચિત્રલેખા બતાવી, પણ ત્યાંના ચિત્રકારો કેવા તે તો બતાવો."

" આપની સમક્ષ જ ઉભો છું ને મહારાજ ! ઈશ્વરે કંઈક કુદરતી શકિત દીધી છે. કંઈક કંઈક ચિતરૂં છું. છેલ્લું એક અજબ ચિત્ર ચિત્રાઈ ગયું છે, નજર કરશો મહારાજ ! ' એમ કહી કંઈક ચિવટથી, સંભાળથી મૂકી રાખેલું ચિત્ર તેણે ધીમેથી ઉપાડી રાજાના હાથમાં મૂકયું. રાજાએ નજર કરી અને તે સ્તબ્ધ બની ગયો. એણે તે ધારી ધારીને જોયું ને એમની નજર પકડાઈ ગઈ હોય તેમ ત્યાં જ નજર રાખીને પૂછયું: " કયાંથી આ સૌંદર્ય ચોર્યું ? ચિત્રકાર ! "

રાજાનો પ્રશ્ન સીધો હતો. પણ તેને જાણવું હતું કે આ ચિત્ર કલ્પના હતી કે સત્ય ? ચિત્રમાં એક રાજવી બિરાજયો હતો– એ રાજવી શું કર્ણદેવ પોતે હતો ? કેમકે તે કર્ણદેવ જેવો લાગતો હતો–કર્ણદેવ કરતાંય વધારે પ્રભાવશાળી તે લાગતો હતો, તેની આગળ એક દેવી નાચતી હતી, અને એક સુંદરી–લાવણ્યની પ્રતિમાસમી– યૌવનભરી સ્નેહભીની આંખે રાજાને પી જતી હતી. તેની ઉભા રહેવાની છટા ગજબ હતી. કર્ણદેવને પ્રશ્ન ઉઠયો આ રાજવી કોણ ? આ દેવી કોણ, અને આ ? એમણે ઉપલો પ્રશ્ન પૂછયો.

" એમ ! આ શું કોઈ જીવંત વ્યક્તિની છબી છે ? "

" હા, મહારાજ ! "

" એ કોણ ? "

" એ...એ-કહું મહારાજ !" ચિત્રકારે આજુબાજુ નજર કરી

" કેમ કંઈ સંકોચ પામવા જેવું છે ? " રાજાએ ચિત્રકારનો ઈરાદો પારખી પૂછ્યું.

" ખાસ કંઈ નથી-પણ આપના પ્રશ્નનો પ્રત્યુત્તર દેતા મારે લાંબી વાર્તા કહેવી પડે તેમ છે, અને એ વાર્તામાં આપનું નામે આવે છે. એ બાબત અંગત માની હું સભામા બોલતા સંકોચાતો હતો."

" વાંધો નહિ, આ તો મારા વિશ્વાસુ મંત્રીઓ અને રાજ પુરુષો છે. બોલો ! એવો તે શો ઈતિહાસ કહેવાના છો ? " રાજાએ હસીને પૂછ્યું. મંત્રીઓ રાજાના વિશ્વાસથી ખુશી થયા ચિત્ર ટટાર થયો-ગંભીર થયો, અને પોતેજ દક્ષિણનો પંડિત હોય ં વાત શરૂ કરી .

" મહારાજ ! મનુષ્યની કીર્તિ અને વાયુ બે સરખા છે ક્યાં ક્યાં જશે અને કોને કોને સ્પર્શશે તે નક્કી નથી હોતું. આપ કીર્તિએ વાયુસમી ચારે દિશાએ પ્રસરી સુવાસ ફેલાવે છે. "

" મારી કીર્તિને આ છબી સાથે શો સંબંધ છે ? " ચિ કારની પ્રસ્તાવના ઉપરથી રખેને તે યશોગાનમા ડુબી જાય તે બી રાજાએ તેને મુદ્દા પર લાવવા વચમાં પ્રશ્ન કર્યો.

" આપની કીર્તિ જ એ છબીની જન્મદાતા છે. જુએ મહારાજ ! છબીમાં જે રાજવી દેવસમા બીરાજ્યા છે તે આપ ં દેવી નાચે છે તે લક્ષ્મી-આપની સમૃદ્ધિ-પરમ ઉજ્વળ કીર્તિ દેવ

રૂપે નાચે છે. આપ અણહિલપુર, પાટણની ઉન્નત ગાદીએ બિરાજો છો. આપની રાજ્યલક્ષ્મીની ગણતરી નથી–આપની કીર્તિને સીમા નથી. એટલે લક્ષ્મી દેવીરૂપે તે આપની આગળ નાચે છે. આપ તે તરફ સંતોષથી જોઈ રહ્યા છો. પણ એક બીજી વ્યક્તિ આપને નિરખતી–ભાવભીનાં નેત્રે નિરખતી–ઉભી છે. તે તરફ આપનું લક્ષ નથી. રમ્યમૂર્તિ તરફ કૃપાદષ્ટિ નથી. "

" એ કોણ ? તે તો કહો. " મંત્રીએ રાજાની મૂરકેલી ટાળી.

" મહારાજ ! એ દક્ષિણના મહા યશસ્વી જયકેશી રાજાની પ્રખ્યાત રાજકુમારી મીનલદેવી. ચંદ્રપુર નામે નગર છે. તેના પ્રજા-પાલક,, વિદ્વાન, ધર્મનિષ્ઠ રાજા જયકેશી છે. એમને એકની એક કુંવરી છે. લાવણ્યમાં તેની જોડ નથી. વિદ્વતામાં પંડિતોને કાનની બુટ પકડાવે છે, સંગીતવિશારદ છે, કલાપ્રેમી છે, મહા ગરવી ને બુદ્ધિશાળી છે. એ કુમારી યુવાવસ્થાએ પહોંચી છે, પણ તે કુંવારી છે."

" કારણ ? " ફરીથી મંત્રીએ મુંઝવણ ભાંગી.

છે, એ આપનું નામ રટે છે. ઉત્તર તરફનાં પક્ષી આવે તેનેય સમાચાર પૂછે છે–ઝુરે છે–પુરું ખાતીએ નથી, પીતીએ નથી. એની સુંદર દેહલતા પ્રેમતપશ્ચર્યાથી કરમાતી જાય છે. અનાયાસે ચંદ્રપુરમાં હું જઈ ચઢયો. ગુજરાતના ચિત્રકારે પાટણના રાજવીનો મોહ કુમારીને લગાડયો. હું ચિત્રકાર છું તેમ જાણતા મને પસંદ કરી છબી ચિતરાવી ને ગુપ્તપણે પાટણ મોકલ્યો. મહારાજ ! એ છબી મેં આપને બતાવી. ચંદ્રપુરની કુમારી કેટલી તલસે છે તે આપ એની નજરથી જ નક્કી કરો. "

" એમા રાજા જયકેશીની મંમતિ નથી કે ગુપ્તપણે આવ્યાનું કહો છો ? "

" છે જ, આ એની સાબીતી. " એમ કહીને ચિત્રકારે એક રેશમી વસ્ત્રની નાની પોટલી છોડી, એક ઉત્તમ પ્રકારની કારીગીરીવાળા સુવર્ણથાળમાં અમૂલ્ય રત્નો, સુગંધી વસ્તુઓ ને સુવર્ણનું શ્રીફળ મૂકી રાજા આગળ ભેટ ધરીને બોલ્યો :

" રાજા જયકેશીની આ રંક ભેટ છે તે આપ સ્વીકારવા કૃપા કરશો ? મહારાજ ! રાજા જયકેશી શુરવીર છે–ઉચ્ચ કુલીન છે–પણ પ્રમાણમાં આપની આગળ એક નાના રાજા છે. આપ તો મહારાજા છો ! પોતાની રાજકુમારી માટે વચન નાખતાયે સંકોચાય છે એટલે હું કુમારીનો ગુપ્ત સંદેશ લાવ્યો છું. મહારાજ ! રાજકુમારી મીનળદેવી તલસે છે. રાજા જયકેશી આપના પ્રત્યુત્તરની આતુર હ્રદયે રાહ જોતા હશે. દૂર દૂર દેશથી પ્રવાસ કરતો સફળ થવાની આશાએ હું આવ્યો છું. આપ ઉદાર છો–રાજકુલની નીતિઓ અને રીતિઓથી સુજ્ઞાતા છો–રાજા જયકેશી આ ભેટ ધરે છે–શ્રીફળ આપને ચરણે ધરે છે–અને હું એક કલાકાર કુમારીનો સંદેશ કહું છું–મહારાજ ! ભેટ સ્વીકારવા કૃપા કરો. "

આ બધા વાર્તાલાપ દરમ્યાન કર્ણદેવ મહારાજના મનમાં મહામંથન ચાલતું હતું. પરદેશી ચિત્રકારનાં ચિત્રો જોતાં જોતાં આવું અણધાર્યું ગંભીર ને મોહક તત્વ નિકળશે તેનો તેમને ખ્યાલ નહોતો. પાટણની ગાદીએ તે આવ્યા હતા. રાજ્યલક્ષ્મી ખચિત તેમના આગળ નાચતી હતી; પણ જગતનું પરમ લાવણ્ય શું તેમના માટે તલસતું હતું છતાં તેમને ભાન નહતું ? છબી જોઈ તેમના હૃદયના ભાવ કંપ્યા હતા. રાણીવાસના રંગરાગોથી તેમને તૃપ્તિ મળી હતી, રાજ્યની ચિન્તાઓ પણ શમી હતી, પણ એકજ ઉણપ હતી. પાટણની ગાદીએ આવનાર વારસ હજી જન્મયો ન હતો. રાજા જયકેશી અણચિન્તવી રીતે શ્રીફળ મોકલતો હતો—મીનલદેવી સામે પગલે આવી તલસતી ઉભી હતી—આ સુયોગ ઈશ્વિર નિર્મિત હશે? જેથી *મીનળદેવીને—દૂર દૂરની રાજકુમારીને—આવા અભિલાષ થાય—આવી* પ્રતિજ્ઞાઓ લે—આવી કલાભરી રીતે સંદેશો મોકલે? રાજાના રસ-કોડ ઉછળ્યા. પોતાની જાત અને કીર્તિનું તેમને ભાન થયું. કોઈ અજ્ઞાત સુંદરી આપણને ચાહે છે એ વિચાર જ પુરુષને ભમાવવા પુરતો હોય છે. ચિત્રકારના સંદેશમાં તો ગજબ જાદુ હતો. દક્ષિણની સંસ્કારી મોહીની રૂપ કુમારીની છબી નજરે તરવા લાગી. એમણે હાથમાં રહેલી છબીમાં ફરીથી નજર કરી. સંયમ છતાં ઉલ્લાસ પ્રગટયો ને ઝડપથી નિશ્ચય કરી કંઈક સંકોચતા કર્ણદેવ બોલ્યા :

" ચિત્રકાર મહાશય ! રાજા જયકેશીની ભેટ સ્વીકારું છું. દક્ષિણની મને પુરી માહિતી નથી પણ એક કલાકારના સંદેશ પર વિશ્વાસ રાખી ચંદ્રપુરની રાજકુમારીની અભિલાષા અભિનંદું છું."

મંત્રીઓએ પણ સંમતિ દર્શાવી: "એજ ઉચીત છે, મહારાજ !"

ચિત્રકાર ખુશ ખુશ થઈ ગયો. રાજગઢમાં રાજના અતિથિ તરિકે તેનો સત્કાર કરવાના હુકમ આપી રાજા ઉઠયા. સભા વિસર્જન થઈ.

***

મંત્રી મુંજાલ રાજકાર્યના મિષે મંત્રણા સભામાં હાજર હતા નહિ, પણ તેમને બધી વાત પહોંચી ગઈ.

દક્ષિણનો ચિત્રકાર પાટણના રાજમહેલની મેમાનગીરી ભોગવી, ગુજરાતનાં અવનવાં દૃશ્યો પકડી લઈ, મોટાં ઇનામો લઈ, સફળતાનો આનંદ ભોગવતો દક્ષિણના માર્ગે પડ્યો. રાજકુમારીને પાટણ લાવવા રાજ્યનાં માણસો કર્ણદેવનું ખડગ લઈ તેની જ સાથે ગયાં.

કર્ણદેવ વૃદ્ધ નહતા. યુવાવસ્થા તેમણે વટાવી હતી, પણ તેમના રસકોડ તાજા હતા. છબીમાંની સુંદરીને જોઈ તે કલ્પનાનંદ ભોગવતા હતા. સૌંદર્યપિપાસા તેમની વધતી હતી.

મુંજાલ મહેતા કંઈએ બોલતા નહોતા—જાણે કંઈએ બન્યું નહોય ! મીનળની રાહ એ પણ જોતા હતા.

અને રાજગઢમાં ફફડાટ પેઠો હતો. રાણીઓએ કંઈ યુવરાજની માતા થવાની આશા ગુમાવી નહોતી. ચિત્રકારની વાત તેમને વડીઆત લાગતી હતી. રાજાનો નિર્ણય તેમને ગમ્યો નહતો. પરદેશી રાજકુમારી તેમના માથે પટરાણી સ્થપાશે—કર્ણદેવ ચિત્ર જોઈ નવી રાણીનો અભિલાષ આમ એકાએક કરશે—તેવું તેમણે ધાર્યું નહતું. સૌને થતું કે મીનળ કેવી હશે ?

માતા ઉદયામતીને આ કાર્ય ગમ્યું હતું. વારસ વિનાની રાજગાદી તેમને ગોઠતી નહતી. એમણે પણ મીનળને વધાવવા તૈયારી કરવા માંડી.

આખરે મીનળદેવી રજપુતોની રીત મુજબ ખડગને પરણી પાટણ આવી. લાંબો પંથ કાપતી પોતાની દાસીઓ અને થોડાં માણસો લઈ પાટણનાં માણસો સાથે તે આવી પહોંચી.

રાજા તેને સત્કારવા, પાટણમાં લઈ જવા, ને લગ્નવિધિ કરી પટરાણીપદે સ્થાપવા તૈયાર હતો.

રાજા ભવ્ય રસાલા સાથે ઘોડે ચડી મીનળદેવીને લેવા ગયો. રિવાજ મુજબ તેણે ખડગ લઈ બેસનારીની જગાએ રથમાં સ્થાન લીધું. એણે કુમારી તરફ આતુર દૃષ્ટિ કરી અને તેનું હૈયું બેસી ગયું.

દક્ષિણના વાતાવરણમાં ઉછરેલી, જુદી ઢબે અને જુદી જાતનાં વસ્ત્રાલંકારો પહેરવા ટેવાએલી, મીનળે ગુજરાતી સાડી પહેરવા પ્રયત્ન કર્યો હતો, પણ તે પ્રયત્ન કંઈક કઢંગો લાગતો હતો. નવવધુનો ઘુંઘટ તેના મુખને છુપાવતો નહતો. એનું વદન પતિને નિરખવા ખુલ્લું હતું. એ વદન જોઈ રાજાને આઘાત થયો. એણે નજર વાળી લીધી.

રાજાની નજર ઝીલતી સ્નેહભીના મીનળની મોટી આંખો કંઈ સમજી શકી નહિ.

સૌન્દર્યની વ્યાખ્યા કોઈ રસશાસ્ત્રીએ કે કલાપરીક્ષકે સ્પષ્ટ શબ્દોમાં બાંધી નથી, અને જીવતું સ્ત્રીસૌન્દર્ય કોને કહેવું તે વિષય તો ગુઢ અને ભેદભરેલો જ રહ્યો છે. એક સ્ત્રી એક પુરુષને રંભા લાગે છે, બીજાને મન તુચ્છ લાગે છે. એક સ્ત્રી તરફ એક પુરુષ જોઈ મોં બગાડે છે; ઘણાએ તે સ્ત્રીની પાછળ ગાંડા બનવા તૈયાર હોય છે. ચિત્રકારે ચિત્રેલી છબી જોઈ રાજા ગાંડો થયો હતો, જેની એ છબી હતી તેને જોઈ કેમ નિરાશ થઈ ગયો ?

છબી શું કાલ્પનિક હશે ? તેમાં અતિશયોક્તિના રંગ હશે ? રાજાને તે નક્કી કરવાનો વખત ન હતો. તેણે નજર કરી અને એક શ્યામળા ગોળ મુખમાં બે મોટી ચળકતી આંખો જોઈ, અને ઘુંઘટરૂપી વાદળમાં વીજળી છુપાયેલી જોવાની આશા રાખનારને વાદળ જ નજરે પડયું. મુખની બીજી મનોહરતા કે સપ્રમાણતા નિરખવા તેની નજર ટકી નહિ. સ્વરૂપની પોતે રચેલી કલ્પના તુટી પડી. એને મનમાં ઠસી ગયું કે નક્કી ચિત્રકાર ઠગી ગયો. મીનળ આવી તે પહેલાં રાજમહેલમાં એણે આવી ઘણી વાતો સાંભળી હતી. મીનળને કોઈ લેતું

નહતું એટલે યુક્તિ કરી પાટણના ભોળા કર્ણદેવને વગાડી હતી અને ચિત્રકાર કોઈ મંત્રીના પ્રપંચે કરી ઠગવા આવ્યો હતો તેમ સુચનો થતા સાભળ્યા હતાં રાણીઓ ખુબીથી આવા શબ્દો રાજાને કાને પડે તેવા પ્રબંધ કરતી હતી આવની નવી રાણીને અણમાનીતી કરવા પૂર્વ તૈયારીઓ ચાલી જ ચૂકી હતી પણ રાજાને તેવી વાતોનો હિસાબ ન હતો એ તેની સૌંદર્યધુનમા હતો—છબીમાંનુ લાવણ્ય જીવતુ જોવા આતુર હતો—એની આતુરતા ઓસરી ગઈ

વિચિત્ર પહેરવેશના લીધે કહો—મુગ્ધાવસ્થા વટાવેલી હોઈ યૌવન-ની પૌઢતાના લીધે કહો—ચિત્રકારના વર્ણવ્યા મુજબ કર્ણદેવના પ્રેમમા ગુરવાથી અને અન્નની અવગણનાએ કરી આવેલી મ્લાનતાને લીધે કહો—કે પડદાના અંધારામા રથની સગવડભરી બેઠકમા દેહનો દેખાવ ને મરોડ બગડી ગયેલો હોવાને કારણે કહો—કે નવા દેશમા જતા નવા વાતાવરણના વિચારે ગભરાટના ભારે મુખ પર બેઠેલી ચિન્તાના લીધે કહો કે કથા હંમેશા વસ્તુ હોય છે તેના કરતા વધારે સુંદર બતાવે છે અને મૂળ વસ્તુ નજરે જોતા નિરાશા જ મળે છે તેવી માન્યતા સાચી હોવાના કારણે કહો—અગર સ્ત્રીસૌંદર્યમા જરાએ શ્યામવર્ણને સ્થાન હજી નથી મળ્યુ તે કારણે કહો, પણ રાજાને આઘાત જ થયો અને પોતે ઠગાયો છે તે વિચાર આવતા મીનળ તેને નિરૂપા જ લાગી

ગુજરાતી ભાષાયે મીનળને આવડતી ન હતી.'વિદુષી છતા દેવ સમા પાટણપતિને મુખ ફેરવી લેતા તે જોઈ રહી તે સમજી શકી નહિ—જાતે કંઈ બોલી નહિ બોલવા માટે તે સ્થળ કે સમય પણ ન હતા

શ્યામસુંદર કૃષ્ણે ગોપીઓને ઘેલી કરી હતી, પણ ગોપીઓ ગોરી ગોરી હતી—શ્યામાઓના વર્ણન અને દૃષ્ટાન્તો શાસ્ત્રોમા હશે-કર્ણદેવને તેવા સૌંદર્યોની કદર ન હતી ગુજરાતની સૌંદર્યભાવનામા

રથામાને મોટું સ્થાન જ ન હતું ? અને તે ગુજરાતનો રાજવી હતો–એક શ્યામા માટે તે દક્ષિણ પર નજર કરે તેવો ન હતો. મીનળને જોઈ જુની રાણીઓ ખડખડાટ હસશે તે ખ્યાલે તેને કમકમાં આવ્યાં. રથમાંથી ઉતરી જવાનું તેને મન થયું–મીનળને પાટણના પાદરથી પાછી વાળવાનો તેને વિચાર આવ્યો પણ ગુજરાતના રાજાને ગૌરવ ત્યજી બાલીશતા બતાવી જગતને હસતું કરવાની ઇચ્છા ન હતી. એણે સંયમ રાખ્યો રાજમહેલમાં રથ આવ્યો–વધાવવાની વિધિ થઈ–પાટણની દાસીઓએ મીનળના મુખને ઢાંકી દીધું હતું.

લગ્નવિધિ કરાવવા રાજગોર તૈયાર હતો–મંડપ સણગારેલો હતો–રાજાએ મૌન તોડયું :

" આટલું બસ છે–દક્ષિણની રાજકુમારી પાટણના રાજમહેલમાં રાણી તરિકે રહેશે–મારા ખડગને પરણીને આવી છે–તેને યોગ્ય સ્થાન મળશે, પણ આ હાથે તેનો પાણી ગ્રહણ કરી શકીશ નહિ. કારણ કહેવા મારી ઇચ્છા નથી. "

નવી રાણીને મહેલમાં રહેવાની અનુકૂળતા કરી આપવાના હુકમો કરી લગ્નની વિધિ બંધ રાખી રાજા પોતાના ખંડમાં ચાલ્યો ગયો. માતા ઉદયામતી તાજુબ થતાં થંભી ગયાં. જુની રાણીઓ મીનળને જોવા એકઠી થઈ હતી તે મીનળનું દુર્ભાગ્ય સમજી ગઈ ને રાજગોરના હાથમાંની કંકાવટી વાંકી વળતાં ઢળી ગઈ.

કોઈને કંઈ પુરૂં સમજાયું નહિ.

મીનળ પણ સમજી નહિ. રાજમહેલના ઓરડાઓમાં તે પુરાઈ. ગુજરાતી સ્ત્રીઓ તેને જોઈ કેમ હસતી હતી ?

માતા ઉદયામતી સ્વસ્થ થતાં તેમણે પ્રસંગ સાચવી લીધો. હુકમો આપી નવાં રાણીને યોગ્ય સત્કારથી ફેરવ્યાં. મીનળનો વર્ણ

શ્યામવર્ણી હતો; પણ તે છેક વિરૂપા તો ન હોતી. રાજમાતા રાજાની વર્તણૂંકનું કારણ કળી શક્યાં નહિ. તેમણે મીનળને ઉત્સાહિત કરી.

મીનળ અહીંના રીતરિવાજોથી અજ્ઞાત હોવાથી પ્રસંગની ગંભીરતા નહિ સમજતાં તેણે આશા છોડી નહિ. મીનળની દાસીઓ અને ગુજરાતની દાસીઓએ મળી તેનો શયનખંડ શણગારવા માંડયો. એક તરફથી શયનખંડ શણગારાતો હતો અને બીજી તરફથી મહેલમાં છડેચોક વાતો થતી હતી. એક પાટણની દાસી બોલી,

" જોયું ને ! ચિત્રકાર બડો ખેલાડી, રાજાજીની કોટે કુલડી વગાડી ગયો. રાજાજી તો ભોળા ને ઉદાર રહ્યા—છબી જોઈ છેતરાઈ ગયા. "

બીજીએ પોતાનું ડહાપણ બતાવ્યું. " હશે, આપણે શું ? રાજાને ગમી તે રાણી, છાણા વીણતી આણી ! "

મીનળદેવી, જયકેશીની વિદુષી—તેજસ્વી રાજકુમારી, પરમ વૈભવ અને ઉંચા સંસ્કારી વાતાવરણમાં ઉછરેલી—દક્ષિણમાં છાણાં વીણતી નહોતી, પણ ગુજરાતમાં આવી હતી ખરી. ગુજરાતની કહેવતો તેને છોડે તેમ નહતી.

" પાટણનું રાણીપદ કોને ન ગમે ! મીનળ જબરી તો ખરી. શી યુક્તિ કરી છે ! " પહેલીએ વાત ચાલુ રાખી.

" હવે જ ખબર પડશે રાણીવાસમાં સંપ હતો, હવે શીચે ખટપટો જાગશે. " બીજીએ શાણપણ ચાલુ રાખ્યું.

" હેં અલી ! તને ખબર છે ! કહે છે કે મુંજાળ મહેતા દક્ષિણમાં રહી આવ્યા છે અને મીનળદેવીને ઓળખે છે. મહેતાજીનો માણસ પેલી લક્ષ્મીને બધી વાત પૂછતો હતો—મહેતાજી બધી સરત રાખે છે. "

" બ્હેન ! મહેતાજીનું તો ન મનાય તે ઓછું ! પેલો ચિત્રકાર મહેતાજીને ઓળખતો હતો–કેમ નથી ખબર ? "

" કોણ જાણે આમાં શો યે ભેદ છે ? આજે મંગળફેરા તો વર્તાયા નહિ.—"

" માતા ઉદયાવતી કહે છે મુહૂર્ત સારૂં નહોતું એટલે બદલ્યું. "

" ત્યારે પરણ્યા પહેલાં શયનખંડ શાના શણગારાય છે ? "

" એ તો બધો ખેલ–મીનળને સમજાવવાનો. "

" હેં ! "

" ત્યારે જોજે ને રાતે–રાજાજી ઓછા જ પધારવાના છે ! મોટાં રાણી શું બોલ્યાં હતાં ? "

" શું બોલ્યાં હતાં ? "

" નથી ખબર ? "

" ના. "

" ત્યારે નહિ કહું–ખાનગી વાત છે. "

" ના, ના, કહે તો ખરી, હું કોઈને નહિ કહું. "

" જોજે હાં—મોટાં રાણી કહે છે મારૂં ચાલશે તો મીનળ લટકતી જ રહેશે–પરણેલીયે નહિ ને કુંવારીયે નહિ, અને રાતે બનશે. "

" રામ–રામ ! બહુ ખોટું. બિચારાં મીનળદેવીને થોડા દિવસનું ય સુખ નહિ ! રાણીઓ તો માનીતી અણમાનીતી થયા જ કરે; પણ આને તો પહેલી જ રાતથી—" મહેલની દાસીઓમાં ય થોડું ઘણું હૃદય હોય છે. સ્ત્રીહૃદય, બીજી સ્ત્રીની પ્રણયનિરાશા સહી શકતું નથી. દાસીએ હમદર્દીપણું બતાવ્યું. બીજીએ રાજ્યખટપટનું ચાતુર્ય ખુલ્લું કર્યું.

" એટલું યે ન સમજી ? થોડા દિવસનું સુખ આપવા જતાં મીનળદેવી પુત્રવતી થયાં તો પછી બીજી રાણીઓનું શું માન રહે ? "

" પણ એ માટે તો મીનળને રાજા લાવ્યા છે ? "

" લે, તું જ કહેતી હતી ને કે છબી જોઈ રાજા છેતરાણા ? "

" પણ આશા તો ખરી ને ! "

" બીજી રાણીઓને યુવરાજમાતા થવું કયાં નથી ગમતું ! "

" ત્યારે થતી કેમ નથી ? "

" એ તે કંઈ કોઈના હાથમાં છે ? "

" ત્યાર થાયે નહિ ને બીજાને થવાયે નહિ દે ! "

" મીનળ આવી છે એટલે નવી કોઈ રાણી ઉતાવળ કરી થાયે ખરી ! "–અને દાસીએ લુચ્ચું હાસ્ય-કર્યું.

એ હાસ્યનો મર્મ રાજમાતાઓ જેટલો સમજે તેટલો બહારનું જગત સમજી શકે તેમ નથી. બીજી દાસી બહાનું કાઢી જુદી પડી બહુ વાતો કરવાનું જોખમ પણ તે સમજતી હતી. બોલતાં બોલાઈ જવાયું, પણ પછી તેને ઘણો પસ્તાવો થયો હતો.

ગમે તેમ પણ દાસીની વાતોમાં તથ્ય હતું. મીનળની સહુને બીક હતી. એ આવી ને રાજાને ન ગમી. જુની રાણીઓને બળ આવ્યું. મીનળને બનાવવાનો તેમણે ત્રાગડો રચ્યો.

એક તરફથી કૃત્રિમ હરખ દર્શાવતી, મીનળદેવી તરફ સહાનુભૂતિ દર્શાવતી, તેના શયનખંડના શણગારમાં પોતાની દાસીઓ મદદે મોકલી. બીજી તરફ રાજાજીની નજીક રહેતા માણસોમાં પણ સંવાદ ગોઠવાયા ને રાજાજી રાત્રે મહેલમાં જ ન રહે તેવી બાજી રચી. કારણ, કદાચ મીનળને મળવા જાય અને પોતાનો અભિપ્રાય ફેરવે. મીનળ મહા ગરવી ને બુદ્ધિમતી હતી. તેનો ઠસો ગજબ હતો–તેયે સુંદર હતી.

કર્ણદેવ એકાન્તમાં હતા. તે વિચારે ચડ્યા હતા. ચિત્રકારનો દ્વેષ તેમના મનથી વધે જતો હતો. મીનળનું કરવું શું ? બીજું શું ? રાજમહેલમાં ઘણી જગા હતી, પાટણના મહારાજાની તલવાર સાથે પરણી ચૂકી હતી એટલે તે પાછી તો જઈ શકે જ નહિ– ભલે તે મહેલમા રહે, રાણી તરીકે ઓળખાવે, પણ કર્ણદેવનાં દર્શન તે કરી શકશે નહિ, અને તેનું કાળું મોં પોતે જોશે નહિ. ગુજરાતના રાજવીને ઠગવાની શિક્ષા દક્ષિણની રાજકુમારીએ ભોગવવી જ જોઈએ. એમણે, માતા ઉદયામતીના માણસે આવી કહ્યું કે " મહારાજ ! રાજમાતા વાત કરવા ઇચ્છે છે, પધારો તો "–ત્યારે ધસીને ના પાડી. " રાજમાતાને કહેો કે હું કામમાં છું, આજે મળી શકીશ નહિ "

" કેમ-શું છે ? "

" બધો રાજગઢ ચગડોળે ચડયો છે. સૌ નવાં રાણીની વાતો કરે છે ને ગમે તે બોલે છે. મહારાજ ! મારાથી સંભળાતું નથી. " કુતુહળ વૃત્તિથી પર રાજાઓ પણ હોતા નથી–બીજાઓ શું બોલે છે તે જાણવા હંમેશાં તેઓ આતુર હોય છે–અને નોકરો સિવાય માહિતી મેળવવાનું સાધન બીજું તેમને સુલભ હોતું નથી.

" મહારાજ ! મારી જીભે નહિ કહેવાય. " એ જીભ કહેવા જ આતુર હતી, પણ સેવકે ડોળ કર્યો. કર્ણદેવનો જીવ ઉદાસ હતો. તેમણે મોં બગાડયું ને આજ્ઞા કરી, " ઠીક-જા. "

સેવકને કહેવાનું રહી ગયું, પણ સૂચન પૂરતું હતું. થોડીવાર પછી મહારાજ રાજમંત્રણામાં પધાર્યા અને ત્યાંથી બારોબાર નગર બહાર આવેલા રંગમહેલમાં પધારી ગયા.

* * *

મીનળદેવી શણગારેલા શયનખંડમાં પ્રતીક્ષા કરતી વ્યર્થ બેસી રહી. ઉદયામતી રાજમાતાના નામે એક દાસી કહી ગઈ હતી કે મહારાજ રાતે પધારવાના છે. રાજમાતા વિષે તેને વિશ્વાસ હતો.

સોળે શણગાર સજી તે પલંગ પર ઓશિકે જરા નમીને બેઠી હતી. મહારાણી–સમ્રાજ્ઞીને શોભે તેવો તેના વદનનો પ્રભાવ હતો. એની આંખોમાં બુદ્ધિનાં તેજ હતાં–સ્નેહની ભીનાશ હતી–તેના ગાલ પર મુગ્ધાના શરમના શેરડા ન હતા, પણ તેના મુખ પર ઉલ્લાસ હતો. પ્રવાસનો થાક રહ્યો ન હતો, સવારની અવગણના સમજાઈ ન હતી અને માતા ઉદયામતીએ પોતે પુત્રને સમજાવી બાજી તુર્ત જ સુધારશે એ આશામાં આપેલા ઉત્સાહથી ચિન્તાના ભારનો વદન પર અભાવ હતો. છેક સંધ્યાકાળે જ મહારાજ પધારવાના છે તેમ કહેણ આવ્યું હતું. પોતાના હૃદયપતિ–પોતાની મહત્વાકાંક્ષા પુરી કરે તેવા મહાન ગુર્જરપતિને સત્કારવા તે તૈયાર હતી. ઓજસ અને આવડત

બન્ને તેનામાં હતાં-રાજરાણીઓનાં ગૌરવનીય તેને ખ્યાલ હતો-સંસ્કૃત કવિઓના શૃંગાર ને રસસુત્રોએ તે જાણતી હતી-મહારાણી ને હૃદયરાણી બન્ને થવાના તેને અભિલાષ હતા. તેની તીવ્રબુદ્ધિ કંઈક અવળું થયું છે તે સમજી ગઈ હતી. પણ રાણીમાતાની મુખમુદ્રાએ તેને જીતી હતી-તેની મીઠાશે તેને શાન્ત કરી હતી-એનું હૃદય ઉંડું ઉંડું વિષાદ અનુભવતું હતું, છતા કર્ણદેવ આવશે-જરૂર આવશે-તેવી ખાત્રી હતી. ગુજરાતના રાજાને જીતવા તે બધાયે-એક મહત્વાકાંક્ષી સંસ્કારી યુવતીને ઘટે તેવાં-શસ્ત્રોથી સજ્જ બની હતી. પણ—પણ—પણ—મહારાજ આવ્યા નહિ. રાત્રિના પ્રહરો વીતવા-લાગ્યા-એક પછી એક વિત્યા-મધ્યરાત્રિએ થઈ ગઈ-ચોઘડીઆં વાગ્યાં, મહારાજ તો પધાર્યા નહિ. શૃંગાર તો મોડી રાતે જ શોભે. રસિકાએ આશ્વાસન લીધું.

અજ્ઞાત ગુજરાતી દાસીઓ અવારનવાર કહી જતી હતી, મહારાજ રાજમંત્રણામાં છે, એ પુરી થતાં પધારશે. પાટણના મહારાજાની મંત્રણાઓ મોડી હોય તે સ્વાભાવિક છે. મીનળે મનથી વિચાર કર્યો.

આશામાં, ઉલ્લાસમાં ત્રીજો પ્રહર પણ પુરો થવા આવ્યો. મીનળને યુગ યુગ જેવડી એક ઘડી લાગતી હતી, પણ સમય કદી થોભતો નથી-પાછલી રાતની ઠંડીએ શરીરને સ્પર્શવા માંડી.

પ્રતીક્ષા કરી કરીને ય મીનળની આકરી કસોટી થઈ-પણ મહારાજ પધારે તો-મોડા મોડા યે પધારે તો ? પોતાની દાસી રકુ રકુ થતી દાખલ થઈ.

" બા ! " બોલવાની ઢબ પરથી જ મીનળ સમજી ગઈ.

" મહારાજ નહિ પધારે ? " તેણે જ પૂછ્યું-છતાં પ્રત્યુત્તર સાંભળવા તેનું હૃદય ધડકી રહ્યું.

" હમણાં જ પાટણની દાસી કહી ગઈ કે મહારાજ મંત્રણા-માંથી ક્યારનાયે બીજે ક્યાંય મહેલમાં ચાલ્યા ગયા છે. "

મીનળ શય્યામાં પડુ પડુ થઈ ગઈ. મહામહેનતે તેણે પૂછ્યુ, "રાજમાતાએ કંઈ કહાવ્યુ છે ? "

" ના. " દાસી બોલી. મીનળે હોઠ બીડયા–તે ટટાર થઈ ગઈ. તેની આંખમાં ભયંકર અગ્નિ પ્રગટ્યો. દાસીને વિદાય દીધી. કદાચ તેની ભયંકર મશ્કરી થતી હતી. દૂરના ઓરડામાં હસવાનો અવાજ આવતો હતો. દક્ષિણની મહા અભિમાની રાજકુમારીની પહેલી રાતે જ ક્રુર અવગણના ને હાંસી થતી હતી. તે પલંગમાં પટકાઈ પડી એની વેણીના ફુલ ચુંથાઈ ગયાં–વેરાઈ ગયાં. એ દશ્યે રસભર્યું હતું, પણ તે જોવા કર્ણદેવ મહારાજ ત્યાં હતા નહિ.

હોત તો તેમનું હૃદય પીગળત–તેમનો મત બદલાત.

કર્ણદેવ મહારાજ તો મહા રોષમાં રંગમહેલમાં ચાલ્યા ગયા હતા. જીંદગીના બધાએ રસ સુકાઈ ગયા હોય–બધાએ રંગ ઉડી ગયા હોય તેમ–જાણે સ્મશાનમાં સુતા હોય તેમ તે–પોતાના પલંગમાં પાસાં ફેરવતા હતા.

મીનળ તેના પલંગમાં બેશુદ્ધ પડી હતી, પણ કર્ણદેવ શુદ્ધિમાં હતા મીનળના હૃદયને પ્રથમ પ્રણયરાત્રિની નિરાશાથી આઘાત પહોંચતા કોઈએ તેની ક્રુર મશ્કરી કરી તે વિચારે લોહી મગજે ચડી જતા તે બેભાન બની ગઈ હતી. કોઈ તેની પરવા કે સારવાર કરનાર હતું નહિ કર્ણદેવ મહારાજની સૌંદર્ય–કલ્પના ઘવાતાં હૃદયને આઘાત પહોંચ્યો હતો. કોઈએ તેમને આઘાત દીધા તે ખ્યાલે મગજ ઉશ્કેરાઈ ગયું હતું. તે પલંગ પર પડ્યા હતા, બેશુદ્ધ બન્યા નહતા, પણ પાગલ જેવા બની ગયા હતા. એમની વ્યથા સમજનારે કોઈ હતું નહિ.

મીનળ ને કર્ણદેવની સ્થિતિ દયાજનક ને કરુણ હતી. પાટણના રાજમહેલમાં તેની દયા ખાનાર કોઈ હતું નહિ. માતા ઉદયામતી ફક્ત પથારીમાં પડ્યાં પડ્યાં જીવ બાળતાં હતાં. મહેલોમાં આવું જ બને છે.

બીજા દિવસે પ્રભાતે શુદ્ધિ આવતાં મીનળ ઉઠી. એને પાટણના મહેલનું વાતાવરણ ભેદભરેલું લાગ્યું. તે ભેદ પામવા તેણે નિશ્ચય કર્યો. પોતાની સાથે આવેલા માણસોમાં જે ગુજરાતી સમજી શકે તેવા હતા તેમને તેણે ભેદ શોધવા રોકી દીધા. બપોર પહેલાં તો તેને બધી ખબર પડી ગઈ રાજાને પોતે નહોતી ગમી અને લગ્નવિધિ અધુરી રહી હતી, એટલે કર્ણદેવ તેને પરણ્યા ન હતા–તે વચમાં લટકતી હતી, અને આગલી રાતનો કાર્યક્રમ તો તેને બનાવવા પુરતો હતો.

મીનળદેવીના સ્વમાન પર ફટકો પડયો–એનો ગર્વશીલ સ્વભાવ પ્રજળી ઉઠયો. રાજા જયકેશીની પ્રખ્યાત રાજકુમારિકા પ્રેમની પ્રેરી–આકાંક્ષાની પ્રેરી–પાટણ આવી–પાટણનો રાજા તેને ઉલેખતો હતો–તેના રૂપને અન્યાય કરતો હતો અને લગ્નક્રિયા પણ પુરી કરી તેને પુરૂં રાણીપદ આપવા ઇચ્છતો ન હતો. સોલંકી રાજવીના વચને તે પાટણ આવી હતી–રાજા વચન પાળતો ન હતો.–આખો રાજમહેલ તેની હાંસી કરતો હતો. એ પરદેશની કુમારિકા હતી તેની નિરાધારતાનો સૌ લાભ લેતું હતું. દક્ષિણનાં લાવણ્ય અને સંસ્કારિતા છચોક અપમાનાતાં હતાં.

માતા ઉદયામતી પણ દેખાણાં ન હતાં. રાજાના વર્તનથી તે નાખુશ થયાં હતાં. શું કરવું તે તેમને સુજતું ન હતું, એટલે મીનળને મળ્યાં ન હતાં.

મીનળે નિશ્ચય કરી દીધો. રાતે તેણે કર્ણદેવની રાહ જોઈ નહિ. તેણે નિરાશ થતાં યમદેવનો સત્કાર કરવા તૈયારી કરી. પોતાની સઘળી દાસીઓ સાથે પાટણના મહેલના ચોકમાં બળી મળવાની

પ્રતિજ્ઞા જાહેર કરી—એણે ઘટતો પ્રબંધ કરી દીધો. માતા ઉદયામતીને તેણે કહાવ્યું, "સોલંકીના વચને દક્ષિણમાંથી હું આવી—સોલંકીરાજ મને પરણવા માગતા નથી. અપરિચિત દશામાં પાટણના મહેલમાં રાજા જયકેશીની કુમારી રહી શકે નહિ, અને તે દક્ષિણમાં પાછી પણ જઈ શકતી નથી, કેમકે સોલંકીરાજના ખડગ સાથે તે વરી ચુકી છે. આ સ્થિતિમાં એક જ માર્ગ છે. દક્ષિણનું સ્વમાન સાચવવા માટે—પાટણના રાજકુળનું ગૌરવ સાચવવા માટે—અને રાજાને હું ન ગમતી હોઉં તો તેમની મૂકેલી ટાળવા માટે—મારે અલોપ થઈ જવું અને તે હું કાલે ચિતામાં જળી જઈ તે સાધીશ. કર્ણદેવને હું પરણી શકતી નથી, તો હું મૃત્યુદેવને ભેટીશ. મારી દાસીઓ પણ પાટણના રાજમહેલથી ગભરાઈ ગઈ છે એટલે તે પણ મારી સાથે જ આવશે રાજમાતા ! આશિષ આપું છું."

સ્વમાની મીનળદેવી કર્ણદેવને ય કરગરવા તૈયાર નહોતી—અર્ધદગ્ધ સ્થિતિમાં મહેલમાં રહી નાના મોટાં અપમાનો મહેવા પણ તૈયાર :નહતી. ઉલ્લાસભરી—પ્રણયભરી—તેની પ્રથમ રાત્રિ એક ક્રુર મશ્કરીમાં વિતાવી હતી અને તેનું હૃદય બંડ કરી ઉઠ્યું હતું. એ બુદ્ધિશાળી અને વિદુષી હતી—અવિચારી ન હતી, પણ તે રાજાના વર્તનને મહા અપમાન રૂપ સમજતી હતી. પોતાની જાતનું જ નહિ પણ મારા દક્ષિણની સંસ્કૃતિનું તે અપમાન સમજતી હતી. દક્ષિણની ગર્વી રાજકુમારીનો પાટણના મહેલમાં કંઈ હિસાબ ન હતો અને એ વિચાર તેને મગાવી દેતો હતો. ન ડગે તેવો તેણે નિર્ણય કરી દીધો—એ રહેશે તો પાટણની પટરાણી તરિકે જ, નહિતર તેનું અસ્તિત્વ જ નહિ હોય. રાજા જયકેશી પુત્રીનો કરણ અંત જાણશે—વ્હાલસોયા પિતાના વિચારે તેની આંખ ભીની થઈ. માતા ઉદયામતીએ સંદેશો સાંભળ્યો ને તે ગભરાઈ ઉઠયાં. ઉપરાઉપરી કર્ણ-

દેવને તેમણે મળવા બોલાવ્યા હતા. અનેક બ્હાનાં કાઢી કર્ણદેવ જેવો આજ્ઞાપાલક પુત્ર મળવા પણ આવતો ન હતો. બે દિવસમાં તો આખાયે મહેલનું વાતાવરણ ક્ષુબ્ધિત ને ખટપટી બની ગયું હતું. બધો દોષ મુંજાલ પર આવતો હતો. એ મુંજાલે જ યુક્તિ કરી રાજાને ફસાવ્યો હતો. બીજા મંત્રીઓએ રાજાને ભંભેરી મૂક્યો હતો. ચિત્રકાર સભામાં આવ્યો ત્યારે મુંજાલ હેતુસર જ નહોતા આવ્યા તેમ પણ કહેવાતું હતું. મુંજાલ મહેતા જાણે કંઈ જાણતા જ નહોય તેમ તટસ્થ હતા. એમને પણ મીનળના ઉતાવળા નિશ્ચયની ખબર પડી ગઈ. એ ચમક્યા. મીનળને તે ઓળખતા હતા. એનો નિશ્ચય ડગાવવો એ પર્વત ડગાવવા જેવું હતું. માતા ઉદયામતીને મળવાનો તેણે નિશ્ચય કર્યો. અને માતા ઉદયામતીને પણ મુંઝવણ થતાં મુંજાલ મહેતા સાંભર્યા. એમણે દાસીને તુર્ત જ મોકલી. દાસી મુંજાલને રસ્તામાં જ મળી. તેણે કહ્યું, "બાપુ! રાજમાતા આપને યાદ કરે છે."

મુંજાલ રાજમાતાનેય યાદ કરતો હતો છતાં કહ્યું, "કંઈ ઉતાવળનું કામ છે? ઘડી પછી આવું તો?" જાણે બીજા કામે જ પોતે જતા હોય તેમ તેમણે કહ્યું.

"તરત બોલાવી લાવવા મને કહ્યું છે."

મહેતાએ જાણે શું કરવું તેમ ક્ષણ વિચાર કર્યો, ને બોલ્યા:-

"ઠીક, ચાલ. રાજમાતાની આજ્ઞા થઈ એટલે રાજનાં કામ કાજ થોભાવવાં જોઈએ." હસીને તે સાથે ચાલ્યા. દાસીએ રાજમાતાને વરધી આપી અને મહેતા ઓરડામાં દાખલ થયા.

માતા ઉદયામતી બાજઠ પર બેઠાં હતાં. એ વૃદ્ધ થયાં હતાં પણ તેમના વદનનું ગૌરવ ગયું ન હતું. એમનાં ભવાં પર પુરુષ જેટલો વિચારભાર જણાતો હતો. એમની બુદ્ધિ ઘણીવાર રાજકાર્યમાં

ઉપયોગી થઈ હતી. ગુજરાતની ગાદી પર આવનાર વારસ જન્મ્યો નહતો તેથી તે છાની ચિન્તા સેવતાં. મીનળનું આગમન તેમને રૂચ્યું હતું. ત્યા તો અણકલ્પી પરિસ્થિતિથી તે મુંઝાયા હતાં. છતા પરમ સ્વાસ્થ્ય ધારણ કરી તે બોલ્યાં, " આવો મહેતા. "

જુવાન મહેતા વિનયથી નમી સામેના આસન પર બેઠા.

" માતા ! કેમ યાદ કર્યો ? " મહેતાએ સાવ સરળતાથી પૂછયું.

" જાણે કંઈ જાણતા જ ન હોય-ચુડીઓ પહેરો ! પાટણના મંત્રીઓ ! ચુડીઓ પહેરો ! " રાજમાતા મુત્સદ્દી હતા પણ સ્રીસ્વભાવ જીત્યા ન હતા. તે ઉશ્કેરાઈ ગયા મહેતાને એટલું જ જોઈતું હતું. રાજમાતાની જીભે જ બધું કહેવડાવવું હતું મહેતા જાણે ઘવાયા હોય તેમ ટટાર થયા ને કહ્યું

" માતા ! પાટણના મંત્રીઓને બીજાં ઘણા કામ છે એવો વખત આવશે ત્યારે તે મંત્રીપદને વળગ્યા નહિ રહે. એવું શું થયું છે કે માતા, આમ ઉશ્કેરાઈ જાઓ છો ? " મંત્રીએ જવાબ દીધો.

મુંજાલે કદીએ ગૌરવ જતું નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. બીજા મંત્રીઓ વૃદ્ધ હતા, તે જુવાન હતો. જુવાની વૃદ્ધપણ આગળ દબાઈ જવા નથી સર્જાઈ તેમ તે જાણતો હતો.

" શું થયું છે ? હવે શું થવું બાકી છે ? મીનળ કાલ પ્રભાતે દાસીઓ સાથે પાટણના રાજમહેલના ચોકમા ચિતાએ ચડશે. સોલંકીઓની રાજકુળની પ્રતિષ્ટા બળી ખાખ થઈ જશે, અને તમે જોઈ રહેશો ? "

" હેં ! મીનળદેવી બળી મરે છે ? શા માટે ! " મહેતાએ આશ્ચર્યનો ઉદ્ગાર કાઢયો.

" ત્યારે એ શું કરે ? એ પરણેલીએ નહિ અને કુંવારીએ નહિ

તે સ્થિતિમાં રહે ? કર્ણદેવને પરણવા આવી, ને લગ્નવિધિ અધુરી રહી તે નથી જાણતા ? " સ્ત્રીએ સ્ત્રીનો પક્ષ લીધો.

" પણ કર્ણદેવ શા માટે ના પાડે છે ? "

" બધુંએ મારે કહેવાનું ? હું તમને જ પૂછું છું. રાજાઓનાં વર્તન મનસ્વી બને તેનું કારણ જાણવાનું કામ મંત્રીઓનું ખરૂં કે નહિ ? "

" જરૂર–માતા ! પણ કર્ણદેવને મનસ્વી બનેલા કદી મેં સાંભળ્યા નથી. મહારાજ મહેલ છોડી રંગમહેલમાં વિરાજે છે તે જાણતાં તેમનું હૃદય જાણવા હું તેમની જ પાસે જતો હતો, વચમાં આપની દાસી આગ્રહ કરી મને અહીં તેડી લાવી." મંત્રીએ પાસો ફેંક્યો.

" એમ ! હું તો કર્ણદેવને કહેવડાવી કહેવડાવી થાકી. તેમને મારી પાસે એક ઘડી મળવા આવવાનીયે નવરાશ નથી. કોણ જાણે શું થવા બેઠું છે. રાજ્ય કર્યાં, પણ રાજ્યની ભવિષ્યની સલામતીનું ક્યાં ભાન છે ? સોલંકીની ગાદી ક્યાં જવા નિર્માઈ છે ?" માતાએ નિશ્વાસ નાખ્યો. મુંજાળ બધું સમજ્યો–સમજતો જ હતો.

" રાજમાતા ! ચિન્તા ન કરો–સારાં વાનાં થશે. "

" ક્યાંથી થશે ? મીનળને કોણ સમજાવે ? "

" આપ સમજાવો. "

" ન માને તો ?–કર્ણદેવનો વિશ્વાસ શો ? લગ્નવિધિ કરવાની કર્ણદેવ ના પાડે તો ? હું ધારતી નથી કે મીનળ પુરી ખાત્રી વિના હવે માને. "

" કર્ણદેવ માનશે ? હું સમજાવીશ–નહિતર બીજો ઉપાય છે. "

" શો ? "

" કહું ? માતા ! માઠું નહિ લગાડો ? "

" ના, ખુશીથી કહે ! "

" પોતાના દેશ અને પાટણના રાજકુળના ગૌરવની ખાતર કાલે જ આવેલી એક રાજકુમારીને જીવતા બળતા આવડશે અને સારાયે પાટણનાં અને તેની પ્રતિષ્ઠાના આપ રાજમાતા છો તેમને કાંઈ માર્ગ નહિ સુઝે ? બીનજી શું કરવા ચિંતાએ ચડે ? કર્ણદેવ જો મનસ્વી જ બનતા હોય તો આપે તેમને કુખમાં સેવ્યા છે, કોની કુખ લજવાશે ? " મુંજાલે હિમ્મત કરી આકરા વેણ સંભળાવી દીધા.

મીઠાં વચન સાંભળવાં માણસને ગમે છે, પણ મીઠાં વચને મહત્વની સિદ્ધિ જગતમાં સાધી નથી સત્ય, કડવાં ને સચોટ વચનોએ ઐતિહાસિક વિકટ પ્રસંગોને સાચવી લીધાના દાખલા છે મંત્રીઓ ખુશામતીઆ ને મીઠાબોલા થવા માંડયા ને રાજતેજ હણાતા ગયા. રાજતેજને ઝગઝગતું રાખવા જોઈતું વ્યક્તિત્વ ને વાણીસ્વાતંત્ર્ય જે મંત્રીમાં ન હોય તે મંત્રી-રાજમાતા ઉદયામતીના શબ્દોમા-ચુડીઓ પહેરવા વધારે લાયક છે તે સત્ય સહેલથી સમજાય કે સ્વીકારાય તેમ નથી.

રાજમાતા બાજઠ પરથી ઉંચા થઈ ગયા. તેમની આખમા તેજ ચમકયું. તેમના વદન પર આવતા આવેશને નિગ્રહની રેખાઓથી રોકાતો મુંજાલે જોયો, ને શાન્ત ગંભીર શબ્દો બહાર પડયા :

" બસ, મુંજાળ ! કર્ણદેવ પાસે જા. એ સમજે તો સમજાવ-ન સમજે તો વાંધો નહિ. ગુર્જરપતિની રાજમાતાને ગુજરાતના રાજકુળની કીર્તિ સાચવવા શું કરવું તે આવડશે-મંત્રીઓને શિખવાડવું નહિ પડે. મહેતા પધારો. " રાજમાતાએ ગૌરવથી મંત્રીના વેણની યથાર્થતા સ્વીકારી

" અવિનય થયો હોય તો ક્ષમા કરજો માતા ! " મુંજાલે કાર્ય સિદ્ધ થયું જાણી ટંકું પાણી છાંટયું.

" નારે, ના ! સાચો માર્ગ જ જાણવા મેં તને તેડાવ્યો હતો. મને ખાત્રી જ હતી, કે પેલા વૃદ્ધો મીઠું મીઠું બોલવા શીવાય કંઈ કરવાના નથી." અને રાજમાતાએ સ્મિત કર્યું ને ઉમેર્યું :

" જાઓ, ને હું એ જોઉં કે મુંજાળ કર્ણદેવ આગળ કેટલાક ફાવે છે."

" આપના આશિષે ફાવીશ જ. " નમન કરી મુંજાળ મહેતાએ વિદાય લીધી.

* * *

સારોયે રાજગઢ કંપી ઉઠયો હતો. સૌ તાજુબીમાં ગરકાવ હતું. મીનળદેવી ચિતાએ ચડતી હતી. તેની દાસીઓ પણ તેની સાથે બળી મરવાની હતી. રાજમહેલના ચોકમાં રાણીવાસના ઓરડાઓ સામે ચિતા ખડકાઈ હતી. સુખડની ભભક ભયંકર રીતે ફેલાતી હતી. મીનળદેવી છેલ્લી સફર માટે પોતાના બધાયે અમૂલ્ય વ્હાલા શણગારો સજતી હતી; દાસીઓ પણ પરલોકગમન માટે નિશ્ચયાત્મક મુખમુદ્રાઓ સાથે સામગ્રી ગોઠવતી હતી.

બીજી રાણીઓ મીનળની અવગણના જોવા રાજી હતી, પણ આવા પરિણામ માટે તૈયાર ન હતી. તેમનાં મોં પડી ગયાં હતાં. કર્ણદેવ મહારાજને ખબર મોકલવાને માણસો દોડાવતી હતી–માતા ઉદયામતી પાસે દાસીઓ દોડાવતી હતી.

કર્ણદેવ મહારાજા આવતા ન હતા–માતા ઉદયામતી પુજામાં હતાં. મીનળનો અગ્નિપ્રવેશનો સમય નજીક આવતો હતો–રાજગઢ ગભરાતો હતો. મીનળ સાથે બોલવાની કોઈની મગદુર નહતી.

મંત્રીઓ ક્યા મુવા હતા ? જવાબદાર પુરુષ કોઈ શોધ્યો જડતો નહતો. મહારાજ મંત્રણાઓએ હવે રંગમહેલમાં કરતા હતા.

દાસીઓએ ચિતા ખડકાવી–ધુમાડો નિકળ્યો–અગ્નિ પ્રગટ્યો ને જ્વાલાઓ ભભૂકી. આ ભભૂકતી જ્વાલાઓમાં મીનળદેવી સમાઈ જવાની હતી–અને મીનળ જાણે પતિને પ્રથમ રાત્રિએ મળવા જતી હોય તેમ બધાએ શણગાર અને કલાથી મઢ્યૂ થયેલી, પૂજાનો થાળ લઈ બહાર આવી. દાસીઓ તેની પાછળ આવી બધાંની આંખો અપાર્થિવ તેજથી ચમકતી હતી રાણીઓ આ દૃશ્ય જોઈ રહી. સૌ બુમ પાડી ઉઠ્યું, અરે ! આ અનર્થ કોઈ અટકાવો. મિનળદેવી ચિતા પાસે આવી રહી હતી–એ નજીક પહોંચી–પહોંચી તે અગ્નિને પૂજશે ને ઝંપલાવશે. ઓ કર્ણદેવ ! ઓ ડાહ્યા મંત્રીઓ ! ઓ માતા ઉદયામતી ! સૌ ક્યા ગયાં ? રાણીઓથી આ જોયું જતું નહતું. રાજગઢ કંપી રહ્યો હતો, પણ કોઈ તેને વારતું ન હતું–કોઈ વારવાની હિમ્મત કરી શકતું ન હતું પાટણના મહેલની નિષ્ઠુરતાના વિચાર કરતી, હોઠ દાબી મીનળદેવી અગ્નિપૂજવા આગળ આવી ને એકાએક માતા ઉદયામતીનો અવાજ આવ્યો :

" સબુર ! મીનળદેવી ! પહેલો હક્ક મારો છે મને અગ્નિને પૂજવા દો ને તેમાં પ્રવેશવા દો. " એમણે મીનળના હાથમાથી થાળ શાન્તિથી લઈ લીધો. એમણે વૈધવ્યના કાળા પણ ગૌરવવંતા કપડા પહેર્યાં હતા–કપાળમા ભસ્મની આડ હતી–ગળામાં રૂદ્રાક્ષની માળા હતી. પુજામાથી ઉઠીને આવ્યા હતા–એમની કાન્તિ જળહળતી હતી.

મીનળે પાછું જોયું. તેણે હાથ જોડયા ને એની ભાષામાં કહ્યું :

" આશિષ દો, રાજમાતા ! એ જ સાચો ઉપાય છે." જે દાસી ગુજરાતી સમજતી હતી તેણે દુભાષિયાનું કામ કર્યું.

" એ માર્ગ સાચો જ હોય તો મારો પ્રથમ હક્ક છે. મને પહેલી જવા દે–પછીથી તું તેને અનુસર. "

" તમે માતા ? "

" શા માટે નહિ ? કર્ણદેવ મારી કુખે જન્મ્યો છે. એ તને અન્યાય કરે છે તે હું શું જોઈ રહીશ ને તને આમ મરવા દઈશ ? "

" મને અન્યાય થઈ જ ચૂક્યો છે, અને ન્યાય આપ અપાવી શક્યાં નથી. હવે મને મરતી જ જોશો. "

" ધીરજ ધર બેટા ! ત્રણ દિવસમાં જ તું હતાશ થઈ ગઈ? રાજા જયકેશીનું કુળ ઉછાંછળું ગણાશે–વિચાર કર."

" રાજમાતા ! રાજા જયકેશીનું કુળ સોલંકીઓ જેટલું ઉન્નત નહિ હોય પણ અપમાનો સહેવા તે ટેવાયેલું નથી. "

" અને અપમાનની પ્રેરી તું મૃત્યુને ભેટે છે ?' "

" હા, અપમાનીત જીવન જીવવા કરતાં મરવું બ્હેતર છે. " મીનળે જવાબ દીધો.

રાજમાતા હસ્યાં. મીનળ આશ્ચર્યથી જોઈ રહી.

" મીનળદેવી ! સાંભળી લ્યો. મરવું સહેલું છે–સ્થુળ ચિતામાં જળી જવું સહેલું છે. સ્થુળ ચિતામાં સૌએ જળે છે–પાપીએ જળે, પુણ્યશાળીએ જળે, સ્નેહીએ જળે, નિષ્ઠુરે જળે–એ સૌનો સામાન્ય માર્ગ છે. સૌ કોઈ કુદરતના ક્રમમાં કે અકુદરતી રીતે ચિતાએ ચડે છે અને જળી જાય છે. પણ જીવતા રહીને જળવું–જીંદગીની ભયંકર નિરાશાઓના અંગારામાં ખાખ થવું–કોઈ ભાવનાની ખાતર –કોઈ પ્રીતિની ખાતર–કોઈ અંતીમ ધ્યેયની ખાતર–જીંદગીનું રૂધિર ધીમે ધીમે તાપે જળાવી દેવું એ જીંદગીની સાચી ચિતા. હું પૂછું

છું વિદુષી મીનળદેવી ! મારા પુત્ર કર્ણદેવને તમે હૃદયથી ચ્હાઓ છો ?" દાસીએ ભાવાર્થ સમજાવ્યો.

રાજમાતામાં આટલું ઉંડાણ હશે તેનો ખ્યાલ મીનળને ન હતો. છેલ્લો પ્રશ્ન સાંભળી તે ચમકી ને ધીમેથી બોલી :

"શંકા છે રાજમાતા ! હું કેટલા ઉલ્લાસથી આવી ને..." તેના ગાલ પર આ સ્થિતિમાંયે શરમની આછી રતાશ આવી.

"તો બેટા ! આ સ્થુળ ચિતા શા માટે ? પ્રીતિ સાચી જ હોય તો જીંદગીની સાચી ચિતા પર ચડ. આ ચિતામાં આશા નથી, પેલી ચિતામાં આશા છે."

રાજમહેલમાં ચિતાઓ ખડકી સ્પર્ધા શાની માંડો છો ? પાટણના મહેલને સ્મશાન કરવા માગો છો ? પાટણને પાધર કરવા ' વાંચ્છો ' છો ? પાટણના કિલ્લા હજી ઉભા છે, પાટણના ધ્વજ હજી ફરકતા છે, પાટણનું ગૌરવ હજી ગાજતું છે, કર્ણદેવ સોલંકી હજી પાટણની ગાદીએ બિરાજે છે, ને પાટણના મંત્રીઓ પણ જીવે છે. શત્રુઓનાં સૈન્ય હજી ફરી વળ્યાં નથી, રાજગઢ હજી લુંટાતા નથી, ત્યાં મહેલમાં ચિતાઓ શા માટે ખડકો છો ? શું પાટણનું નિકંદન ઈચ્છો છો ? સોલંકીઓની કીર્તિ પર કલંક એમાડવા ધારો છો ? એવા શાં દાનવ દુઃખ પડ્યાં કે આ જુહાર આદર્યા છે ? "

જે જુવાન સોદાગરને ચંદ્રપુરમાં જોયો હતો–પાટણ આવી જેને જોઈ શકી નહોતી–તે મુંજાળ મંત્રીને મીનળદેવી ગાજતો જોઈ રહી–ક્ષણભર નજર એક થઈ. મુંજાળે રાજમાતા તરફ નજર ફેરવીને ગર્જન કર્યું. ચોર કોટવાળને દંડે તેમ મુંજાળને સાંભળી રાજમાતા ને મીનળ સડક થઈ ગયાં.

મુંજાળે આજુબાજુના સેવકોને આજ્ઞા કરી : " ચિતા દૂર કરી નાખો–એ ચિતા હરતાં રાજમહેલનો કલેશ હરી જશે. પધારો રાજમાતા ! પધારો મીનળદેવી ! પાટણમાં આવ્યાં, આવી છોકરમત હવે ન શોભે !"

આ મંત્રીને તે કહેવું શું ? પૂછવું શું ? રાજમાતાએ સ્વાસ્થ્ય મેળવ્યું–મીનળ સમજી નહિ–ફક્ત ભાવ કળી શકી. " મુંજાળ મહેતા ! બહુ થયું–એ ચિતા નહિ હરે–કર્ણદેવનો શો જવાબ છે ? " રાજમાતાએ આખરે પૂછ્યું.

"આપ આજ્ઞા કરો–કર્ણદેવ આવી મીનળનો પાણિ ગ્રહણ કરશે–મીનળ પટરાણી બનશે–પછી કંઈ ? "

" ખાત્રીથી ? " રાજમાતાને પુત્રમાં હવે વિશ્વાસ રહ્યો ન હતો–ખાત્રી માગી.

" જરૂર-અને ન બને તોય શું ખાટુંમોળું થવાનું છે ?" મુંજાળે કહ્યું.

" એટલે ?"

" એટલે ચિતા ઠરી તે ફરી જળશે. રાજમાતા હોમાશે-મીનળદેવી હોમાશે ને આ મુંજાળે હોમાશે. સોલંકીએ દીધેલું વચન તુટશે ત્યારે એ જ પરિણામ આવશે. " ચિતા સામો હાથ કરી આવેશથી મંત્રી બોલ્યો.

મુંજાળની આંખમાં ભયંકર નિશ્ચય પ્રગટયો. એ નિશ્ચયતેજ આગળ વધુ શંકા ઉચ્ચારવાની કોઈની મગદુર ન હતી. રાજમાતા મીનળદેવીને લઈને અંદર ચાલ્યાં ગયાં. જતાં-જતાં મીનળે મુંજાળને જોઈલીધો. " ગુજરાતી સોદાગર "-તેના હૃદયે ઉર્મિ અનુભવી.

* * *

મુંજાળે તુર્ત જ રાજગોરને તેડાવ્યા. મુહૂર્ત જોવડાવ્યુ ને રાજ-મહેલમા મંડપ રચાયા.

કર્ણદેવ સોલંકી મીનળને પરણવા પાટલે બેઠા. સોલંકીએ દીધેલું વચન પાળવા-મહેલમાં થતો અનર્થ ટાળવા-મુંજાળના સમજાવ્યા તેમણે રાજમાતાની આજ્ઞાનુસાર લગ્નવિધિ પુરૂં કરવાનું કબુલ્યું હતું-પણ રાજહઠ ડગી નહિ. મોં આડું રાખીને જ તેમણે મીનળનો હાથ પકડયો. ઘુંઘટમાં સંતાયેલી મીનળના શરીરનો જરાએ ભાગ જાણે આંખને દેખાઈ જાય તે બીકે તેમણે વિધિ દરમ્યાન મોં આડુંજ રાખ્યું. મંગળફેરા પણ એમજ વર્તાયા-કુળદેવનેય તુમાખીમાં જ નમ્યા.

"સોલંકીની ઉન્નત ગાદીવારસનાં તમે માતાપિતા થજો."

મીનળને આનંદ થયો. કર્ણદેવ સોલંકીએ સ્મિત કર્યું ને પછી ઉભા થઈ ગૌરવથી ચાલ્યા ગયા. રંગમહેલમાં ગયાનું બ્હાનું કાઢી કર્ણાવતીનો માર્ગ લીધો. જતાં એમણે સંદેશો પાઠવ્યો :

"રાજમાતા ! પટ્ટરાણીને કહેજો કે રાજના કામે હું કર્ણાવતી જાઉં છું, અને અનિશ્ચિત સમય માટે ત્યાં જ રહેવાનું થશે."

માતા ઉદયામતી અને પટ્ટરાણી બનેલી મીનળદેવી એકબીજાના સામે સોલંકાનો અવિનયી અને તુચ્છકાર ભરેલો સંદેશો સાંભળી જોઈ રહ્યાં. બન્નેએ પૂછ્યું :

"મુંજાળ બધારા મારી આ જ પરિણામ આણ્યું ?" અને એજ ઘડીએ મુંજાળ મહેતાએ અંદર આવવાની રજા માગી. રજા મળતાં તે અંદર આવ્યો. રાજમાતાને તે વંદ્યો ને મીનળદેવીનેય નમીને બોલ્યો, "મહારાણી ! વંદન કરું છું."

મીનળે સંકોચ અનુભવ્યો.

રાજમાતા બબડયાં :—

"હાજ તો–મહારાણીને તમારાં વંદનથી જ રીઝવાનું રહ્યું ને ? મહેતા ! આટલા માટે ચોકમાં ઉભા રહીને મોટું મોટું ગજર્યા !"

"એટલું અત્યારે બહુ છે. માતા ! કર્ણદેવને સમજાવતાં મારા માથે કેટલી વીતી છે તે મારું મન જાણે છે. હવે મીનળદેવી પટ્ટરાણી તરિકે માનથી મહેલમાં રહી શકે છે–ધીરજ કેળવી શકે છે–સૌ સારાં વાનાં થશે. ઉતાવળે આંબા પાકતા નથી."

" મુઆ તમે ખટપટીઆ ! તમારા મંત્રીઓની સાઠમારીમાં નવોઢાના નિશ્વાસે તમને નડે નહિ ? "

મુંજાળે નિચું જોયું. " શું કરીએ માતા ! રાજ્યો મંત્રીઓ વિના ચાલતાં નથી, અને બધા મંત્રીઓ સરખા હોતા નથી. "

ખચિત મુંજાળને નિચું જોવું પડે તેમ હતું. એણે માતા ઉદયામતીને મળીને કર્ણદેવ મહારાજની મુલાકાત લીધી હતી વહેમાયેલા મહારાજ ખુબ ખીજાયા–મુંજાળે ખીજ કાઢવા દીધી–શાન્તિથી ખુલાસો કર્યો અને મીનળ અને રાજમાતાના જીવતા બળવાના એકત્ર નિશ્ચયથી ભડકાવ્યા. મહારાજ અકળાયા. પણ કરવું શું ? માતા ઉદયામતી તે મીનળદેવી મહેલમા બળી જાય ! પાટણનું કેવું કહેવાય ! મુંજાળે માર્ગ સુચવ્યો, હાલ તો પટ્ટરાણીપદનું આપેલું વચન પાળો. મહારાજે હા પાડી અને અનર્થ થતો અટકયો. મહારાજે વચન પાળ્યું.

મુંજાળની ગણત્રી હતી કે મહારાજ મીનળને નિરખશે ને ભ્રાન્તિ ટળશે. બીજા મંત્રીઓ કંઈ કાચા નહતા. તેમણે મહારાજનો ટેક સાચવી રાખવાનો માર્ગ બતાવ્યો–આડા મેંઘે તે પરણ્યા ને કર્ણાવતીને માર્ગે પડયા.

મુંજાળની ગણત્રી ઉંધી પડી.

રાજ્યખટપટ કરોળીઆની જાળ જેવી છે. મહામુત્સદીઓ તેની જાળો ગોઠવે છે. એ જાળો નરી આંખે દેખાતી નથી–પામર જંતુઓ અજાણતા તેમાં ફસાય છે. મધ્યમાં બેસી જોતો કરોળીઓ તે તડફડાટ યોગીના જેટલી તટસ્થતાથી જોઈ રહે છે–જંતુને તે પોતાની ઇચ્છા મુજબ અહીં તહીં ફેરવે છે. જંતુ કદાચ જોર કરી નાસી છુટશે એમ જણાતા તુર્ત જ તેને પકડે છે ને ભક્ષી લે છે. તે જાળને ફરીથી સજી કરે છે. આમાં તેને અકુદરતી કાંઈ લાગતું નથી.

મોટા સ્થળમાં આવાં અનેક જાળાં હોય, તેમ મોટા રાજ્યમા એકથી વધારે આવાં જાળાં ગોઠવાય છે. જે કરોળીઆના જાતભાઈઓ નથી હોતા કે નાના હોય છે તે એક કે બીજા જાળાનો આશરો લે.છે. જાળ ગુંથનારની મહેરબાની ઉપર તેનું જીવન અવલંબે છે. એ મહેરબાની મેળવવાને તે આકાશ પાતાળ એક કરે છે. આકાશ પાતાળ એક કરવાની શકિત કદાચ ન હોય તોપણ આકાશ કે પાતાળમા કે પૃથ્વી ઉપર એક કામ એવું નહિ હોય કે જે કરતાં તેને સંકોચ થાય કે હૃદય ડંખે. મહેરબાની પર અવલંબતું જીવન કયારે સમાપ્ત થશે તે કહી શકાતુ નથી. કાતો અકસ્માત થાય ને જાળું તુટે કે કરોળીયો જાતે જ ચગદાઈ જાય તો આ જંતુ છુટે છે. પણ જાળાના લીસા તંતુ ઉપર ફરેલા આ જંતુને છુટા રહેવું ગમતું નથી–તે બીજું જાળું શોધે છે. આવા સ્થળોમાયે કેટલાક જીવો પતંગીયા માફક સ્વતંત્ર રહેવાનું પસંદ કરે-છે. જાળ ગુંથવાની આવડત હોય તોપણ તે ઝીણી માથાકુટમા પડતા નથી તેમ બીજી જાળમાં સપડાતા નથી–સપડાઈ ન જવાય તે માટે અતડા પણ ચકોર આંખે ફરે છે આવું સ્વતંત્ર ઉડ્ડયન પેલા દરેક કરોળીયાઓને તેમજ પેલાં પામર જંતુઓને ગમતું નથી. આવાં ઉડ્ડયનોને તેઓ પોતાની જાતની અને જાળની અવગણનારૂપ લેખે છે. તે પોતાની જાળ વધારે છે–વધારે ક્રુર ને વધારે બારીક બનાવે છે–અને સ્વતંત્ર જીવ તેમાં ન સપડાય તો તેનો નાશ બીજી રીતે ઇચ્છે છે પણ પતંગીયાને પાંખો હોય છે–તેનું ક્ષેત્ર અનેકગણું વિશાળ હોય છે–તે કરોળીયા ભૂલી જાય છે.

પણ આ જાળોની આકાંક્ષા સાવ નાની નથી હોતી. પામર જંતુઓને પકડવામાં તેમને ગૌરવ લાગતું નથી. તેઓ ઇચ્છે છે કે રાજારૂપી ભ્રમર તેમાં સપડાય–મધમાખીરૂપી રાણીઓએ તેમાં ફસાય–ભમરી જેવી રાજમાતાઓએ તેમાં અટવાય. આ ભ્રમર, ભમરીઓ ને

મધમાખીઓ જાણતાં અજાણતાં એક કે બીજા જાળાની ફસામણમાં હોય છે. કરોળીયા કરતાં બહારથી એ મોટાં પ્રાણી તરિકે દેખાવા છતાં તેમના પગ ઉપર તંતુઓની લીંગી ગુંથણી જકડાયેલી હોય છે. ઘણીએ વાર તેમને એનું ભાન હોતું નથી. બધાના ભોગે કરોળીયા જાડા થતા જાય છે–અમનચમન કરે છે. પાટણના મહારાજાનેય અપવાદ ગણવાના કારણ નથી. મંત્રીઓનાં જાળાંમાંથી કર્ણદેવ મહારાજ કે માતા ઉદયામતી કે રાજરાણીઓયે સંપૂર્ણ છુટી ન હતી. મુંજાળ તો જુવાન હતો–નવો હતો–છતાં તેની આવડત ગજબ હતી. તેની જાળ એટલી વિશાળ, એટલી બારીક હતી કે કોઇનેય તે દેખાતી નહિ–સમજાતી નહિ–તેમ અપ્રિય બનતી નહિ કારણ મુંજાળ જૈન હતો–અહિંમાવાદી હતો. તે કોઈને સપડાવી ભક્ષતો નહિ. એની જાળ સામાન્ય ન હતી–એ જાળ પર સુવર્ણ અક્ષરો–એણે મુદ્રાલેખ તરિકે ગુંથ્યા હતા–માં વાંચનારને વંચાતું "પાટણનું ગૌરવ." એ મુદ્રાલેખની ગુંથણીમાં તે જાળની મહત્તા હતી. એ મહત્તાથી લોભાઈ મીં જાળનું રક્ષણ શોધતા–રાજવીઓ, રાજમાતાઓ ને રાણીઓ; અધિકારીઓ ને પ્રજાજનો.

માતા ઉદયામતી–રાણી મીનળદેવી એ ઉભય જાળની પાછળ હાલ હતા. કર્ણદેવ મહારાજ વિના જાળાંના તંતુમાં વધારે સપડાયા હતા

મુંજાળ મહેતા જ્યારે સોલંકીઓની કીર્તિ વિષે બોલતા ત્યારે તેમના મુખ પર તેજ છવાઈ જતું–તેમની તલવારની ધાર જેવી આંખો ચમકી રહેતી.

માતા ઉદયામતીની અશ્રદ્ધા ઉડી ગઈ. મીનળદેવીને મુંજાળ હોય ત્યાં વિપત્તિ ન ટકે તેવી શ્રદ્ધા ઉપજી. મહેતાએ વિદાય લીધી: વિદાય લેતાં તેણે સૂચન કર્યું–પાટણનાં પટ્ટરાણીએ તો ગોરાં દેખાવું પડશે. ચતુર મીનળ સમજી ગઈ.

* * *

મહારાજ કર્ણદેવ કર્ણાવતી જઈ રહ્યા. નવા ઉદ્દયન મંત્રી કર્ણાવતી સંભાળતા હતા તેમણે મહારાજને પુરતો આરામ ને આનંદ મળે તેવી સઘળી સગવડ કરી દીધી. એમણે મહારાજના આગમનમાં પોતાનાં અહોભાગ્ય માન્યાં. મહારાજના નિકટ પરિચયનો બને તેટલો લાભ લેવાનો મારવાડથી આવી વસેલા મંત્રીએ નિર્ણય કર્યો.

કર્ણદેવ મહારાજ રાજકાજમાં ધ્યાન આપતા–નવી નગરીની આબાદીની યોજનાઓ વિચારતા; પણ તેમના હૃદયમાં ઉંડી ઉંડી ઉદાસીનતા ભરી હતી–ગમગીની ભરી હતી–નિરાશાની ખીજ ભરી હતી.

માણસની મનોવૃત્તિ એ મહા જુલ્મગાર છે. એ વૃત્તિ છેદાય છે પણ નાશ પામતી નથી. એ વૃત્તિ આઘાતીય છે–દબાય છે પણ નિર્જીવ બનતી નથી. કર્ણદેવ મહારાજને ચિત્રકારની છબી જોઈ અલૌકિક સૌંદર્યની ઝાંખી થઈ. એ સૌંદર્ય પ્રાપ્ત થઈ શકે તેમ છે, બલ્કે પોતાને ભેટવા તલસે છે તે વિચારે મોહવૃત્તિ જન્મી. કલ્પનાના બળે તે વધી–વધીને પ્રબળ બની ગઈ. મીનળ પાટણ આવી તે પહેલાં તો સૌંદર્ય માણવાની ભોગવૃત્તિ ભભુકતી જ્વાલા જેવી બની ગઈ–પ્રચણ્ડ બની ગઈ. એકાએક જ્વાલામાં પાણીનો ધોધ પડે તેમ મીનળના ઉતાવળા દર્શને તે હોલવાઈ જતી લાગી–પણ તે જ્વાલા ઠરી -નહિ–તે ફરીથી પ્રજ્વલિત બની. કર્ણાવતીમાં મહારાજને એ જ્વાલા

રોકવા માંડી. કર્ણદેવ મહારાજ પાસે અમાપ રાજસત્તા હતી, પરંતુ આ વૃત્તિની સત્તા એથીયે મોટી અને પર હતી. એમની મનોસૃષ્ટિ સૌંદર્યોની પ્રતિમાઓ ઘડવા લાગી-એક પછી એક સૌંદર્યની સરખામણી કરી પસંદ કરવાની ગડમથલમાં પડી-એ મનોદશાની છાપ મહારાજના મુખ ઉપર ગ્લાનિરૂપે છવાઈ.

ઉદ્દયન મંત્રીએ ગુપ્તચરો દ્વારા બધીએ વાત સાંભળી હતી. મહારાજની ઉદાસીનતા સામે આંકડો મેળવી એક રાતે રાજ્યની વાતોમાં, કર્ણાવતીની વાત લાવી, જાણે સહેજ માહિતી આપતા હોય તેમ, મહેતા બોલ્યા, " મહારાજ ! આપની પરીક્ષાશક્તિને ધન્ય છે, આપે ભૂમિ બરાબર પારખીને નગર વસાવ્યું. શો ભૂમિનો પ્રતાપ છે ? સારાયે ગુજરાતની અલબેલી નગરી તે બની ગઈ છે. લોકો એવા સાહસિક ને બુદ્ધિશાળી છે—અને વળી કેવા રસિક ? ગાનતાન, હરવું ફરવું, મોજમઝામાંય મશગુલ છે. હમણાં તો કહે છે કોક નટી આવી છે. શું એનું રૂપ–શું એનું સંગીત–શી એની નાટ્યકલા–સારું નગર ગાંડું બન્યું છે. રોજ રોજ નાટ્યશાળા ઉભરાઈ જાય છે–"

મહારાજ ઉપર થતી અસર જોવા મહેતા અટકયા. મહારાજે કાન માંડયા હતા–એમણે પૂછ્યું, " એમ ! કયાંની છે–એનું નામ ? "

" સોરઠ તરફથી આવી છે–ને નામ તો–અરે, ભૂલી ગયો–કંઈક આપણા મુંજાળ મહેતા જેવું નામ છે.?" જાણી જોઈને ઉદ્દયન મંત્રીએ વિસ્મૃતિનો આશરો લીધો. મહારાજની વૃત્તિ તેને પુરી પારખવી હતી.

" શાનાં ? " મહારાજે પૂછ્યું.

" નટીના સૌંદર્યનાં મહારાજ ! સ્વર્ગની અપ્સરા જ જોઈ લ્યો !"

" તમે જોઈ છે ? "

હા કહેવી કે ના તેના વિચારમાં મહેતા સહેજ ખમચાયા. તેમણે જવાબ આપ્યો: " ના, મહારાજ ! મારાથી હોદ્દાનું ગૌરવ છોડી નાટ્યશાળામાં ક્યાંથી જવાય ? પણ સૌકોઈ વાત કરે છે–આજ્ઞા હોય તો......" એમણે વાક્ય અધુરું રાખ્યું.

" ઠીક, કાલે મળજો." કહી મહારાજે બગાસું ખાધું. મંત્રીએ હાથ જોડી રજા માગી–અને એકાએક આનંદમાં આવી બોલ્યા :

" હા–યાદ આવ્યું. નટીનું નામ નામુંજાલા છે. મહારાજ ! હું તો એને ના–મુંજાળ એવી રીતે જ યાદ રાખું છું, પણ ચુકી જવાય છે. કોણ જાણે નટીને પૂર્વ જન્મનું વેર હશે એટલે મુંજાલ હોય ત્યાં તે નહિ તેવું નામ ધારણ કર્યું ! " એમ કહીને મંત્રીએ હાસ્ય કર્યું. મહારાજે ખુબ હસ્યા–મુંજાળને ધાપ મારી પોતે આવ્યા હતા, તે વિચારે તેમને વધારે હસવું આવ્યું.

" બરાબર છે–પાટણ પાટનગરી છે છતાં નામુંજાલા કર્ણાવતીમાં પ્રથમ આવે તે શું બતાવે છે ? મુંજાળ કરતાં ઉદયન મંત્રી કલાના વધુ કદરદાન છે એવી તેની ધારણા હશે. " વૃત્તિઓના જુલ્મ વિવેકને બહુ ટકવા દેતા નથી.

ઉદયનમંત્રી મહારાજને હાલ બહુ પ્રિય લાગ્યો. કદીયે નહિ લીધેલી છુટથી તેમણે વાત કરવા માંડી. તેમણે આજ્ઞા કરી–સહેજ જાણવાની ખાતર આજ્ઞા કરી :

" ઠીક, કાલે કહેજો તો ખરા–કયો ખેલ છે."

મંત્રીએ વિદાય લીધી. એમણે પોતાના ખંડ તરફ જતાં મનમાં હસી લીધું. " કર્ણદેવ મહારાજ ! પૃથ્વી પર કોઈ દેવ નથી, સૌ માણસો છે. " એમણે જાણે નવી શોધ કરી હોય તેવા વિસ્મયથી સનાતન સત્ય ઉચ્ચાર્યું.

કર્ણદેવને રાતે મોડી ઉંઘ આવી અને ઉંઘમાંયે 'નામુંજાલા'ના વિચિત્ર નામની રટના ચાલી, અને નજર આગળ કાલ્પનિક સૌંદર્યમૂર્તિઓ ખડી થઈને અલોપ થઈ. મંત્રીને ય ઉંઘ આવી નહિ. આખી રાત તેમણે વિચારો કર્યા. પોતાના હાથમાં ચાવી હતી એ ચાવી વડે તે પોતાનાં ભાગ્ય ખોલવા માંગતા હતા ને મુંજાલનાં ભાગ્ય વાસવા માગતા હતા. નામુંજાલાના બળે તે મુંજાળને હતો ન હતો કરવાનો ઇરાદો સેવવા માંડ્યા. નામુંજાલાથી મીનળનો એકડો સદા માટે ટળે—મીનળ જતાં મુંજાલ તેના પક્ષનો મનાય છે એટલે અળખામણો થાય, અને પોતે માનીતો ને વિશ્વાસપાત્ર બને. નટીના રંગ આવે એટલે મહારાજને વિશ્વાસ રાખ્યા વિના છુટકો જ નહિ—પોતે મહામંત્રી થાય. બીજા દિવસે મંત્રીએ મહારાજને બધી માહિતી આપી. આજ રાતે નટી મેનકા બનવાની હતી—તપસ્વીનાં તપ ડોલાવવા તે સ્વર્ગમાંથી પૃથ્વીપર આવવાની હતી. તપસ્વીનાં તપ જોવામાં પાપ શું ?

જોઈ, કૃષ્ણનેય નચાવતી રસીલી રાધિકા તરિકે જોઈ, સૌમ્ય ગીતા તરિકે જોઈ, ઇન્દ્રના ઇન્દ્રાસનને બચાવવા અપ્સરા બની પૃથ્વી પર આવતી મેનકા તરિકે જોઈ, કોઈ ખેલમાં તપસ્વીની રૂપેયે તે દેખાઈ, ને કોઈ રાજદરબારમાં નૃત્ય કરતી નર્તિકા કે ગાયિકા તરિકેયે તેણે રાજાને મુગ્ધ કર્યો. દરેકમાં નામુંજાલા અમુક ભાગ ભજવે છે તે મળતી છુપી માહિતીથી જ જણાતું અને તેથી જ તે પરખાતી—બાકી હર વખતે તે ફરી ગયેલી જણાતી. આ નટીનું સાચું રૂપ કયું ? કોઈયે તે જોયું ન હતું—રાજાનેય જોવા મળ્યું નહિ. કર્ણદેવ મહારાજ કલાની કદરમાં ને જાણતાં અજાણતાં નટીમાં લુબ્ધ બની ગયા.

મંત્રીને તે ગમ્યું. નામુંજાલા રાજગઢમાં પગલાં માંડે તેટલી જ વાર હતી. એકાએક પાટણથી સંદેશો આવ્યો—માતા ઉદયામતીની છેલ્લી ઘડી છે, કર્ણદેવ મહારાજને ઝટ તેડાવે છે.

કર્ણદેવ મહારાજને સંદેશો લાવનારનું માથું ઉડાવી દેવાનું મન થયું ! તેમને થયું કે માતા ઉદયામતીને આવા જ વખતે મરણ-પથારીએ પડવાનું ક્યાંથી સુઝ્યું !

ઉદા મંત્રીએ સુચન કર્યું—કદાચ મુંજાલનું કારસ્થાન હોય—પણ ગયા વગર છુટકો ન હતો. નટીની કલાનો લાભ પાટણને મળે તેવો પ્રબંધ કરવા સૂચન કરી મહારાજ પાટણ જવા નીકળ્યા. આખા માર્ગમાં તેમણે કચવાટ કર્યા કર્યો—માતા ઉદયામતી તેની પાછળ લાગ્યાં હતાં તેમ તેને થયું.

પાટણ પહોંચતાં જણાયું, કે માતા ઉદયામતી ખચિત માંદાં હતાં, પણ લીલો વૈદ તેમને મરવા દે તેમ ન હતો. મહારાજ આવ્યા તે પહેલાં તો તેણે રાજમાતાની તબીયત બહુ સુધારી નાખી હતી.

" મહારાજ ! ખર્યું પાન છે—ક્યારે ગંભીર સ્થિતિ ઉભી થશે તે કહી શકાય નહિ. " વૈદે કહ્યું.

માતા બોલ્યાં—" કર્ણદેવ ! તું મારી આંખ આગળ રહે. હવે હું જીવવાની નથી. "

શું કરવું ? મહારાજ રહ્યા તો ખરા, પણ રંગમહેલમાં જ. માતા ઉદયામતીની માંદગીની ગંભીરતા કેટલી તે મુંજાલ મહેતા જાણતા હતા–કર્ણદેવ મહારાજ કર્ણાવતીમાં શું કરે છે તે પણ તે જાણતા હતા–ઉદયનમંત્રીની નીમેલી મૈત્રી તે જાણતા હતા. એમણે વસ્તુસ્થિતિ બગડી જાય તે પહેલાં મહારાજને પાટણ આવવાની ફરજ પાડી હતી.

મહારાજ થોડા દિવસમાં જ પાટણથી કંટાળી ગયા. જુની-ઢબના પાટણમાં તેમને રસ લાગતો નહોતો–કર્ણાવતીની રસિકતા તેમને આકર્ષતી હતી. એવામાં તો ઉદયન મહેતાના એક ગુપ્તચરે આવી ખબર આપી કે નામુંજાલા પાટણ આવવા નિકળી ચૂકી છે. પછી રાજમાતાની પાસે જ રહેવું મહારાજને ઉચિત લાગ્યું.

નટીને સત્કારવા તેમનું હૃદય ઉત્સુક હતું. નટીને સત્કારવા મુંજાલે તૈયારે હતો. હવે જ તેની બુદ્ધિને કસવાનો ખરો અવસર આવવાનો હતો.

નામુંજાલા પાટણ આવી. એણે એક વિશાળ જગા ભાડે લીધી– કવિવર્ય કાલિદાસના શાકુંતલનું નાટક પ્રથમ પાટણની સંસ્કારી પ્રજા આગળ ભજવાયું. પાટણ ઘેલું બની ગયું, અને નટીને ધનના ઢગલા થવા માંડ્યા.

મધરાતે નામુંજાલા મહારાણીના વેષમાં રંગમહેલે જવાની હતી–તે નટી ગુજરાતના મહારાજવિની મહારાણી બની જશે શું ?

પાટણ પર અંધારાં છવાયાં. આજે નાટકશાળા બંધ હતી. નામુંજાલાના ખાનગી ખંડમાં ચિતરવા જેવું દશ્ય નજરે પડતું હતું. ગુજરાતની પટ્ટરાણી ગર્વીષ્ટ મીનળ નામુંજાલાને પગે પડતી હતી–તેને તે વિનવતી હતી:

" નામુંજાલા ! તું નટી છતાં સદ્ગુણી સ્ત્રી છે એમ મેં સાંભળ્યું છે. મારી બધી વાત મેં તને કરી–મને તારી જગાએ જવાદે–મારા પર–ગુજરાત પર–ઉપકાર કર. "

મીનળદેવીએ બધી વાત નામુંજાલાને કરી હતી–નટીનું સ્ત્રી-હૃદય દ્રવ્યું હતું. એની કલામાં અધમતા ન હતી–ગુજરાતના રાજવિને કુછંદે ચડાવવા તે ઇન્તેઝાર નહોતી. ઉદયન મંત્રીની ભલામણથી તે કર્ણદેવની આજ્ઞાને માન આપતી હતી. એણે મૂશ્કેલી રજુ કરી:—

" મહારાણી ! યુક્તિ પકડાઈ જાય તો તમે ને હું બન્નેનાં માથાં ધડ પર ન રહે. "

" રાજા નહિ જાણે–એમણે મને પુરી જોઈ નથી. "

" તો તમે અણગમતાં કેમ થયાં ? "

" ફક્ત ઉતાવળી દૃષ્ટિમાં હું શ્યામ જણાઈ—જોને હવે મારો વર્ણ બદલાયો છે કે નહિ ?" ખચીત મીનળદેવી હવે શ્યામ લાગતી નહોતી. મહિનાઓથી તેણે લીલા વૈદની મદદથી વદનની બીનાશ ઓછી કરી હતી–તેણે કલાની માફક સૌંદર્ય ખીલવ્યું હતું.

નામુંજાલાએ પોતાના દેહ સરખાવ્યા. બન્ને સરખી વયનાં હતાં–ઉંચાઈ સરખી હતી–મેનો ગોળભરાવ સરખો હતો–નામુંજાલાનો વર્ણ વધારે ઉજળો હતો. વાન વધારે ઉજળો કેમ કરવો તે આ પ્રખ્યાત

નદીને આવડતુ હતુ. તે જાણતી હતી કે પોતાના સાચા સ્વરૂપને કર્ણદેવે કદી જોયું ન હતુ નાટયભૂમિના પાઠમા તેનું સ્વરૂપ નક્કી કરવુ મૂશ્કેલ હતું. એણે થોડી ઉલટ કરી—

" પણ મહારાણી ! સંભવ નથી છતા પકડાઈ ગયા તો ? ગુજરાતનો રાજવિ છે–મહાચતુર છે "

" તો હું મરીશ, તને નહિ મરવા દઉ બ્હેન! બ્હીશો નહિ, કામ આંધળો છે–તે મોહમા મને પારખી શકશે નહિ–મને તેમણે પુરી જોઈ જ નથી–મનેય નૃત્ય અને અભિનય કરવા આવડે છે અહીં-આથી ગુર્જર સંગીતે શીખી છુ આમ છતાયે કમનસીબે વહેમ પડશે તો હુ કહીશ નામુંજાનાતે પકડી રાખી બદલે તેને હુ આવી છુ અને કર્ણદેવ મને ત્યાં જ કાપી નાખે ! મારો જીવ ગતિએ જશે "

" મીનળદેવી ! આ તમન્નાની પરવા કર્ણદેવ જેવા રાજવિને નથી તે નવાઈ છે ને ? "

" નસીબની બલીહારી છે અને તમેજ કહો–હું શુ વિરૂપા છું ?" ગુજરાતની પટ્ટરાણી નગીના અભિપ્રાય માટે તેની સામે ટટાર ઉભી રહી નગીએ તેને નિરખી કહ્યુ, " તમે વિરૂપા છો તેમ કહે તેને રૂપ પારખવાની દૃષ્ટિ નથી એમજ કહેવું પડે "

" મુંજાલ મહેતાએ તમારા જેવુ જ કહે છે "

" મુંજાલ મહેતા ! પાટણના મંત્રી ! એ તમારી સહાયમાં છે? "

" મારી સાથે જ છે મુંજાળનો હાથ તારૂ રક્ષણ કરશે "

" કયા છે ? મારે જોવા છે " પાટણના પ્રખ્યાત મંત્રીને જોવા નદી નવાઈ મીનળદેવીએ તાળી પાડી એક ભુમની બાધેનો પ્રચણ્ડ પુરુષ અશસ્ત્ર અંદર આવ્યો તેણે ભુકાની છોડી તેનો પ્રભાવશાળી ચ્હેરો દીપી રહ્યો–નામુંજાના ન માને તો મનાવવા મારે તે

સાથે જ રહ્યો હતો. એણે મીનળ અને નટી સામે ઝડપી નજર નાખી. પરિણામપારખુ છતાં ખાત્રી કરવા બોલ્યો, " નામુંજાલા ! આ કર્ણાવતી નથી, પાટણ છે. પાટણમાં મુંજાળ ધાર્યું કરી શકે તેમ છે, છતાં તે તને હુકમ કરતો નથી. પાટણની મહારાણીને યાચવા મોકલી છે. એ યાચનાનો સ્વીકાર થયો કે નહિ ? "

મીનળદેવી વચમાં જ બોલ્યાં, " મારી યાચના સ્વીકારવાની ઉદારતા નામુંજાલાએ દાખવી છે. એ ફક્ત સલામતી માગે છે. "

" નિશ્ચિંત રહે નામુંજાલા ! મુંજાળની છાયામાં તને ઉની આંચ આવી શકે નહિ, અને તને યોગ્ય બદલો જરૂર મળશે. "

" ક્ષમા મંત્રીવર્ય ! બદલાની લાલચે હું હા નથી પાડતી. "

"ત્યારે ગુજરાત અને સોલંકીનું રાજકુળ તને સદાએ સંભારશે. "

"તો મારાં મહાભાગ્ય–" બોલતાંય નટીએ આછો નિશ્વાસ મૂક્યો. અને મીનળદેવી ત્યાં જ રોકાયાં.

નામુંજાલાને આ ભયંકર રમતમાં ગમ્મત આવી. તેનું હૃદય કાંક ઉદ્દામ બનતું હતું છતાં તેણે મીનળદેવીને તૈયાર કરી. પોતે કયી મહારાણી બની હતી તે. ઇતિહાસ ટુંકમાં કહ્યો, અભિનય શિખવ્યો ને વસ્ત્રાલંકારો મઝાવ્યા. મુખાકૃતિનો વર્ણ બદલવા નટીએ પોતાની પાસે સૌંદર્યવર્ધક સાધનો હતાં તે વાપર્યાં—નેત્રોની ભમરો પણ આછી રંગાઈ ને શરીરના દરેક અંગ ઉપર વત્તા ઓછા કલાના ઓપ ચઢયા–અને જ્યારે મીનળ મહારાણીના વેષમાં તૈયાર થઈ ત્યારે નટી તાળી પાડીને બોલી ઉઠી :

" અરે ! આ તો મહારાણી મલયાવતી જ ! "

ગુજરાતની મહારાણી–પૂર્વકાળની મહારાણી બની.

મધ્યરાત્રિએ પાલખીમાં સંતાઈ તે રંગમહેલે ગઈ–નામુંજાલા

દાસી બની તેની સાથે ગઈ. મીનળદેવી પતિને મળવા જતી હતી– કર્ણદેવ નટીની રાહ જોતા હતા.

કર્ણદેવે છુપા વેષે ઘણાં પાત્રો જોયાં હતાં–તેમાં તેમને જે બહુજ ગમ્યાં હતાં તેમાં મહારાણી મલયાવતીનાં રૂપ અને ગૌરવશીલ અભિનયે તેમને મુગ્ધ કર્યા હતા. એમને મનમાં ઠસ્યું હતું કે મહારાણીઓ તો આવી જ હોવી જોઈએ.

આજે તેમણે મહારાણીને આમંત્રી હતી. સૌંદર્યવતી મહારાણીને સત્કારવા તે પણ સજ્જ થયા હતા કામદેવના અવતાર સમા ય સમ્રાટની છટાથી આછાં રેશમી વસ્ત્રોમાં શોભતા હતા. ગળામાં કંઠો હતો, હાથ પર બાજુબંધ હતા, માથાના લાંબા વાળ હોળ્યા હતા, સુંગધી તેલોથી દેહ મઘમઘતો હતો, પાનથી તેમના હોઠ લાલ હતા, વિલાસીજનોને પ્રિય છે તે મોંઘી મદિરાની સુવાસ પણ તેમના આનંદમય મુખમાંથી આવતી હતી. એમની આંખો કંઈક નશામાં ને ભાનભુલેલી હતી–તેમાં અનંગનું અંજન હતું.

રંગમહેલનો શયનગૃહ મહારાજના હુકમે ખાસ ચુપકીથી પણ સંભાળથી શણગારાયો હતો. મોટા લાંબા સુવર્ણાસને બિરાજી ઉંચા-નીચા થતા સૌંદર્યપ્રતિમાની રાહ જોતા હતા.

બહાર પાલખી દાખલ થયાનો અવાજ થયો. તેમણે અનુચરોને પુરતી સુચનાઓ આપી રાખી હતી

ક્ષણ બે ક્ષણમાં તો પડખેના દ્વારમાંથી જાણે કોઈ મહાદેવી પ્રગટ થાય તેમ રૂમઝુમ કરતી ગરવા પગલાં પાડતી નયનોના વીંધી નાખે તેવા કટાક્ષો ફેંકતી સુંદરી ચાલી આવી.

"પધારો મહારાણી–મારા હૃદયરાણી !" ખુશ ખુશ થયેલા કર્ણદેવ મહારાજે આસનેથી ઉઠી આવકાર આપ્યો. મહારાણી મહારાજની

પડખે બિરાજ્યાં. ઝુમરોના પ્રકાશમાંથી ગુલાબી આછી છાંટવાળા બદન પર લાલ હોઠનું સ્મિત રમતું હતું ને દંતાવલિ પ્રગટ કરતું હતું-કપાળ પર ટીલડી જેવડો ચંદ્રક હતો-શિર્ષ પર મોતીનો ગુંથેલો -રત્નોનો જડેલો મુગટ હતો-કાને નિલમનાં મોટાં ઝુમર લટકતાં હતાં -કંઠમાં ચંદ્રહાર હતો-દેહ પર દેવીઓનાં ચિત્રામાં જોવામાં આવતી કસબી બુટ્ટાઓ વાળી ગુલાબી સાડી પહેરેલી હતી-સુંદરીનું યૌવન હૃદયપ્રદેશમાંથી ઉપસી આવી જોનારને મદ ચડાવતું હતું-સુંદરીની હીરાજડિત મોજડી તેજનાં કિરણો ફેંકતી હતી-શરીરમાંથી સુવાસની ફોરમ ફુરતી હતી. રાજા અંજાઈ ગયો-ઈશ્વરે સૌંદર્ય શું નટીઓ-ને જ દીધાં હશે ! નટી મહારાણી બની આવી હતી-મહારાજવિ સમું વર્તન તેમણે રાખવું જોઈતું હતું, પણ તેમની આંખમાં ઘાગલતા આવવા માંડી-એમણે પાઠ ભજવવા માંડયો.

" મહારાણી ! બહુ વિલંબ કર્યો ? "

" મહારાજ ! વિલંબ ન છતાં વિલંબ લાગે તેસ્નેહનું લક્ષણ છે. "

" તો સ્નેહીને ટટળાવશો ? "-કર્ણદેવે નામુંજાલાનો-મહારાણી મલયાવતીનો-કે મીનળદેવીનો હાથ પકડયો. રાજા હો કે રંક હો-પુરુષ સ્ત્રી આગળ સરખો છે. કર્ણદેવ મહારાજની સૌંદર્યભૂખ લાંબા વખતની હતી-મહારાજની ધીરજ ટકી નહિ.

મીનળદેવીને વીજળીનો આંચકો લાગ્યો. જે પુરુષનો સ્પર્શ તે વાંચ્છતી હતી-જે પતિને આલિંગવા તે આતુર હતી-જે કમનીય રાજવિની તે રાણી હતી-જેના સહવાસ માટે તે તપશ્ચર્યા કરતી હતી-તે પુરુષના સ્પર્શથી વીજળી જેવો આંચકો લાગ્યો. તેનાં રૂંવેરૂવાં ખડાં થઈ ગયાં-તેની આંખો પહોળી થઈ ગઈ-તેના કપાળે પરસેવો આવવા જેવું થયું. પાઠ ભજવતા જતાં સ્વાસ્થ્ય ગુમાવવાનો ભય લાગ્યો. કર્ણદેવ ઓળખી શકે તેમ નથી તે ખાત્રી તો એને થઈ ચૂકી

હતી છતાં મીનળદેવીને મીનળ બની જતાં પકડાઈ જવાની બીક લાગી. એણે અંગમરોડ કરી છટાથી હાથ સેરવી લીધો–તે જરા દૂર ખસી, સંગીતનો આશ્રય લીધો.

એણે પ્રેમોત્તેજક ગીત છોડયું. માનુષિ સ્વર આટલો મીઠો હોઈ શકે છે તે કર્ણદેવને આજે જ જણાયું.

એમનાં નેત્રોને મીનળ કે નામુંજાલાના રૂપને પારખવાની શકિત ન હતી–તેમના કર્ણને સ્વર પારખવાની શકિત નહતી–આનંદની ધુનમાં તે હતા.

" વાહ ! વાહ ! સુંદરી ! " મુખમાંથી વહેતા પ્રવાહને રોકવા માગતા હોય તેમ તેમણે ચુંબનોથી સુંદરીને અકળાવી નાખી. મીનળ એ ચુંબનોના આવેશથી રતિ બની ગઈ–કર્ણદેવ તો કામદેવ બનેલા જ હતા.

અને એ વિલાસભરી–પ્રણયભરી–છાના તોફાનના આનંદભરી–સૌંદર્યલાલસાની ઉંડા મંતોષભરી કર્ણદેવની રાત અવર્ણનિય અલૌકિક આનંદમાં વીતિ ગઈ. એકઠા કરી રાખેલા યૌવનજોમમાં મીનળે પ્રણયની પહેલી રાત માણવામાં જરાયે મણા રાખી નહિ.

પરોઢની મીઠી નિદ્રામાં મહારાજ પડયા. પ્રભાતનું અજવાળું ઉતરે તે પહેલાં મીનળદેવીએ શય્યા છોડી, રાજવિના કપોળ પર મીઠું ચુંબન લીધું ને રજા માગીઃ

" –ને મહારાજ ! પ્રણયની પ્રથમ રાત્રિનું કંઈ એંધાણ ! "

" માગો તે–" ઘેરાતી આંખે કર્ણદેવે કહ્યું.

" આ મુદ્રા સુંદર છે. " મીનળદેવીએ રાજમુદ્રા ધીમેથી સેરવી લીધી. તેને દાબવાથી થતા સંતોષથી–ધીમેથી છોડાવી તે રૂમઝુમ કરતી ચાલી ગઈ.

બીજા દિવસે કર્ણદેવ ઉઠયા ત્યારે જાણે સ્વર્ગમાંથી સરી

પડયા હોય તેવો ભાસ થયો—જીંદગીની મહાન સિદ્ધિ સાધી હોય તેમ સંતોષ થયો—હૃદય આનંદમગ્ન હતું.

સાંજના તેમનો સંદેશ નામુંજાલાને ગયો—" રાધિકા ! કૃષ્ણના મંદિરે આવો. "

મુંજાળને તુર્ત જ સફળતાની ખબર પડી ગઈ હતી. મીનળદેવીએ બીજી રાત માગી. નામુંજાલાને આ વધતી રમતમાં જોખમ છતાં મઝા પડી. એણે મીનળને રાધિકા બનાવી—રાધિકા કૃષ્ણની બંસીએ ઘેલી બનવા ચાલી. કર્ણદેવ, મહારાજ કૃષ્ણ માફક પીતાંબર પહેરી—મોરમુગટ ધારણ કરી—ફુલના હાર પહેરી બેઠા હતા—બંસી તે બજાવી શકતા નહિ—તે મોંથી શીસોટી વગાડતા હતા.

રાધાએ કૃષ્ણ સાથે રાસ માંડયો. કૃષ્ણને ખુબ ફેરવ્યા—કોડીલા કૃષ્ણે રાધિકાની રાત રસભરી કરી—પ્રભાત થતાં રાધિકા રીસાઈ ગયાં.

કર્ણદેવને નવા નવા રંગોમાં બહુ મઝા પડી. એમણે કહાવ્યું—" મેનકાને ઋષિનું તપ ભંગ કરવા મોકલો."

મીનળને મેનકા બનવું પડયું—અને ઋષિરાજનું તપ ભગ કરવામાં તેને બહુ મુશ્કેલી નડી નહિ; એણે નૃત્ય આદર્યું ને ઋષિનાં નેત્ર ખુલ્યા. સ્વર્ગની અપ્સરાના સહવાસમાં ઋષિરાજને આત્માનું શાશ્વત સુખ તુચ્છ લાગ્યું.

ઋષિરાજને તપ કરતા મુકી અપ્સરા ઉડી ગઈ. કર્ણદેવની આંખ ઉઘડી ત્યારે ખચીત તેમના શરીરમાં થાક હતો—તેમના દીલમાં યોગભ્રષ્ટ થયાનો પશ્ચાત્તાપ હતો.

આખો દિવસ કંઈક બેચેનીમાં ગયો. શરીરનાં બધાં સુખોનો અંત શું પશ્ચાત્તાપ જ હશે ? કર્ણદેવને નવી રાત માટે એકે પાત્ર નક્કી થઈ શક્યું નહિ. તેમણે વરદી મોકલી નહિ—મીનળદેવી ચોથી-રાતની માગણી કરવા નામુંજાલા પાસે આવ્યાં નહિ.

નામુંજાલા કંઈક વિચારમાં પડી. એવામાં એક પ્રચંડ વ્યક્તિ આવી તેની સામે ખડી થઈ.

" નામુંજાલા ! પ્રભાત પહેલાં પાટણમાંથી અલોપ થઈ જા."

" હેં–શા માટે ! "

" હવે તારે માટે અહીં રહેવું સલામત નથી. "

" કેમ ? "

" કર્ણદેવનો સંદેશ નહિ આવે. "

" પણ–હું તો મળી જ નથી. "

" તું મળવાની આશા રાખે છે–? "

" મંત્રીજી ! એક રાત્રી......" નટીના મુખ પર શરમ આવી. સ્ત્રીની નબળાઈ ઉપર મંત્રી હસ્યો.

"ઘેલી ન થા, નામુંજાલા ! પાટણની રાજશય્યા નટીઓ માટે ન હોય."

નટી ચમકી–ચિડાઈ.

" અને પાટણના રાજવીઓ નટીઓને નિમંત્રે તોયે ? "

" વચમાં મુંજાલ ઉભા છે. નામુંજાલા ! તારા ઉપકારનું ગૌરવ હવે નબળાઈને વશ થઈ ઓછું કરીશ નહિ રાજા હવે પસ્તાશે– તને ગરદન મારશે. "

" એટલી વારમાં ! "

" પુરુષના મોહ ક્ષણિક હોય છે–તને અનુભવ નથી ? "

" નહિ જ–હું સામાન્યા નથી. એક જ પુરુષને પૂજવા વાળી છું. અને તે પુરુષને તમે પડાવી લીધો. " નટીના સ્વરમાં ફરિયાદ હતી.

" જેનો હક્ક ખરો હતો તેને જ અપાવવા–બ્હેન ! પાટણનું રાજકુળ તારૂં ઓશીંગણુ છે. તું ચાલી જા; બધી અનુકૂળતા તને મળશે. યુક્તિ અકાળે બ્હાર આવે અને તારી ઉપર મુસ્કેલી આવી પડે. હું તારો ઉપકાર નહિ ભુલું. હાલ તું પાટણ છોડી અદશ્ય થઈ જા."

" અરેરે ! મને ફસાવી—"

" કોણે ફસાવી ?—નામુંજાલા [હું] તારું રક્ષણ કરીશ. તું માગી લે-મીનળદેવી તું માગે તે આપશે.—"

" મીનળદેવી હું માગું તે આપી શકે તેમ નથી-ઉલટું મીનળ-દેવીને જે જોઈતું હતું તે મેં આપ્યું છે. મને આવી ખબર હોત તો—હવે મારું જીવન શુષ્ક-અરણ્યસમું-" મંત્રી માનવહૃદયોની ગુઢ ગતિઓનો વિચાર કરી રહ્યો. તેણે હૃદયથી મહાનુભૂતિ દર્શાવી. મુંજાળની સમજાવટથી સંતોષાઈ નામુંજાલા અલોપ થઈ ગઈ.

બીજે દિવસે રાજાએ તપાસ કરાવી ત્યારે તેને તાજુબ થઈ કે નટી તો પલાયન કરી ગઈ હતી-પત્તો જ નહતો.

કર્ણદેવે સનાતન સુત્ર ઉચ્ચાર્યું-" આખરે નટીને ? "

*　　　*　　　*

માતા મીનળદેવીની ફરીથી તબીયત બગડી હતી. કર્ણદેવ મળવા ગયા-માતાએ કહેવરાવ્યું કે કર્ણદેવનું મુખ હું જોઈ શકીશ નહિ. કર્ણ-દેવને પાછું ફરવું પડયું. એમણે પૂછાવ્યું-નહિ મળવાનું કારણ ? ઉદયામતીએ જવાબ વાળ્યો-" કર્ણદેવ ! તમારા હૃદયને પૂછો-મારી કુખ તમે લજવી છે-તમારા પાપના દુઃખે હવે હું મરીશ-મારું જીવવું ખારું થઈ ગયું છે. "

શું માતા ઉદયામતી જાણી ગયાં હશે ? કર્ણદેવ નગર-ચર્ચા જોવા નિકળ્યા. પાટણમાં ઘણાં વાતો કરતાં હતાં. નટીના નાટકો કેમ બંધ રહેતાં હતાં ? તેની પાલખી ક્યાં જતી હતી ? રંગમહેલમાંથી પાલખી પાછી વળતી હતી ? પ્રજાજનો રાજાનું વર્તન નિંદતા હતા. મીનળદેવીને થયેલા અન્યાયની વાત કરતા હતા, અને પાટણનું ગૌરવ સરવા માંડ્યું તેમ સૌ શોચતા હતા. નગરજનોની આ ચર્ચા સાંભળી કર્ણદેવને ટાઢ ચડી આવી.

ઉદયામતીની સ્થિતિ ગંભીર હતી જ નહિ, છતાં સમાચાર આવતા કે છેલ્લી ઘડી છે. કર્ણદેવથી મરતી માતાનાં દર્શનેય થઈ શકવાનાં ન હતાં. મહારાજે મુંઝાયા. મુંઝવણમાં સૌને મુંજાળ સાંભરતો. મહારાજે મુંજાળને પૂછ્યું. મુંજાળે કરચલી પાડી કહ્યુ :

" મહારાજ ! માતા ઉદયામતી કયા પાપના લીધે આપનું મુખ જોવા ના પાડે છે તે હું કલ્પી શકતો નથી. પણ આપ આકરું પ્રાયશ્ચિત કરો. કદાચ રાજમાતા માફી આપે. હું તેમને સમજાવીશ." મુંજાળે વિદાય લીધી.

શું પ્રાયશ્ચિત કરવું તે જાણવા માટે મુંજાળની સુચનાથી વૃદ્ધ રાજગોરને તેડાવ્યા. મુંજાળે ગોરને ભણવી જ રાખ્યા હતા. કર્ણદેવને બધી વાત કહેવી પડી. રાજગોર પ્રાયશ્ચિત-આખું પોથીપુસ્તક જોઈ બોલ્યા :

" કૃપાનિધિ ! પ્રાયશ્ચિત આકરું છે, તે નહિ થાય."

" જણાવો—"

" એક મામાન્યામાં મોહ પામી આપે તેને મત્કારી છે. એ મોહ પમાડનારની સાત ધાતુઓની પ્રતિમાઓ કરાવો-આપનો મોહ જેટલો પ્રબળ હતો તેટલા પ્રમાણમાં તેમને તપાવો ને જે વ્હાલથી આપ તેને આલિંગતા તે વ્હાલથી તેમને ભેટો-જો આપનું પુણ્ય મોટું હશે તો બચશો, નહિતર-મહારાજ ! પ્રાયશ્ચિત આકરું છે-મેં બતાવ્યું જાણી મારા પર સૌ કોપે, માટે આ વાત પડતી મૂકો-મને માફ કરો."

કોઈ આપણને વાત પડતી મૂકવાનું કહે ત્યારે પકડી રાખવાને મન ઉશ્કેરાય છે-મનનો તે સ્વભાવ છે.

રાજાએ ઉપવાસ આદરી પ્રાયશ્ચિત માંડ્યુ. પ્રતિમાઓ પાટણના મૂર્તિકારે તૈયાર કરી. તેને તપાવીને રાજચોકમાં લાવી મૂકી. રાજગઢ તાજુબ બની. કર્ણદેવનું પ્રાયશ્ચિત જોવા એકઠો થયો. રાજાની હઠ

જાણીતી હતી–કોઈ બોલી શકે તેમ ન હતું–સૌના હૃદયમાં ત્રાસ હતો. પાટણમાં શું થવા બેઠું હતું ? મીનળનાં પગલાં વગોવાતાં હતાં–માતા ઉદયામતી દાસીને ખભે ટેકો દઈ ત્યાં આવ્યાં.

" કર્ણદેવ ! તારી પરીક્ષા મેં જોઈ–હવે બસ કર. "

" માતા, મારું હૃદય ડંખે છે. હું પ્રાયશ્ચિત પુરૂં કરીશ. "

રાજમાતાને રાજાની મક્કમતાથી ચિન્તા પેઠી.

" પણ શા માટે ? "

" માતા ! મારા પાપ માટે "

" પાપ શાનું ? "

" તમે જાણો છો–"

" ના, હું નથી જાણતી–"

" માતા ! જાણો જ છો. મેં સોલંકી કુલને કલંક લગાડયું છે."

" તો હૃદયનું પ્રાયશ્ચિત કર. "

" હું હૃદયથી જ પસ્તાઉં છું. "

" તે જેને અન્યાય કર્યો છે તેની ક્ષમા યાચી છે ? "

રાજા વિચારમાં પડયો. શું છેલ્લી ઘડીએ મીનળને જોવી પડશે ? પ્રાયશ્ચિત પુરૂં કરવું જ હોય તો તેની ક્ષમા યાચવી જોઈએ.

" મીનળદેવી ક્યાં હશે ? "

" હું અહીં જ છું–" અને મીનળદેવી ચાલ્યાં આવ્યાં. કર્ણદેવનાં નેત્રો વિસ્મયથી ફાટી ગયાં. આ મીનળદેવી કે નામુંજાલા–કે મહારાણી મલયાવતી ! પ્રથમ રાત્રિના મલયાવતીના વેષમાં મીનળદેવી હતાં–મહારાણી ગંભીર હતાં. એ હવે શુદ્ધ ગુજરાતી બોલી શકતાં હતાં.

" મહારાજ ! શી આજ્ઞા છે ? "

" મને સમજાતું નથી ! તમે કોણ છો–? "

" રાજમાતાને પૂછો. હું મીનળદેવી–દક્ષિણની રાજકુમારી. "

રાજા ખચિત મુંઝાઈ ગયો. આ મશ્કરી થતી થશે ! નામું-જાલા અલોપ થયેલી રાજગઢમાં સંતાણી હશે ! રાજમાતા પોતાને ડામવા તેને લાવ્યાં હશે ? રાજમાતાએ ભેદ ફોડયો–

" કર્ણદેવ ! એજ મીનળદેવી–અને એજ તારી મોહરાત્રિઓની સંગીની–મીનળનાં રૂપ જોયાં, ન જોયાં ને ઉવેખ્યાં–હવે પસ્તાઓ છો ?"

" મીનળદેવી ! મને ક્ષમા આપો ! "

" મહારાજ ! આવાં આકરાં પ્રાયશ્ચિત કરવા તૈયાર થનારને ક્ષમાની જરૂર નથી. નામુંજાલાનું ઔદાર્ય આપને પવિત્ર રાખવા શકિતમાન થયું છે. એ ઔદાર્યના પ્રતાપે હું આપની પાસે આવી શકી–આપનો અનુરાગ પ્રાપ્ત કરી શકી–આપનો..."

કર્ણદેવને પોતે માની લીધેલી નટી સાથે કરેલી રસલીલાઓ યાદ આવી. તે શરમમાં ઝંખવાણા પડયા. પોતે પવિત્ર રહી ગયા છે તે વિચારે હૃદય પરથી મોટો ભાર ખસી ગયા છતાં તે ઢીલા પડી ગયા. પોતે જેને પરમ તિરસ્કારથી દૂર રાખી હતી, એના જ સૌંદર્યમાં પોતે ભાન ભૂલ્યા હતા એ વિચારે તે અકળાયા. મીનળદેવી કદાચ વધુ બોલે તે બીકે વચમાં જ તેમણે કહ્યું :

" મીનળદેવી ! તમે નટીએ બની શકો છો તે ખબર નહોતી "

" ગુર્જરેશ્વરને પવિત્ર રાખવા–જીતવા–નટીયે બનવું પડે. અને મહારાજ ! નટી બન્યા વિના આવાં મહામૂલાં ઈનામ ક્યાંથી મળત ?"

" મલયાવતી ? " રાણીએ રમુજ કરી.

" મીનળદેવી " કર્ણદેવે સુધારો કર્યો.

એક ઘડી પછી કર્ણદેવ મહારાજ પરમ આનંદમાં મીનળ-દેવીના ખંડમાં ખાટે ઝુલતા, હાથમાં પેલા ચિત્રકારની છબી ગ્રહી, છબીમાંની સુંદરીને સામે બેઠેલી મીનળની સાથે સરખાવતા હતા— છબી એક કલ્પના ન હતી તેમ મુછમા હસી મનમાં સ્વીકારતા હતા. તે હસીને બોલ્યા;

" ખચિત, તમારા દક્ષિણનો ચિત્રકાર બડો ચોર જ હતો ! "

" બહુ પાકો, મહારાજ ! " અને મહારાજ કર્ણદેવ તથા મહારાણી મીનળદેવી ખડખડાટ હસી પડયાં.

× × ×

યોગ્ય સમય વીતતાં મીનળદેવીએ કાંતિમાન પુત્રને જન્મ આપ્યો. જે પુત્રે સોલંકીઓની કીર્તિ અમર કરી નાખી—એ પુત્રમાં પિતાના મોહરાત્રિના સંસ્કારે ઊતર્યા વિના રહ્યા નહિ.

પરંતુ જયસિંહના જન્મ સમયે તો માતા ઉદયામતીના હર્ષને અવધિ રહી નહિ—મીનળદેવીના માનનો પાર રહ્યો નહિ—કર્ણદેવના અનુરાગને મર્યાદા રહી નહિ, અને મહામંત્રી મુંજાળના આત્મસંતોષને સીમા રહી નહિ

પાટણના સારા રાજ્યે કુમાર જયસિંહનો જન્મદિવસ ઉજવ્યો.

દક્ષિણના પેલા ચિત્રકારેય રાજા જયકેશીની પ્રસંગોચિત ભેટ ને અલંકારો લઈ પાટણમાં આવવાની હિમ્મત કરી. એની ઝીણી આંખો મુંજાળ મંત્રીને જોઈ હસતી હતી, એની જીભ દક્ષિણની રાજકુમારીની પ્રશંસા કરતાં થાકતી ન હતી.

એને કોઈ રોકી શકે તેમ ન હતું.

*Vallabhjee Ramjee.*

૩

# સામ્રાજ્યોના પાયા

**આ**ખા શહેરમાં મનમનાટી ફેલાઈ ગઈ. કોઈની સમજાવી તે સમજી નહિ. કોઈ પ્રકારની ધમકીથી તે ડરી નહિ. કોઈપણ લાલચથી તે ડગી નહિ નગરનું મહાજન નિષ્ફળ થયું, રાજપુરુષોનું પણ કાંઈ ચાલ્યું નહિ પાટણના મંત્રીઓ હતાશ થઈ પાછા ફર્યા.

સૌ કોઈ—આબાલવૃદ્ધ, સ્ત્રીપુરુષ, એની જ વાત કરતું. એ સ્ત્રી ગજબ હતી. પણ આટલી હિમ્મતવાન હશે, આવી દુરાગ્રહી હશે, તેમ કોઈએ નહોતું ધાર્યું.

હવે એનું થશે શું ? રાજમાતા—ગુજરાતના બાલસમ્રાટની, રાજ્યની સકળ સત્તા પોતાના હાથમાં ધારણ કરી રહેલી રાજમાતા—મીનળદેવી ગજસત્તાનું આ અપમાન સહન નહિ જ કરી શકે. કોઈ કહેતું એને જીવતી દાટશે, કોઈ કહેતું એને વિરૂપા કરી નગરમાં ફેરવશે, કોઈ કહેતું રાજસત્તાની આંખ લાલ દેખતા તે ચતુર સ્ત્રી રાતોરાત પલાયન કરી જશે; અને કોઈ એમ પણ કહેતું કે એ પોતાની હઠ મૂકિ જ છોડે, અને એમે કંઈ જ નહિ થાય.

કનકલતા નગરમાં જાણીતી હતી–છેલ્લી ઘટનાએ તો તેને સૌ કોઈની વાતનો–કલ્પનાનો વિષય બનાવી મૂકી. એ એક સામાન્યા હતી પણ સાધારણ સ્ત્રી ન હતીઃ ગણિકા હતી પણ ગુણ વિનાની ન હતી. વરસોથી નગરમા આવી વસી હતી, પણ કોઈ એને પુરં પીછાની શક્યુ ન હતું વિશ્વમોહીની સમી તે જગતને પાગલ બનાવતી પણ કોઈની પાછળ તે પાગલ બની નહોતી–પાગલ બની હોય તેમ કોઈના જાણવામાં ન હતું.

એ ગાતી ત્યારે સાંભળનાર દુનિયાને ભૂલી જતું. એ પોતાનાં ચપળ નયનોનો કટાક્ષ ફેંકતી ત્યારે નીતિમાનની નીતિ પણ ડગમગતી. તે પોતાના અપ્રતિમ રૂપને નાજુક શણગારોથી બહલાવતી ત્યારે જોનારને મુર્ચ્છા આવી જતી. જગતને મોહપાશમાં રાખી સ્વર્ગમાં થતી ભીડ અટકાવવા દેવોએ કાવત્રું રચી હેતુપૂર્વક તેને જન્માવી હોય તેવી સૌન્દર્યની પ્રતિમા સમી તે હતી.

પણ આખરે તે સામાન્યા–સમાજને ભયરૂપ લેખાતી ગણિકા હતી. નજીક આવતાં પાગલ બનતું જગત છેટેથી તેના તરફ તિરસ્કાર બતાવતું. અનેક માતપિતાનો રોષ એણે વહોરી લીધો હતો. કારણ પુત્રો યુવાવસ્થામાં પગ મૂકતાં તે સ્ત્રી તેમને આકર્ષી લેતી હતી. અનેક વહાલસોઈ પત્નીઓના શાપ તેના પર વર્ષ્યા હતા, કારણ એને જોયા પછી લગ્નની પવિત્ર પ્રતિજ્ઞાઓ યાદ રાખવી પુરુષોને મુશ્કેલ થઈ પડતી.

એ નગરની વિખ્યાત ગાયિકા કનકલતાએ જ્યારે પાટણથી ખાસ પધારેલા મંત્રીઓનેય ના પાડી ત્યારે સારા નગરમાં સનસનાટી ફેલાઈ ગઈ.

એક તરફ રાજમાતા મીનળદેવી, બીજી તરફ એક ગણિકા. વાત એમ હતી કે મીનળદેવીએ રાજસત્તા પોતાના હાથમાં આવતાં

બાલ જયસિંહ મોટો થઈ તેની ઇચ્છા સામે જતાં શિખે તે પહેલાં પોતાના રાજ્યશાસનનો પુરો સદુપયોગ કરી લેવાનો નિશ્ચય કર્યો હતો. પ્રજાનાં હૃદય એને જીતવાં હતાં–પોતાનો રાજ્યઅમલ સફળ ને ઉજ્વળ ગણાવવો હતો–લોકહિતનાં–વીરતાનાં કાર્યો સાધી ઇતિહાસના પાને પોતાનું નામ અમર કરવું હતું. લોકોપયોગી કાર્યો એણે આરંભ્યાં–વાવકુવા ગાળવ્યા–તલાવો ને સરોવરો બંધાવ્યા. વિરમપુરીમાં એણે ભવ્ય સરોવર બનાવરાવ્યું. જરૂરીયાત જોઈ એક વખતની વિરાટનગરી પણ કોઈ અણઉકેલ્યા કારણે 'ધોળકા' જેવા કર્કશ નામે ઓળખાતા શહેરમાં બીજું ભવ્ય સરોવર બાંધવા હુકમો છોડયા.

નિયુકત થયેલા નિપૂણ કલાકારે–શિલ્પીએ સ્થળ પસંદ કરી યોજના ઘડી–નકશો દોર્યો. યોજનામાં એક મકાન, બહુ નાનું નહિ–બહુ મોટું નહિ પણ આંખને આંજે તેવું, કલામય મકાન નડતું હતું. કલાકારની દોરેલી વર્તુળ રેખાને એ કલામયભુવન પૂર્વદિશામાં કાપતું હતું. એ ભુવનમાં વસનાર વ્યક્તિ એ કલાની મૂર્તિ સમી હતી છતાં કલાકાર નિરૂપાય હતો. બીજો રસ્તો ન હતો. એ મકાન લેવાય નહિ–એની જમીન મળે નહિ–ત્યાં સુધી સરોવરની સળંગ યોજના થવી શક્ય નહતી–રાજમાતાની આજ્ઞા કે ઇચ્છા મુજબ સુંદર યોજના અમલમાં મૂકી શકાય તેમ નહતું.

કોઈ પણ ઉપાયે એ ઉણપ દૂર કરવી જોઈએ. બહુ બહુ વિચાર કરી, બીજો માર્ગ નહિ સુજતાં શિલ્પીએ જવાબદાર રાજપુરુષને વાત કરીને માગણી કરી કે કનકલતાનું ભુવન લઈ આપો.

રાજપુરુષે કનકલતાની ખ્યાતિ સાંભળી હતી. એની વાક્ચાતુરી અજીત મનાતી. તેની સાથે વાત કરવી–તેને સમજાવવી એ કાર્ય સહેલું ન હતું. એણે શિલ્પીને જ–કલાકારને જ એ કામ સોંપ્યુ

એક નમતા બપોરે શિલ્પી કનકલતાના આવાસમાં પરવાનગી મેળવી દાખલ થયો.

ચાંદીની ઘુઘરીઓવાળી સુવર્ણસમી ચળકતી સાંકળોવાળા રૂમઝુમ મધુર નાદ કરતા હિંચકે કનકલતા હિંચતી હતી. બારીક રેશમી વસ્ત્રો તેણે પહેર્યાં હતાં. કપાળમાં સેંથી આગળ મોતીની સેરને વળગેલું નાજુક બોર ઝળકતું હતું. સાડી માથેથી સરી ગયેલી હતી. વેણીનાં ફૂલ વર્તાતાં હતાં. કુમકુમ સમી પગની ઠેસે તે હિંચકો ધીમે ધીમે હલાવતી હતી. યૌવનની ઉમ્મર એણે કયારનીય વિતાવી હતી છતાં જોનારને તેનામાં સ્થુલતાનો આછો અંશે જણાતો નહતો. કળાકારે પ્રવેશ કર્યો અને તેના પાનથી લાલ રહેતા હોઠે આછું આવકારનું સ્મિત કર્યું.

આવનાર તેને વિચિત્ર લાગ્યો. ચાળીસેક વર્ષની તેની ઉમ્મર હતી. મુખ સુરેખ પણ ગંભીર હતું. એનાં વસ્ત્રો સ્વચ્છ ને સુઘડ પણ સાદાં હતાં. હાથમાં કાગળનું ભૂંગળું પકડેલું હતું. કનકલતાએ આવનારને એકી નજરે પારખી લીધો—હરહંમેશ આવનાર જેવો તે ન હતો.

કલાકારે પણ ઝડપી નજરે શણગારેલો સુગંધમય આવાસ ને આવાસમાં રહેનારીને નિરખી લીધાં—તે પોતાના આવવાનું પ્રયોજન કહે તે પહેલાં કનકલતા હિંચકો ધીમો કરી સત્કારતી બોલી :

" પધારો, આપને મારું કામ છે ? બિરાજો–" સુંવાળા ગાલીચાથી આચ્છાદિત આસનપર આવનારે સ્થાન લીધું. તકીયાને સહેજ અઢેલી તેણે કહ્યું :

" હા, હું એક મહત્વની વાત કરવા આવ્યો છું. "

" ફરમાવો. " સ્મિત કરી સ્વભાવજન્ય આછા અભિનય સાથે મધુરતા પ્રેરતી હોય તેમ મૃદુ સાદે કનકલતાએ આતુરતા બતાવી.

" હું એક માગણી કરવા આવ્યો છું. " કલાકારને જે માગણી કરવાની હતી તે અગાઉ ઘણા યુવાનોએ માગણી કરી હશે તેની સ્નેહની માગણી ન હતી છતાં તે સંકોચાયો. કલા ને સૌન્દર્ય જેમાં વસ્યાં છે તે આવાસને જમીનવત્ કરી નાખવાની તેની માગણી હતી, તેનું ભાન તેના અંતરને થયા વિના રહ્યું નહિ તે અચકાયો. કનકલતાને શક ગયો–આવનાર પણ શું કોઈ ધીર ગંભીર પ્રેમસ્વરૂપનો ઉપાસક હશે ? પ્રેમીઓના હૃદયની પરીક્ષા એના જેવી કોઈ કરી શકે તેમ નહોતું. એ બોલી.

" ખુશીથી બોલો–બનતા સુધી હું કોઈને નિરાશ કરતી નથી." શબ્દો ઉચ્ચારતી વખતે સુંદરીનો નિચલો હોઠ સહેજ મરડાયો– કલાકાર તેને જોઈ શક્યો નહિ. એટલું તો તે જરૂર સમજ્યો કે કનકલતા પોતાની માગણી સહેજથી કંપી શકે તેમ નથી

" મારી માગણી કંઈક અસાધારણ છે; પણ તમે મને નિરાશ નહિ જ કરો એમ હું ધારું છું. " હજી કલાકારથી કહેવાની વાત કહેવાતી નહોતી. એની બહારની આંખ કનકલતાની મૂર્તિ નિરખી રહી હતી. એની મનની આખ આવી મૂર્તિ ઘડી હોય તો કેવી બને તે કલ્પી રહી હતી.

સ્ત્રીસૌન્દર્યથી ન અંજાય તેવા પુરુષહૃદય દુર્લભ છે. કા તો તે નિષ્પ્રાણ–જડ બની ગએલું હોય–કાં તો મહા સંયમી યોગીનું હોય. કલાકાર જડે નહોતો, યોગીએ નહોતો. એક દૃષ્ટિથી સાધારણ વ્યવહારની વાત તે કહેવા આવ્યો હતો, પણ બોલી શકતો નહોતો.

" ઠીક–પણ આપને શું કહેવાનું છે તે કૃપા કરી જણાવશો ? " કનકલતાને રમુજ થઈ. આવનાર પીગળતો હોય તેમ તેને ભાસ થયો.

" જુઓ, અમારી એક યોજના છે, તેમાં તમારું ભુવન નડે છે."

" અહા ! કેવી રીતે ? એવી તે શું યોજના છે ? "

" જરા આ નકશો જુઓ. " કલાકારે કાગળનું ભૂંગળું પહોળું કર્યું. જોષીના ટીપણા જેવું તે હતું છતાં કનકલતાને જોવામાં ગમ્મત થઈ તેણે તેમાં દોરેલી આકૃતિ જોવા માંડી. કલાકારે આકૃતિ સમજાવી–યોજના સમજાવી, અને જે જગાએ કનકલતાનું ભુવન નડતું હતું તે સમજાવ્યું. કનકલતાએ વાત તો સાંભળી જ હતી. પોતાનું ભુવન છે તેની પાસે જ સરોવર બાંધવાનું છે તેમ તે જાણતી હતી; પણ તે નડશે તેમ તે માનતી નહતી. એ બધું સમજી ગઈ. વિદ્યુતવેગે તેણે વિચાર કરી લીધો ને પૂછયું, " એટલે ? "

" અમારી યોજનામાં તમારો આવાસ નડે છે તે ખસેડયા વિના છુટકો નથી. "

" ખસેડો ત્યારે. " તદ્દન શાંતિથી હસતી હસતી તે બોલી : " આપને તે નડતો હોય તો ખુશીથી તેને ખસેડો–પણ એક શરતે. હું હિંચકેથી ઉતરીશ નહિ. જ્યારે ખસેડો ત્યારે મને જરાએ આંચકો ન લાગવો જોઈએ–અને સરોવર હું મારી અટારીમાંથી જોઈ શકું તેટલું નજીક રાખજો. "

જાણે મકાન ખસેડી જ શકાતું હોય તેમ માનીને કનકલતા વાત કરતી હતી. કલાકાર જરા મુંઝાયો. એની વાક્છટાની ખ્યાતિ એણે સાંભળી હતી. શો જવાબ આપવો તે વિચારતો હતો. ત્યાં વધુ મુંઝવવા કનકલતા જ બોલી :

" બસ, આ જ માગણી હતી ને ? મેં તમને કહ્યું જ હતું ને કે હું કોઈને નિરાશ કરતી નથી. જાવ, મારી સંપૂર્ણ સંમતિ છે. હું કોઈ પણ સ્થિતિમાં હોઉં–ગાતી હોઉં, ન્હાતી હોઉં, ખાતી હોઉં, સુતી હોઉં, હિંચતી હોઉં, નાચતી હોઉં, તમને અનુકૂળ પડે તે વખતે મારૂં ભુવન ખપપુરતું ખસેડજો–એવી ખુબીથી કે તેની

મને ખબર પણ ન પડે. કલાકાર છો એટલે એ કલા પણ તમને આવડતી હશેજ ને. "

કનકલતા કૃત્રિમ ગંભીરતાથી કલાકાર તરફ જોઈ રહી. કલાકારને પોતાની મજાક થતી સમજાઈ. તે કંઈક તીખાશથી બોલ્યો :

" બાઈ તમે મારી વાત ઉડાવો છો. આવાસો તો બાંધી શકાય, તોડી શકાય, પણ કંઈ ખસેડી શકાય ? હું કહેવા માગું છું કે સરોવર માટે તમારા આવાસની જમીન જોઈએ છે. "

" તો તે તમે ખુશીથી લઈ લો. જરૂર પડે ત્યારે મારા આવાસની જમીન તમે નિચેથી લઈ લેજો. મારી ના છે જ નહિ–પણ ઉપરની જ શરતે. કોઈ પણ સ્થિતિમાં–મારી મહેરીલમાં–મારી મોજમઝામાં જરાએ ખલેલ ન પહોંચે તેની રીતે જમીન તમે સેરવી લેજો. " એમ કહીને કનકલતા હિંચકો જોરથી ઝુલાવવા માડી.

મુંગી કલા સાથે રહીને ટેવાયેલા કલાકારને આ જીવતી જાગતી–બોલતી કલા બહુ વસમી લાગી. એણે પોતાનું ગૌરવ–વ્યક્તિત્વ સઘળું એકઠું કરીને કહ્યું:

" કનકલતા ! આ રમુજનો પ્રસંગ નથી. તમારો આવાસ અને નીચેની જમીન બન્ને સરોવર માટે જરૂરનાં છે. એની યોગ્ય કિંમત રાજ્ય તરફથી તમને મળશે. "

આથી પણ ગણિકાની વાક્ચાતુરી હારી નહિ. તેણે તુર્ત જ પ્રત્યુત્તર વાળ્યો:

" વાહ ! વાહ ! એનાથી રૂડું શું ? મારો આવાસ ને તેની જમીન સરોવરને જરૂરી હોય તો તે પણ રાખી શકો છો. પણ મારી વિનંતી છે કે આપના સુંદર સરોવરની વચ્ચે બરાબર મધ્યમાં જ તેને રાખજો. ચારે તરફ નિર્મળ જળ પવન લહરીથી ગલીપચી

કરી હસતું હોય ! કેવું સુંદર ! આ દેશની ગરમીથી હું ત્રાસી જાઉં છું. ઘણીએ વાર મેં વાંચ્છના કરી છે કે પ્રાચીનકાળની રાજકુમારીઓ માફક સરોવરની વચમાં એકદંડીયા મહેલમાં રહેવાનું હોય તો કેવું સરસ ! ગમે તેવો ગરમ પવન શિતળ બનીને શરીરને સ્પર્શે, રાતે રોશનીનાં પ્રતિબિંબ પાણીમાં પડી સ્વર્ગનું દશ્ય ખડું કરે ! મારી એ વાંચ્છના આપ પુરી કરવાના હો તો મારે કાંઈ કિંમત નથી જોઈતી-બલ્કે હું અહેશાન માનીશ. "

આ નફટ સુંદરીને તે કહેવું શું ! એની જીભ તો વગર અચકાયે બોલે જ જતી હતી-કલાકાર અકળાયો.

" હવે માફ કરો કનકલતા ! તમારી વાગ્જાળને હું પહોંચી નહિ શકું. તમે બધુંએ સમજો છો-સમજ્યા છતાં તમે મને ઉડાવો છો. સરોવરનો કિનારો સુરેખ કરવા માટે મકાન પાડવું પડશે ને તમારે નિકળવું પડશે."

એકાએક કનકલતા ગભરાઈ જતી બોલી ઉઠી: " હાય ! જુલમ !-મને મારી નાખવાનું કારણ ! "

" તમને મારી નાખવાનું કોણ કહે છે ? "

" તમે કહો છો ને મકાન પાડવું પડશે-મારે નિકળવું પડશે. મકાન પાડશો-હું દટાઈ નહિ જાઉં ? પછી હું જીવતી કેમ નીકળી શકીશ ? મારા પર આવો જુલમ કરવાનું કારણ ? "

દૂધમાંથીયે પોરા કાઢે તેવી આ ઝીણવટ ને અદ્ભુત હાજરજવાબીથી કલાકાર ખચિત દિગ્મૂઢ બની ગયો.'તે એકીટશે કનકલતા તરફ ટીકી રહ્યો. શું વખાણવું ?-એના રૂપને કે બુદ્ધિને ?

-અને સંગ્રહી રાખેલું હાસ્ય કનકલતાએ છુટું મૂકી દીધું-તે ખડખડાટ હસી પડી-કેટલીય વાર સુધી તેણે હસ્યા જ કર્યું.

એક સ્ત્રી હસી જાય તેના જેટલો રીસ ઉપજાવનાર પ્રસંગ પુરુષ માટે બીજો નથી હોતો. કલાકારનું સ્વમાન ઘવાયું. તે ઉકળી જતો હતો–ગણિકા સાથે ચર્ચા કરવામાં તેને હિનપદ લાગ્યું. ચતુર સ્ત્રી તેના મનનો ભાવ પામી ગઈ. તે ધીમેથી શાન્ત બની ને સ્વર બદલી પૂર્ણ ગંભીરતાથી બોલી :

" અવિનય માફ કરશો ! મને વિના કારણ હસવાની કુટેવ છે. પણ હું પૂછું છું કે મારૂં મકાન પડશે–મારે નિકળવું પડશે ? કોના હુકમથી–ક્યા અધિકારે ? "

" મકાન પડશે કાં તો તમારી સંમતિથી અગર રાજમાતાની આજ્ઞાથી. અધિકાર એજ કે રાજસત્તા. " કંઈક ચિડાઈને કલાકારે મુદ્દાસર સ્પષ્ટતા કરી. કનકલતાએ પણ ભાવ બદલ્યો. વાત કરવાની રીત બદલીને કંઈક ઠંડી રીતે તે બોલી—

" તમારે સરોવર સુંદર ને સાંગ કરવું છે–એ ઇચ્છા સ્વાભાવિક છે. મારે તે સંબંધી કંઈક જ કહેવાનું નથી. પણ નોંધી લ્યો કે મારૂં મકાન તો પડશે જ નહિ. કારણ હું સંમતિ આપી શકું તેમ નથી. અને રાજમાતા મારી સંમતિ વિના તે પાડવાનો હુકમ આપે તે હું માની શકતી નથી. ને શું કહ્યું તમે–રાજસત્તા બળે મકાન પાડશો. સમજી લ્યો કે રાજસત્તા કે કોઈ પણ સત્તા ન્યાયની સત્તા આગળ માથું નમાવે છે–અને માથું નમાવે તેમાં જ તેનું ગૌરવ છે."

હશે કે મિલ્કત વેચવી ન વેચવી તે માલીકની મુન્સફીની વાત છે. કિંમત મારે લેવી નથી. સરોવર વાંકું રહે તેથી જાહેર હિતને ખામી આવે છે તે હું માનતી નથી. અને વેચાણ લેનાર રાજમાતા છે એટલે મારી ઇચ્છા વિરુદ્ધ તેમની સેહમાં તણાઈ મારી મિલ્કત વેચવી તે હું નબળાઈ માનું છું. કલાકાર મહાશય ! કલાકૃતિમાં ખામી રહે તે આપની કલાદષ્ટિને નથી રૂચતું તે હું જોઈ શકું છું, આપની ભાવના પણ સમજી શકું છું, પણ મને માફ કરશો. મનેય આ ભુવનની કલા–તેની સાથે જોડાયેલાં અનેકવિધ સ્મરણો–વહાલાં છે, અને હું તેને જાનીનવત્ નષ્ટ થયેલાં સહી શકું તેમ નથી."

" તમે લાગણીથી ઉશ્કેરાઈ બોલો છો. તમારી દલીલની સત્યતા હું સ્વીકારું છું; પરંતુ શાન્ત ચિત્તે વિચાર કરી જુઓ. તમે માગો તે કિંમત તમને મળશે. એ ધનથી તમે વધારે સુંદર આવાસ રચી શકશો. આ એક તક છે, વિચાર કરી જુઓ.

" આપનું નામ જાણી શકું ? જ્યારે આપ વ્યવહારકુશળ માનવીની માફક વાત કરો છો ત્યારે, મારે આપનો પરિચય માગવો પડે છે–મને માફ કરશો ? "

" મારું નામ હરિદત્ત. પાટણના પ્રખ્યાત શિલ્પીઓમાં મારુંયે સ્થાન છે. રાજમાતાને કલાની કદર છે. અહીંની સરોવરની યોજના વિશ્વાસથી મને સોંપાઈ છે. તે બને તેટલી સુંદર ને સંપૂર્ણ કરવી તે મારી ફરજ છે. નાછુટકે મારે તમારા કલામય આવાસની માગણી કરવી પડે છે. માનશો ? આવું સુંદર ભુવન નાશ પામે તે મને પણ નથી ગમતું. પણ વધારે ઉપયોગી સાર્વજનિક અને સ્થાયી રચનાની સંપૂર્ણતા ખાતર એક પ્રમાણમાં નાની રચનાનો ભોગ અપાય તો તે ગેરવ્યાજબી નહિ જ ગણાય. તમે મનગમતું ધન માગી લ્યો,– હું તે અપાવી શકીશ."

" ધનથી તો હું ધરાઈ ગઈ છું, હરિદત્તજી ! અને હું માગું તેટલું ધન તો તમે અપાવી પણ ન શકો."

" હું ખાત્રી આપું છું કે હું બહુ જ મોટી કિમ્મત અપાવી શકીશ."

" મેં કહ્યું ને ધનનો મોહ મને નથી રહ્યો "

" ધનથી તમે વધારે સુંદર આવાસ બંધાવી શકશો–વધારે સુખથી રહી શકશો."

" વધારે સુંદર ને વધારે સુખનો મને ઉમળકો નથી રહ્યો. કલાકાર હોઈ આપ સમજી શકશો કે સૌન્દર્યના મોહને પણ સીમા હોય છે. કનકલતાએ બહુએ સૌન્દર્ય જોયું છે ને જગતને દાખવ્યું પણ છે. એણે બહુએ સુખ ભોગવ્યું છે અને ભોગવરાવ્યું છે હવે મારે ઉમંગ નથી રહ્યો."

સુખ અને સૌન્દર્યનું તત્ત્વજ્ઞાન શિખવા કલાકાર આવ્યો નહોતો છતાં તેને કનકલતાનું ભાવભર્યું તત્વકથન ગમ્યું.

" ઇચ્છા ન હોય, ઉમંગ ન હોય તો ય આવશ્યક માની ઘણા કામ દુનિયાના વ્યહવારમા આપણે કરવા પડે છે ! " કલાકારે જગતનું તત્ત્વજ્ઞાન રજુ કર્યું.

-શું છે ? અખંડિત શું રહી શકે છે ?" અને અણધાર્યો કનકલતાએ એક આછો નિશ્વાસ નાખ્યો. અનેક વરસોનો–ભૂતકાળનો પડદો તેના અંતરપટ પરથી ઉચકાયો. એક વખત તેનું સૌન્દર્ય સંપૂર્ણ હતું–અખંડિત હતું–એનું જીવને શુદ્ધ ઉલ્લાસભર્યું હતું–એ કોની પુત્રી ? તે શું થવા સર્જાઈ હતી–અને પછી ?–હૃદયના ઉંડા ઉંડા ખુણામાં દાટેલો પ્રસંગ યાદ આવ્યો. જીવનનો પલ્ટો યાદ આવ્યો–તેણે આંખ મીંચી દીધી.

શિલ્પીની દૃષ્ટિ એના હૃદયનો પાર પામવા સમર્થ ન હતી. તેણે કબુલત કરી, " ખચીત હું તમને સમજી શકતો નથી ! "

" સમજી નહિ જ શકો–એ પ્રયત્ન જવા દો. હરિદત્તજી ! સરોવરની યોજના સળંગ કરવા બીજો કોઈ માર્ગ હોય તો કાઢો. "

" મેં બધા વિચાર કરી જોયા છે–નિરૂપાય છું. "

" હું યે લાચાર છું કે હું હા પાડી શકતી નથી. હવે મને રજા આપો તો જરા આરામ કરૂં. કદી કદી આવતા રહેજો–તમારી સાથે વાત કરવામાં મને આનંદ પડે છે. કળાનો થાક ઉતારવા એકાદ ચીજ સૂણી જજો. આપ અને હું એક રીતે કલાદેવીનાં ઉપાસક છીએ. "

એમ કહીને તેણે પાનની તાસક ધરી. હરિદત્તે પાનની પડી લીધી–તેને વિદાય મળી ચૂકી. કનકલતા આછું નમન કરી અંદરના ખંડમાં ચાલી ગઈ. કલાકાર વિચાર કરતો–તાજુબ થતો બહાર નિકળ્યો. સ્ત્રીઓ એણે જોઈ હતી. સમાજ જેને ભયવાહી ગણતો હતો તે વર્ગમાંય એવી સ્ત્રીઓ હતી. તે જો સમાજની મોખરે હોય તો સમાજ ઉંચો કરી શકે તેવું ભાન થયું. પરિણામ કહેવા તે ધીમા પગલે રાજપુરૂષના ઘર તરફ ચાલ્યો.

કનકલતા પલંગમાં પડી વિચારતરંગે ચડી. રાજમાતા ગરોવર

બંધાવે છે. શા માટે ? એનો આવાસ-જ્યાં તેણે સ્વતંત્ર જીવન શરૂ કર્યું હતું-હૃદયનો જખમ રૂઝવવા જ્યાં તેણે મફળ પ્રયત્ન કર્યા હતા -જે આવાસમાં અનેક રંગો તેણે જોયા હતા-અનેક પ્રણયની રોમાંચ-ભરી ઘટનાઓ, વિચિત્રતાઓ જોઈ હતી-તે આવાસનો ખપ રાજ-માતાને પડયો હતો. તે આપવો જોઈએ કે નહિ ? ને કલાકાર આગ્રહ કરે છે. શા માટે ? મીનળ શું શોધે છે ? પોતે જીવનમાં શું શોધતી હતી ? શું મેળવી શકી ? શું મળી શકે તેમ છે ? મીનળદેવી ! કનકલતા ! રાજમાતા ! ગણિકા ! એણે જીંદગીની સરખામણી કરવા માંડી. જીવનની ભાવનાઓ-શકિતઓ-આકાંક્ષાઓ-સિધ્ધિઓ સરખાવવા માંડી. એ વિચારે ચઢી-દિલમા સ્પષ્ટતા થતી લાગી. તેણે નિશ્ચય કરી નાખ્યો.

* * *

હરિદત્તે રાજપુરુષને વાત કરી. બધો સંવાદ તો તે વર્ણવી શકયો જ નહિ. કનકલતા માને તેમ નથી તેમ તેણે ટુંકામાં જાહેર કર્યું. પાટણથી મરોવરના કામની વ્યવસ્થા માટે જ આવેલા કંઈક અજાણ્યા એ રાજપુરુષે શહેરના સ્થાનિક મુખ્ય અધિકારીની સલાહ લીધી.

બીજા દિવસે સવારમાં કનકલતા રાતના ઉજાગરાની સુસ્તી ઉડાવવા વાજિન્ત્ર લઈ ગાવાની શરૂઆત કરતી હતી ત્યાં દાસી દોડતી આવી ને વરધી આપી-" બા ! વિક્રમસિંહ બાપુ જાતે પધારે છે."

" આવવા દે." કનકલતાએ વાજીન્ત્ર દૂર નહિ મૂકતાં સ્વસ્થ-તાથી કહ્યું; એ તૈયાર જ હતી. પોતાને મનાવવાના-ડરાવવાના બધાયે પ્રયત્નો થશે તેવી તેની ગણત્રી જ હતી. પરંતુ આટલી ત્વરાથી વિક્રમસિંહ આવશે એવી આશા ન હતી. એ વધારે વિચારે તે પહેલાં તો એક પ્રચણ્ડ વ્યક્તિ-અમલ ને ક્ષત્રિયત્વની પ્રતિમા સમી વ્યકિત દાખલ થઈ. કનકલતાએ મુજરો કરી આવકાર દીધો-

આસન આપ્યું. સોનાની મુઠવાળી, પ્રમાણમાં કંઈક લાંબી તલવાર જે હાથમાં રાખેલી હતી તે આગળ મૂકી અને એક પગ આડો-એક પગ ઉભો રાખી વિક્રમસિંહ સિંહની માફક બેઠા. અને ખચિત તેમની આકૃતિ સિંહ જેવી જ હતી. મોટા ગોરા ભરાવદાર મોં ઉપર છેડેથી વળ દઈ ઉંચે ચડાવેલી ભારે મૂછો, મોટા માથા ઉપર રજપુતશાહી મોટી કસબી પાઘ, શરીર પર સફેદ અંગરખું, કેડપર કસકસી બાંધેલી ભેટ અને પગપર સજ્જડ ચોંટેલી સુરવાળ. એ વિક્રમસિંહ શહેરના સુબા કે મુખ્ય મહાલ અધિકારી, કરણદેવ મહારાજના વખતથી ગુજરાતથી કંઈક છેટે આવેલા નગરમાં નિમાયેલા-રાજ્ય અમારૂં રજપુતનું છે-તલવારના બળે તે ટકેલું છે-તેવી માન્યતાવાળા, રાજવિ રીતે રહેતા હતા. પ્રસંગે-બેસતા વર્ષના સ્થાનિક દરબારમાં કે કોઈ શ્રીમંત શેઠીયાને ત્યાં સારા પ્રસંગે કનકલતાના સંગીતનો તેમણે લાભ લીધો હતો. મનમાં તેના માટે આકર્ષણ હતું પણ પ્રજાની નજરે તે અધિકારનું ગૌરવ ઓછું કરવા માગતા ન હતા. એમણે કનકલતાનો આવાસ જોયો ન હતો. રાજપુરષે વાત કરી અને તે રાજ્યનું કામ માની તુર્ત જ ત્યાં જવા તૈયાર થયા. ત્યાં જઈ તેમણે જ વાત શરૂ કરી.

"કેમ માન માગો છો? ઘર કેમ વેચવું નથી?"

"નથી વેચવું માટે." કનકલતાએ માણસ જોઈ વાત કરવા માંડી.

"વાહ! આ તે જવાબ કહેવાય?"

કનકલતા મીઠું હસી. વિક્રમસિંહનો ઉછળતો પીત્તો શમ્યો.

"શું કરીએ? અમને કંઈ આપના જેવા જવાબ દેતાં આવડે?"

"રાખ-હવે, હરિદત્તને તો કેટકેટલા જવાબ દીધા ને કહે છે જવાબ દેતાં ક્યાંથી આવડે. જો, આપણે ભુલાભેલી નથી કરવી.

હરિદત્ત–રાજપુરુષો ગભરાયા. હજી તો કામ શરૂ જ થતું હતું–ઘણોય વખત હતો–આવા આકરા પગલાની જરૂર જ ન હતી. એ વચમાં પડયા :

" રાજમાતાને આ નહિ ગમે–ઘણો વખત છે–કનકલતા ઠેકાણે આવશે. "

" બસ, મને એ ના કહી શકે જ કેમ ? "

" વખત જતાં એજ હા પાડશે–કરગરતી આવશે–ધીરા થાઓ."

" નહિ, એ તો આ જ દાવની છે મારો હુકમ અપાઈ ગયો છે, મને કંઈ કહેશો નહિ."

હજી વિક્રમસિંહનો ક્રોધ શમતો ન હતો. રાજસત્તા ઉન્માદે ચડે છે ત્યારે સારાસાર–ન્યાય અન્યાયનો વિચાર તે કરી શકતી નથી.

કલાકારે પાસો ફેંક્યો :

" વિચાર કરીને કામ કરજો–રાજમાતા ખીજાશે ને મહાઅમાત્ય જવાબ માગશે ત્યારે ભારે થઈ પડશે. "

કોણ જાણે મહાઅમાત્યના નામમા જાદુ હતું– એ વ્યકિતની એટલી ધાક હતી કે ભલભલા શુરવીરો દીલથી ડરતા હતા. મુંજાળમાં બુદ્ધિનું બળ હતું– એ મુત્સદી હતો– તલવાર પણ ફેરવી જાણતો હતો. વિક્રમસિંહનો રોષ એકાએક ઉતરી ગયો.

કનકલતાનું ઘર પાવન કરવા ગયા. વણિકોની ધીમી સમજાવટ પણ એના ઉપર અસર કરી શકી નહિ.

" આવો શેઠીઆઓ ! આપનાં પગલાં મારે ત્યાં ક્યાંથી ? આજે મારું ઘર પાવન થયું, અને પાવન થયેલું ઘર હવે હું પડવા ન દઉં. કોઈ ગણિકાને ત્યાં કદીએ જાહેર રીતે મહાજન ગયું હશે ? મારે ત્યાં મહાજન પધારે છે, અને મહાજને જે ઘરમાં પાન લીધાં તે ઘર પડે તો મહાજનની આબરૂ જાય. અને મહાજન તો ગરીબની સહાય્ય કરે ને ? અન્યાય થતો અટકાવે ને ? મારી ઈચ્છા વિરુદ્ધ જોહુકમીથી ઘર જતું હોય તો આપની તો ફરજ છે કે વચમાં ઉભા રહેવું ને ન્યાયનો પક્ષ કરવો. કેમ ખરું ને ? "

મનાવવા જતાં ઉલટી કનકલતા મહાજનના જ ગળે વળગી. " ભારે પાકી–જબરી બાઈ. " કહેતા મહાજનો પાછા ફર્યા.

લાંબા ખરીતા લખી પાટણ પાઠવ્યા. કલાકારે–રાજપુરુષે–વિક્રમસિંહે વિગતથી વાત લખી. રાજમાતાએ તે પત્રો વાંચ્યા. એ કોણ ? —પોતે કોણ ? પ્રથમ તો પોતાની માનવૃત્તિને આઘાત પહોંચ્યો, પણ તે શમાવ્યો. બાઈ કોઈ માથાફરેલ હોવી જોઈએ–વિચાર કરી–સલાહ લઈ–ખાસ મંત્રીઓને મનાવવા મોકલ્યા.

મંત્રીઓ મજલ દરમંજલ કરતા ધોળકા આવી પહોંચ્યા. કનકલતાએ ઘટતું સ્વાગત કર્યું.

" પાટણના રાજભંડાર માગો, મનગમતો રાજમહેલ માગી લો, પણ રાજમાતાની ઇચ્છાને માન આપી તમારો આવાસ આપો. વિચાર કરી જવાબ દેજો હોં–સ્ત્રીહઠ કરશો નહિ–સામે રાજહઠ ઉભી છે."

" મને કહેવા દો કે આપે તકલીફ લીધી તેના માટે હું ઘણી આભારી છું. પણ મને એક નવી દલીલ આપના તરફથી મળી નથી. રાજમહેલ કે રાજભંડાર મને ઉપયોગી નથી. જે ઉપયોગી છે તે

હું રાખવા માગું છું. હું જાણું છું કે મારા સામે એક નહિ પણ બે હઠો ઉભી છે. એક તો રાજહઠ અને બીજી સ્ત્રીહઠ. માતા મીનળદેવી–રાજમાતા છતાં સ્ત્રી છે અને તે હઠે ચડે તો રાજસત્તાને બળે ગમે તે કરી શકે તે હું સમજું છું. પણ મારા પક્ષમાં એક સત્તા છે, એના પર હું ઝઝુમું છું–તે સત્તા ન્યાયની. પાટણનું સામ્રાજ્ય ન્યાયનાં સુત્રો પર ટકેલું છે તેમ કહેવાય છે. મને ઉમેદ છે નક્કી કરવાની કે એ માન્યતા ખરી છે ? "

મંત્રીઓ પાસે આ ગજબ સ્ત્રીની દલીલોનો પ્રત્યુત્તર હતો નહિ. રાજ્યપ્રતિષ્ઠા અને પ્રજાહિતના પ્રશ્નો તેમણે આગળ કર્યા, તેના પણ સચોટ જવાબ મળ્યા :

" રાજ્યની પ્રતિષ્ઠા ! સરોવરનો કિનારો જરા વાંકો રહેશે તેથી સામ્રાજ્યની પ્રતિષ્ઠા ઘટશે તેમ આપ માનો છો ? આપખુદબળે મારૂં મકાન લેવાશે તેથી રાજ્યની પ્રતિષ્ઠા વધશે તેમ જણાય છે ? બલ્કે ન્યાયને પવિત્ર માની તેને માન આપશો તેથી રાજ્યની પ્રતિષ્ઠા વધારે ઉજ્વળ નહિ બને ? રાજ્યપ્રતિષ્ઠા એટલે શું ? ધારેલું પાર પાડવું તેમાં પ્રતિષ્ઠા છે ? કે પ્રજાજનની ન્યાયી ધારણાને માન આપવું તેમાં સાચી પ્રતિષ્ઠા છે ? "

મંત્રીઓને પ્રતિષ્ઠાના પાઠ શિખવાના મળ્યા. આવી સ્ત્રી તેમણે જોઈ ન હતી. માનભેર તેમણે વિદાય લીધી–તે પાછા ફર્યા.

સારા શહેરમાં સનસનાટી ફેલાઈ ગઈ. હવે થશે શું ?

પાટણ જઈ રાજમાતાને બધી વાત કરી, ને એ વાત હવે માંડી વાળવા સલાહ આપી. પણ મીનળદેવીની જીતાભાવૃત્તિ જાગી–કુતુહલવૃત્તિએ જોર કર્યું.

" ધનથી ન લલચાય–સત્તાથી ન ડગે–મંત્રીઓનેય કાનની છુટ

ને સુગંધી તેલોથી વાતાવરણ મઘમઘતું કરી નાખ્યું. છુપાં રાખેલાં વાજીંત્રોના મધુર સંગીતથી અપાર્થિવ અસર ઉભી કરી.

રાજમાતા રથમાં પધાર્યાં. કનકલતાએ તેમને સાચાં મોતીએ વધાવ્યાં.

ખંડમા જઈ બાજઠ સમા સુવર્ણ આસને માતા બિરાજ્યાં. કનકલતા વિનયથી હાથ જોડી સામે બેઠી. એ વખતે તેનામાં વારાંગનાનું એક લક્ષણ નહતું–ઉલટ કોઈ ઠરેલ રાજકુમારી જેવી દીસતી હતી. બંને એકાંતમાં હતાં.

કનકલતાએ ભાવ વ્યક્ત કર્યો:

" ગુજરાતના રાજમાતા મારે આગણે પધાર્યાં છે. આજે હું મારા જીવનની ધન્ય ક્ષણ માનું છું. "

પકડાવે તે અજબ સ્ત્રી કેવી હશે ? હઠ કરવામાં એનો શો ભેદ હશે ? –શો હેતુ હશે ?"

રાજ્યમાતાએ જાતે જવાનો નિશ્ચય જાહેર કર્યો. મંત્રીઓએ સમજાવ્યાં–" કનકલતાને અહીં તેડાવીએ."

" ના, અત્યારે હું યાચક છું–કનકલતા ન્યાયનાં સુત્રો પર અવલંબે છે–હું તે નહિ તોડું મારે તેને જોવી છે–હું જાતે ત્યાં જઈશ."

અને રાજમાતાએ ભવ્ય રસાલા સાથે યાત્રા નિમિત્તે પ્રયાણ કર્યું.

મહાઅમાત્ય મુંજાલે મનમા ભાવિ કલ્પ્યું :

" ઇતિહાસકાર નોંધશે કે પાટણનું મહાન સામ્રાજ્ય ન્યાયના પાયા પર ટકતું હતું." એમણે મીનળદેવીને જવા દીધાં. મીનળદેવી કદાચ અફળ ન થાય તે હંમેશ સફળ થવા ટેવાયેલાને જરા ખુંચતું હતું, છતાં તેમણે ખુશીથી સંમતિ આપી.

રાજસંદેશ અગાઉથી આવ્યા–રાજમાતા યાત્રાએ નિકળ્યાં છે ને વચમાં આ નગરમાં રોકાશે.

પ્રજા ચમકી ગઈ–હર્ષથી ઘેલી બની ગઈ. વિક્રમસિંહે સ્વાગતની ભારે તૈયારી કરી. રાજમાતાને સૌએ હૈયાના ઉમળકે વધાવ્યાં.

મીનળદેવીએ બધી વાત ઝીણવટથી પૂછી લીધી–કલાકાર, વિક્રમસિંહ મહારાજ, સૌને જુદા જુદા બોલાવી પૂછી લીધું. રાજમાતાની ખાત્રી થઈ ગઈ કે કનકલતાની હઠમાં હેતુ હતો. તે સાધારણ વારાંગના ન હોવી જોઈએ. એમણે કનકલતાને કહેવરાવ્યું કે તેઓ જાતે તેને મળવા આવશે.

જીંદગીનો ધન્ય અવસર હતો. કનકલતાએ રાજમાતાને યોગ્ય સત્કાર આપવા પોતાની બધીએ સામગ્રી, કલા ખર્ચી નાખી. સ્વાગતના સાથીયા પુર્યા. કલામય કમાનોવાળા દ્વાર ઉભાં કર્યાં, તાજાં પુષ્પો

ને સુગંધી તેલોથી વાતાવરણ મઘમઘતું કરી નાખ્યું. છુપાં રાખેલાં વાજીન્ત્રોના મધુર સંગીતથી અપાર્થિવ અસર ઉભી કરી.

રાજમાતા રથમાં પધાર્યાં. કનકલતાએ તેમને સાચાં મોતીએ વધાવ્યાં.

ખંડમાં જઈ બાજઠ સમા સુવર્ણ આસને માતા બિરાજ્યાં. કનકલતા વિનયથી હાથ જોડી સામે બેઠી. એ વખતે તેનામાં વારાંગનાનું એકે લક્ષણ નહતું—ઉલટ કોઈ ઠરેલ રાજકુમારી જેવી દીસતી હતી. બન્ને એકાંતમાં હતાં.

કનકલતાએ ભાવ વ્યક્ત કર્યો:

" ગુજરાતનાં રાજમાતા મારે આંગણે પધાર્યાં છે. આજે હું મારા જીવનની ધન્ય ક્ષણ માનું છું. "

" હું યે મારા રાજ્યશાસનની ધન્ય ક્ષણ માનું છું. કનકલતા ! તું ન્યાયનાં સુત્રો પર અવલંબે છે, એ સુત્રોને અનુલક્ષીને જ હું જાતે તારી પાસે આવી છું. તું માલીક છે—હું ગરજવાન છું. ગુજરાતની રાજમાતા તારી પાસે જમીનનો ટુકડો વેચાણ માગવા આવી છે—તારો શો જવાબ છે ? "

" હું દૂંકી દષ્ટિએ એ ઘટના જોતી નથી. હા–વર્તમાન કાળ મને દુરાગ્રહી ગણશે, પણ ભાવિ પ્રજા બીજી દષ્ટિએ જોશે. જુઓ રાજમાતા ! આપ સરોવર બંધાવશો–આપનું નામ તેની સાથે જોડશો–આપની વાહવાહ થશે, કવિઓ ને ઇતિહાસકારો સુવર્ણ રંગો પુરી આપને અમર કરશે, પણ તે બાંધવામાં એક ગણિકાએ વહાલું જીવન અર્પી દીધું હતું તે કોઈ નોંધવાનું નથી. પરંતુ જો તે હું ન આપું તો એ ઘટના આપોઆપ બોલશે. મગેવરનો કિનારો વાંકો રહેશે–યોજના અધુરી રહેશે અને સૌ કોઈ પૂછશે–શા માટે ? ઇતિહાસકાર તેનો ખુલાસો કરશે. કનકલતાનું રંક જીવને આપના સરોવર સાથે એ રીતે જોડાશે.

" કેવી વિપરીત રીત ! "

" હા, રીત ઘણી વિપરીત છે, પણ શું કરૂં ? આખું જીવન પણ વિપરીત રીતે જ પસાર થયું છે. સીધી રીત પણ છે, તે આપને રૂચિકર નહિ આવે. "

જ લાગશે, કારણ આપને જે તત્વ પ્રેરે છે–જે પ્રિયમાં પ્રિય છે–તે હું માગું છું. અને મને આવો મોહ કર્યાથી થયો તે પૂછો છો ? આપે હમણાં જ નહોતું કહ્યું કે કીર્તિની ભુખ વર્ત્તીઓછી સૌને હોય છે, અને એ કોઈ તેને સંતોષવા પ્રયત્ન કરે છે. સમાજમાં અમારૂં સ્થાન ઉંચું નથી લેખાતું–અમે તો અનીતિ અને અપકીર્તિની પૂતળીઓ ગણાઈએ છીએ. પણ જગત એક સત્ય ભૂલી જાય છે. વારાંગનાઓ જન્મે ત્યારથી વારાગનાઓ નથી હોતી. ઘણીને ઘરબાર ને માતપિતા હોય છે–એમને જન્મના સંસ્કાર હોય છે–એમને આશાઓ હોય છે–અભિલાષો હોય છે–આકાંક્ષાઓ હોય છે. અધમ જીવન તરફ તે ધકેલાય છે તે પહેલા શું શું બને છે તે જાણવા કોઈએ તકલીફ લીધી છે ? આ તો સામાન્ય વાત થઈ. મારી વાત કહું ? ના–નહિ કહું–બહુ લાંબી થશે. એટલુંજ ટુંકામાં કહું છું, જીંદગીમાં મેં સુખ જોયું છે–વૈભવ જોયા છે–રૂપ ને યૌવન માણ્યું છે. પ્રેમ–સાચા અને ખોટાય–જોયા છે–ને વિધિનો ક્રૂર કટાક્ષે અનુભવ્યો છે. બધું મળ્યું છે–એક નથી મળી શકી તે કીર્તિ. હા, મારાં સંગીત ને રૂપ મશહુર છે; પણ તે તો ક્ષણિક છે. આજે છે, ને કાલે નહિ હોય–હું જે શોધું છું એ કંઈક સ્થાયી– દીર્ઘકાળ ટકે–આ જીવન ન હોય ત્યારેય કોક સંભારે. પૂર્વના સંસ્કાર જાગી એ મોહ ઉત્પન્ન કરે છે–રાજમાતા ! વારાંગનાનું જીવન જીવવા હું જન્મી ન હોતી–હું તો વીરાંગના થવા જન્મી હતી–પણ...પણ...એ ઇતિહાસ લાંબો છે. "

દુઃખથી તેણે માથું નમાવ્યું. મીનળદેવી તેનું દુઃખ-રૂપ જોઈ રહ્યાં. ખચીત કોઈ પણ રાજવિને ભાન ભૂલાવે તેવું તે રૂપ હતું. રૂપના અભાવે રાણી બન્યા છતાં પોતાને ખમવી પડેલી યાતનાઓ યાદ આવી. પોતે નિરૂપા ગણાઈ છતાં રાજમાતા બની શકી હતી. સ્વરૂપા છતાં કનકલતા પતિતા હતી. એમનાથી સનાતન મત્ત ઉચ્ચારાઈ ગયું: " વિધિનાં નિર્માણ આપણે ફેરવી નથી શકતાં, કનકલતા ! "

કનકલતા તંદ્રામાંથી જાગી. પોતે પૂર્વ જીવન તરફ ઘસડાઈ ગઈ હતી તેનું ભાન થયું. તેણે નિગ્રહથી મન મજબુત કરી દીધું ને બોલી—

" હા, માતા ! વિધિનાં નિર્માણ આપણે નથી ફેરવી શકતાં છતાં આપણે એ માટે તડફડાટ કરીએ છીએ. માફ કરશો—પ્રસ્તુત વાત ઉપરથી હું અંગત બાબતોમાં ઘસડાઈ ગઈ છું. "

" વાંધો નહિ—મને તે સાંભળવી ગમે છે. " કુદરતી જીજ્ઞાસાવૃત્તિએ રાજમાતાને આતુર બનાવ્યાં, પણ હૃદય પરથી ઉચકાતો પડદો 'વિધનાં નિર્માણ' શબ્દોના સર્જનજૂના પ્રબળ આશ્વાસને પાછો નિચો પાડી દીધો. કનકલતા મૌન રહી.

" કેમ ચુપ થઈ? તું શું કહેતી હતી ? "

" હા-હા-હું પૂછતી હતી રાજમાતા ! હું મારૂં ભુવન આપું-આપ મારૂં નામ સરોવર સાથે જોડવા દેશો ? " ફરીથી વિકટ પ્રશ્ન ચર્ચો. રાજમાતા વિચારમાં પડયાં. એમના દિલે ગણતરી કરવા માંડી.

કનકલતાએ મુંઝવણ ભાંગી—

" મારો કોઈ પ્રકારનો આગ્રહ નથી. મારાભુવન માટે આગ્રહ થાય છે એટલે હું એનું મૂલ આંકું છું અને માગું છું નામના. મારૂં ભુવન ન લેવું હોય તોપણ મને મંતોષ છે. અનાયાસે મારૂં ભુવન વર્તુલ રેખાને સ્પર્શે છે. એને ત્યાં રહેવા દો—આપની કીર્તિના સ્મારક સાથે મારૂં રંક નામે ગવાવા દો. બીજી રીતે તો કીર્તિ મને

મળી શકવાની નથી–જે સંજોગબળે મળે છે તે મને મેળવવા દો, અને આપ કહો છો તે ભુખ સંતોષવા દો. આ બે માર્ગ છે, કે આપને ત્રીજો જ માર્ગ લેવો છે ? "

" એ કયો ? "

" આપના અધિકારીઓએ સૂચવેલો રાજસત્તા અજમાવવાનો, –બળજોરીથી મારું ભુવન પડાવી લેવાનો—"

" નહિ–નહિ, કનકલતા ! તને મળવા આવવામાં મેં ડહાપણ કર્યું છે. માનવ જીવનની એક અંધારી દિશામાં હું નજર કરવા શક્તિમાન થઈ છું. વિધિનો વિપરીત હાથ તારા પર ફરી ચૂકેલો હું જોઈ શકું છું. હું તને નહિ મનાવું–નહિ સતાવું. મીનળ સરોવરનો પૂર્વ કિનારો વક્ર રહે તેમાં જ તારું–મારું ધ્યેય સમાય છે. તું તારા ભુવનની અટારીએ બેસી તારું મધુર સંગીત ગાજે–જળવિહારે આવતી જનતાને પ્રસન્ન કરજે–જીવન પહોંચે ત્યાં સુધી કુદરતે દીધેલી બક્ષિસનો સદુપયોગ કરજે. મારા આશિષ છે—"

કડક મનાતાં ગૌરવવંતાં બની ગયાં હતાં–જીવનના અનેક રંગો જોયા હોય તેવાં સહૃદયી પ્રૌઢાસમાં શાન્ત રીતે પણ લાગણીથી બોલતાં હતાં–કનકલતા અવાક બની આ હમદર્દીપણું પી રહી હતી.

રાજમાતા આગળ બોલ્યાં : " હા–જીવનનો હવે બની શકે તેટલો સદુપયોગ કરજે. બાકી સમય જતાં તું યે નહિ હોય–તારું ભુવને નહિ હોય–હું યે નહિ હોઉં–મારાં સ્મારકોય નહિ હોય–છતાં ભાવિપ્રજા વાંચશે આપણાં સત્કૃત્યોની નોંધ. ઇતિહાસ મીનળનું નામ નોંધશે તો તારી સાત્વિક હઠ પણ નોંધશે. તું ખુશી થા–હું હવે જાઉં છું. "

રાજમાતા જવા ઉઠયાં, કનકલતા તેમના પગને સ્પર્શી પરમભાવથી વંદીને બોલી: " રાજમાતા ! આપે મને ઓશિંગણ કરી છે–મારો હૃદય-ભાર ઓછો કર્યો છે ગત જીવનનું ઝાંખું સ્મરણ પણ મનનો ભાર ઓછો કરે છે. મારી વાત સાંભળનાર કોઈ મને મળ્યું નથી. આપ રાજસત્તા

ઝીરવી જાણો છો, હું હવે શરીરના મદ ઝીરવી જાણીશ. મારું વચન છે માતા ! સરોવરે જળ ભરવા કે જળવિહારે આવતી જનતાને કનકલતાનું સંગીત પૃથ્વીના પાપ તરફ નહિ ખેંચે—બનશે તેટલું અકળ, અગમ્ય ઈશ્વરીતત્વ તરફ દોરવા તે પ્રયત્ન કરશે. મને ફરીથી આશિષ દો." કનકલતા ઘુંટણ પર બેસી અવનત મસ્તકે કર જોડી આશિષ માગી રહી. રાજમાતાના ભાવ કંપ્યા. એમણે માથે હાથ મૂકયો ને બોલ્યાં-" આશિષ છે, બેટા ! તું રાજમાતા થઈ હોત તો ?!"—તેમણે વાક્ય પુરું કર્યું નહિ—તે ચાલ્યાં ગયાં. દ્વાર સુધી વળાવવા કનકલતા ગઈ.

*

રાજમાતાએ ફરમાન કાઢ્યાં. સરોવર બનતી ત્વરાએ પુરૂં કરો પણ કનકલતાને કોઈ છેડશો નહિ. સરોવરનો કિનારો ખંડીત કરજો—કનકલતાના ભુવનની કાંકરીએ ઉખેડશો નહિ.

હરિદત્તે હર્ષથી ફરમાન માથે ચડાવ્યું. નગરે અને આખા રાજ્યે રાજ્યમાતાની ન્યાયપ્રિયતા ખુબ ખુબ વખાણી.

સરોવર તૈયાર થયું. ગ્રહણથી કપાયેલા ચંદ્ર સમો તેનો પૂર્વ કિનારો કપાતો હતો—એ કિનારા તરફથી અલૌકિક સંગીતના સરોદો સંભળાતા હતા.

૪

# પાટણના રાજમહેલમાં

સૂર્ય નમતો હતો.

સોળ સત્તર વર્ષના જયસિંહ મહારાજ પગ પછાડતા હતા. એમના તેજસ્વી સુંદર મુખ પર મહા રોષની લાલાશ છવાઈ હતી. એમનો લાંબો હાથ હવામાં ઉછળી મૂઠીએ ઉગામતો હતો. રાજમહેલની વિશાળ અગાસીમાં વિફરેલા સિંહ સમા એ આંટા મારતા હતા. એમના ઉદ્વેગનો પાર નહોતો—એમના ક્રોધને સીમા નહતી. પાટણનાં શ્વેત ગગનચુંબી આલયો, દેવાલયો ચારે તરફ પથરાયેલા પાટણની જાહોજલાલી વ્યક્ત કરતાં હતાં. આંખને ઠારે તેવાં તે હતાં, પણ સિદ્ધરાજ મહારાજની આંખો દાઝતી હતી, હોઠ બીડી કંઈ કંઈ ઉંડું તે આલોચતા હતા.

કોઈનેય તેમની પાસે જવાનો હુકમ ન હતો. છતાંયે પાછળથી કોઈનો પ્રભાવભર્યો—વાત્સલ્યભર્યો—આછી મીઠાશભર્યો અવાજ આવ્યો :

" મહારાજ ! "

જયસિંહ મહારાજે ચમકી પાછળ જોયું. તેમની આંખની વિદ્યુત ચમકી—એમના મુખપરની લાલાશ વધી. એમનો હાથ તલવાર ખેંચવા કેડ તરફ ગયો. સખ્ત તાકીદ છતાં પોતાના એકાન્તમાં ડખલ કરનારને જોવા તેમણે આંખ ફેરવી.

પરમ શાન્તિ અને ઓજસ ધારણ કરી રહેલા વદન પર એમની દૃષ્ટિ પડી. કચવાટમાં તેમણે હોઠ કરડયા—તલવારની મુઠ પરથી હાથ લઈ લીધો.

મહાઅમાત્ય મુંજાલ મહેતા જયસિંહને ધારી ધારીને જોતા ઉભા હતા. નમતા રવિના તેજમાં તેમનું પ્રચંડ વ્યક્તિત્વ દીપી ઊઠતું હતું.

" પાટણના રાજાને બે ઘડી એકલા રહેવાનો ય અધિકાર નથી ને ? મુંજાલ મહેતા ! તમે પાટણમાં રાજ કરો—હું ચાલ્યો જઈશ, ને નવું પાટણ વસાવીશ. "

મહાઅમાત્ય ચમકયા—પાટણના બાલરાજામાં આજે કંઈ નવું તત્ત્વ પ્રબળ બનતું જણાયું એમણે શાન્તિથી જ જવાબ દીધો :

" ક્ષમા, મારા બાલ મહારાજા ! આપના વિચારમન્થનમા હું આડે આવ્યો તેમ જણાય છે. પણ પાટણમા રાજ તો મુંજાલ જીવે છે ત્યાં સુધી સોલંકીઓ જ કરશે."

મહાઅમાત્યને ' ક્ષમા ' શબ્દ વાપરતાં જોઈ જયસિંહ મહારાજનો ગુસ્સો કંઈક શમ્યો, પણ ' બાળ મહારાજા ' નું સંબોધન તેમને ડંખ્યું એમણે કડવો જ જવાબ દીધો :

" બાલ મહારાજાને સમજાવવાની એ બધી વાત છે. પણ મંત્રીજી ! જયસિંહને હવે સત્તરમું બેઠું."

મહાઅમાત્યને ખાત્રી થઈ કે જરૂર જયસિંહ મહારાજ કંઈક ભયંકર વિચારણા કરી રહ્યા હતા. એમણે કારણ શોધવા કરચલી પાડી.

" અવન્તીનો સેનાપતિ ઉબક પાટણમાં આવ્યો તે મહારાજને નથી ગમ્યું, તેની મને ખબર છે."

" પણ ગમ્યું–ન ગમ્યું, તેની મંત્રીઓને ક્યાં પરવા છે ? સોલંકીઓની કીર્તિ ધૂળમા મળે છે, તેની કોને પડી છે ? પાટણ–ગરવું પાટણ–વનરાજ મહારાજે વસાવેલું પાટણ–સારા ભરતખંડમાં અજીત ઉન્નત કીર્તિધ્વજ ફરકાવતું પાટણ–મૂલરાજ મહારાજ–ભીમદેવ મહારાજ–કર્ણદેવ મહારાજનાં યશોગાન ગાતું પાટણ–યુગયુગથી અવન્તી સાથે વેર સેવતું, કદીએ પરાજય નહિ પામેલું, ઉંચા ઉંચા કોટ કાંગરાવાળું, દેવનગરી સમું સમૃદ્ધ પાટણ " સમાધાન કરી " શત્રુઓને સત્કારવા માટે આજે ઉભું છે. ઉબક પર પાટણની જનતામાં ફુલ વેરાયાં તે પહેલાં પડીને તે પાધર કેમ ન થયું ? તે પહેલાં લોહીની નદીઓ કેમ ન વહી ? તે પહેલાં ગર્વીષ્ટ પટ્ટણીઓ કપાઈ કેમ ન મુવા ? તે પહેલાં પાટણની રમણીઓ જીવતી કેમ ન બળી મુઈ ? તે પહેલાં આ રાજગઢ રોળાઈ કેમ ન ગયો ? તે પહેલાં આ શુરવીર શ્રાવક મંત્રીઓ રેંસાઈ કેમ ન ગયા ? તે પહેલાં ક્ષત્રી જવાનનું એક શિર તેના ધડ પર શા માટે રહ્યું ? અને શું જોઈને આ સોલંકીઓની ઉન્નત ગાદીએ બેસનાર જુવાનીભર્યો જયસિંહ જીવતો રહ્યો ? મુંજાલ મહેતા ! હું જવાબ માગું છું. સોલંકીઓનાં શૌર્ય શરમાય છે, પાટણનાં ગૌરવ ઝંખાય છે, જૈન મંત્રીઓની રાજનીતિ મને અકળાવે છે. હું પૂછું છું કે પાટણમાં રાજ કોનું ચાલે છે ? "

મહાઅમાત્ય આ ક્રોધજવાલા નિરખી રહ્યા. જયસિંહના પ્રશ્નોમાં ગંભીર અન્યાય ભર્યો હતો, છતાં તે છુપા સંતોષથી વિકરેલા બાલસિંહની ધુરકીઓ સહી રહ્યા. એમનું હૃદય એમને કહી રહ્યું–એ સામ્રાજ્યો તો આવો જ જુસ્સો સ્થાપી શકે. એમણે તેમનું ગૌરવ જરીએ ચલિત ન કર્યું.

" શાન્ત થાઓ, પાટણના રાજ ! સો વાર પૂછો તો સો વાર કહું કે રાજ્ય સોલંકી જયસિંહદેવનું, અને મુંજાલનું તો ફક્ત બુદ્ધિબળ."

" અને એ બુદ્ધિ પાટણના ટેક શું જોઈ શકતી નથી ? " મુંજાળ મહેતાની ડોક ટટાર થઈ. આ એક બાલક મુંજાળની બુદ્ધિ પર ટકોર કરતો હતો. તીખાશભર્યા સ્વરે એ બોલ્યા, " મુંજાલની બુદ્ધિ એવી આંધળી નથી—એ બુદ્ધિ ભાવના અને ધ્યેય વિનાની નથી—એ બુદ્ધિ શૌર્ય અને સાહસ વિનાની નથી—એ બુદ્ધિ ટુંકી ને ક્ષણિક ઝણકાર કરવાવાળી નથી. એ બુદ્ધિ તો પાટણ માટે સર્જાઈ છે અને પાટણ માટે જ જીવશે. મીનળદેવી જાત્રાએ ગયા છે. પાછાં આવે ત્યારે પૂછજો કે મુંજાળે પાટણ માટે શું શું કર્યું છે અને શું શું નથી કર્યું ? જયસિંહ મહારાજ ! સામ્રાજ્યો એકલા શૌર્યથી નહિ સ્થપાય, મહા તેજસ્વી દૂરંદેશી બુદ્ધિની પણ જરૂર પડશે. પાટણને મુંજાલો વિના નહિ ચાલે. "

" પાટણના રાજાઓનાં હતભાગ્ય ! મુંજાલો રાજ્ય કરશે અને રાજાઓ શોભાનાં પૂતળાં બની રણવાસમાં રાણીઓ સાથે શેતરંજનાં યુદ્ધ રમી સંતોષ લેશે. " જયસિંહના સ્વરમાં અકથ્ય વેદના ભરી હતી. મહાઅમાત્યને રાજવિનું વ્યક્તિત્વ હણવું ન હતું, બલ્કે તેને પૂરૂં વિકસાવવું હતું. એને આ વેદનાભર્યા કથનથી ઘણું દુઃખ થયું.

" અને આપેય વખાણશો. બિચારો ઉબક તો મેમાન બનીને બે દિવસ રહી ગયો. પાટણના રાજકુળને ઘટે તેવું જ આતિથ્ય દીધું ને તે પામતો ગયો. પણ એ આતિથ્યનો બદલો પાટણ એકદા લેશે. પાટણના રાજમાર્ગો પર કેદી બનેલા અવન્તીપતિનો હાથી ફરે ત્યારે મુંજાલની બુદ્ધિ વખાણજો—અત્યારે નહિ."

જયસિંહ મહારાજનો જુસ્સો કેદી અવન્તીપતિનો હાથી પાટણમાં ફરે એ કલ્પનાએ નરમ પડી ગયો. મુંજાલ મહેતાનો પ્રભાવ ફરીથી તેમના પર પડવા માંડયો.

" બોલો છો તે સિદ્ધ કરી બતાવશો? મેં તો પ્રતિજ્ઞા લીધી જ છે, કે પાટણની આ શરમનું વેર ન લઉં ત્યાં સુધી મૂછે હાથ ન દઉં." મુછ માંડ માંડ ફુટે તે પહેલાં તો જયસિંહ મહારાજે મુછ નહિ આમળવાની આકરી પ્રતિજ્ઞા લીધી.

" શાબાશ! મારી—મેં લીધેલી પ્રતિજ્ઞા સાંભળી લ્યો. મેં કહ્યું તેમ અવન્તીપતિ પાટણ ન પધારે ત્યાંસુધી મુંજાલ પોતાની પાઘમાં શિરપેચ નહિ ભરાવે."

મહાઅમાત્ય અને પાટણનો મશહુર થવા જન્મેલો રાજા એક બીજાના સામે જોઈ રહ્યા. મુંજાલની પાઘમાં હંમેશ શોભતી હીરાકણીઓથી ઝળકતી શીરપેચ ન હતી. જાણે શોક હોય તેમ તેની સાદી મોટી પાઘ અસ્ત થતા રવિના આછા તેજમાં ઝાંખી લાગતી હતી.

" માગે ઉઠૂગે ઓછો નથી, પણ અગારાને ગળી જવાની મને ટેવ છે મે પ્રતિજ્ઞા લીધી છે-ઉમકે પાગણમા પગ મૂકયો તે જ ઘડીએ—તે પછી આપે મારી પાઘમા શિરપેચ જોયો છે ? " જયસિહ મહારાજને યાદ આવ્યુ એ કઈક નરમ બન્યા છતા દીલમા ડખતુ હતુ તે કહી દીધુ

" મહેતાજી ! મે તમને અન્યાય કર્યો છે ? મે ધાર્યું કે શ્રાવક મત્રીઓ સોનકીઓના ટેક શુ સમજે ? " મુજાને મડલેશ્વરોને આમ બોલતા સાભળ્યા હતા મહારાજને એમ બોલતા સાભળી તેમનુ લોહી તાપ્યુ એમણે સીદો જ ધડાકો કર્યો " પાટણના શ્રાવકો જુદા છે અહિસાના ઉપદેશો ઉપાશ્રયે જઈ સાભળે છે, છતાં વખત આવે તલવાર બાધી જાણે છે એ શ્રાવકોએ ભીમદેવ મહારાજને પાટણ પાછુ અપાવ્યુ—એ શ્રાવકોએ ચદ્રાવતીનુ સૈન્ય આવે છે તે સાભળતા મીનળબાને અને આપનેય પાટણ બહાર રાખ્યા એ તો મુજાળ જેવો શ્રાવક હોય નહિ અને ધીગતા અગારા જેવુ તાજુ અપમાન ગળી જાય નહિ-એ હોય નહિ અને પાટણના દરવાજા ઉઘડે નહિ—એ હોય નહિ અને ટેકીનો ત્રિભુવનપાળ સમજી જઈ રાજ્યસ્થભ બને નહિ—એ હોય નહિ અને ચાર વર્ષમા તો પાગણની હાકલ ગુજરાત અને સૌરાષ્ટ્રમા વાગે નહિ—એ હોય નહિ અને રા' નવઘણ ઉભી પૂછડીએ નાસે નહિ—એ હોય નહિ અને

હંમેશાં આપણા જ કંઠમાં પડે તેની ખાત્રી હોતી નથી. ગાંને નસાડવા જતાં ઉબક પાટણમાં પેસી જાય, ઉબકને હઠાવવા ગાં પાટણના દરવાજાને ઘા કરે ત્યારે મુંજાળને જવાબ દેવો ભારે થઈ પડે. આપના ઉગતા રાજ્યઅમલમાં જ આવો ફટકો પડતાં દુનિયા હસી જાય ને શત્રુઓ માથાં ઉંચાં કરે. સામ્રાજ્યોનાં સ્વપ્નાં સેવનારને ઉતાવળા થઈ અકાલ હણાઈ જવું ન પરવડે. મહારાજ ! રાજ્યનીતિમાં અડગ ટેકનેય સ્થાન છે–મમયવત જોઈ અપવાદ તરિકે સમાધાનીનેય સ્થાન છે. પાટણ પડયું નથી–પાટણ જરા નમ્યું છે, પણ પોતાનું શિર વધારે ઉન્નત કરવા. જરા વિશ્વાસ રાખો મહારાજ ! મુંજાળના લોહીનું પ્રત્યેક ટીપું પાટણ–પાટણ–પાટણ જ પોકારે છે.'' પાટણના મહાઅમાત્યે સંધ્યાકાળના ઓસરતા પ્રકાશમાં શોભતા રાજમહેલ અને પાટણના શ્વેત મહાલયોની ઉજ્વલતા તરફ હાથ ફેરવી ગૌરવથી ઉમેર્યું, “ અને મહારાજ ! આ સ્થળ ને સમય યાદ રાખજો. મુંજાળનું લોહીનું એક ટીપું એના શરીરમાં છે ત્યાં સુધી પાટણની આ રમણિય ઉજ્વલતા વિધિયે ઓછી કરી શકે તેમ નથી. ”

" સિંહની ગર્જના સાંભળવા ! મને ખબર મળી હતી કે બાલસિંહ અકળાય છે–વિફર્યો છે. એ મારા બાલસિંહની ગર્જના સાંભળવાની લાલચ હું જતી ન કરી શકયો ને પહેરેગીરને ડરાવી અંદર આવ્યો. એને દંડશો નહિ. "

" કોણ જાણે જયસિંહને ગર્જતાંયે આવડે છે કે નહિ ? " મહારાજે નજર અવન્તીની દીશામાં રાખ્યા છતાં પ્રત્યુત્તર સાંભળવા કાન માંડયો.

" ઘણાયે સિંહો મેં જોયા છે, મહારાજ ! પણ આવી ગર્જના નહોતી સાંભળી. એ ગર્જના મને બહુ ગમે છે. ગર્જતા રહેજો– એ ગર્જનાના જોરે તો પાટણનું મહાન સામ્રાજ્ય સ્થપાશે, અને તેના શત્રુઓ કંપશે—"

" હમણાં તો કહેતા હતા કે મુંજાળના બુદ્ધિબળે તેમ થશે. "

" બન્નેના સુયોગથી મહારાજ ! શૌર્ય અને બુદ્ધિ સામ્રાજ્યો સ્થાપે ને ટકાવે. એક તત્વ નબળું પડે એટલે તે વિનાશના પંથે પરવરે–અંધકારમાં વિલિન થઈ જાય. "

પાટણ પર અંધકારના ઓછાયા ઉતરતા હતા, આકાશમાં તારાઓ ચમકતા હતા, જયસિંહ મહારાજ અને મહાઅમાત્ય મુંજાળ પાટણ તરફ જોતા, આકાશ તરફ જોતા શોચી રહ્યા.

તે પછી વર્ષો વહી ગયાં.

અવન્તીપતિને પાટણ દેખાડવાની સિદ્ધરાજ મહારાજની ઈચ્છા પુરી થવાનો દિવસ આવી પહોંચ્યો. પાટણના આનંદનો પાર નહતો. અવન્તીના રાજા યશોવર્માને હરાવી, અવન્તીમાં પાટણની ધજા ફરકાવી, અવન્તી પાસે પાટણનું ચક્રવર્તીપણું સ્વીકારાવી, રાજા યશોવર્માને સાથે લઈ, સિદ્ધરાજ મહારાજ વિજયી સેના સહિત પાછા ફર્યા હતા-આજે પાટણમાં પ્રવેશ કરવાના હતા-પાટણના ઉત્સાહને અવધિ ન હતી. આખરે પાટણ જીત્યું-અવન્તી પડ્યું. આખા આર્યાવર્તમાં પાટણની સ્પર્ધા કરે તેવું નગર ન રહ્યું-પાટણના રાજ્ય સામે ઉભું રહે તેવું રાજ્ય ન રહ્યું.

જે રસ્તે વિજયસ્વારી નિકળવાની હતી તે રસ્તાની શોભા વર્ણવી જાય તેમ નહોતી. પાટણની રમણીઓ માથાં મોતી ને પુષ્પોથી રાજાને વધાવવા અટારીએ ચડી હતી-પાટણની જનતા જીંદગીનો મહામૂલો અવસર હોય તેમ પોતાનાં ઉત્તમ વસ્ત્રો પહેરી-અલંકારો પહેરી-આનંદ દર્શાવવા તૈયાર હતી. પાટણનું મહાજન મોટો કીર્તિદ્વાર રચી રાજાની સ્વારી તેના નિચે થઈ નિકળતાં સ્વર્ગની અપ્સરાઓ જાણે પુષ્પમાળાઓ પહેરાવતી હોય તેવી કલા રચી યશસ્વી સિદ્ધરાજને સત્કારવા ઉભું હતું. વેપારીઓ ને ધંધાદારીઓએ પોતાના ધંધાના ઉત્તમ નમુનાઓ કલામય રીતે પ્રદર્શીત કરી યશોવર્માને પાટણની સમૃદ્ધિથી આંજી નાખવા પ્રયત્ન કર્યો હતો.

ઝવેરીઓએ ઝવેરાત જાણે કાંકરા હોય તેટલી બેપરવાઈથી તેને માર્ગમાં ગોઠવ્યું હતું. પાટણના માળીઓએ પુષ્પોથી ગોટા સમીયાણો રચ્યો હતો.

ચકલે ચકલે સંભાવિત-લક્ષ્મીવંત-પ્રતિષ્ઠિત ગૃહસ્થો રાજાને વધાવવા આતુર બની ઉભા હતા.

પાટણનું રાજ્ય-સોલંકીનું રાજ્ય-ભારતવર્ષમાં અજોડ ને અપૂર્વ સામ્રાજ્ય તરિકે સ્વીકારાયું હતું. ભોજની વિખ્યાત ધારાનગરીનો માલવપતિ પાટણ આવ્યો હતો.

પાટણ આજે ઘેલું બની ગયું હતું. વાત પણ ફેલાઈ હતી કે મહારાજ યશોવર્માને પીંજરામાં પૂરીને ફેરવવાનો છે. માલવપતિને જોવા જનતા આતુર બની હતી-પાટણના ગર્વનો આજે પાર નહોતો.

મહાઅમાત્ય મુંજાળ વહેલા આવી પહોંચ્યા હતા. મહારાજના સત્કારની પુરતી તૈયારી તેમણે કરી હતી. રાજગઢ આજે સ્વર્ગપુરીને શરમાવે તેવો બન્યો હતો. મહાઅમાત્યનું મહામાસ્રાજ્યનું સ્વપ્નું સિદ્ધ થયું હતું. મોટો યશ એમને હતો. એમની ભિષણ પ્રતિજ્ઞા ને મહારાજની તમન્ના છતાયે અવન્તીનો કોટ ભેદી અંદર જવું સહેલું જણાયું નહતું. વરસોનાં વરસો સુધી ગુર્જર સેના વ્યર્થ પ્રયત્નો કરી રહી-સિદ્ધરાજ મહારાજ કેટલીય વાર અવન્તી જઈ આવ્યા-પાછા પાટણ આવ્યા-નવી સેના લઈને ગયા પણ ન ફાવ્યા-છેલ્લી વારના ગયા ત્યારે એમણે આખરે નિર્ણય કરી દીવો, કાંતો અવન્તી પાડવું અગર અવન્તીના પાદરમાં જ પુરા થઈ જવું. પરંતુ અવન્તીના દરવાજા ઉઘડે તેમ જણાયું નહિ. ‹ મુંજાળ મહેતા મહારાજને મળવા માળવામાં આવ્યા. એ છાની બાતમી મેળવી લાવ્યા ને દક્ષિણ દરવાજા પર એકસામટો હલ્લો થયો. સિદ્ધરાજ મહારાજ જાતે આગળ થયા. પોતાના માનીતા અને મહાબલીષ્ટ હાથી પર તે બીરાજ્યા હતા. લોખંડી મજબુત દરવાજા ઉપર હાથીયે ભીંસ દીધી-મહાવતે અને ખુદ મહારાજે હાથીને ઉશ્કેર્યો. પાટણની આબરૂ હાથીના બળ ઉપર હતી. માનવું યે મૂશ્કેલ થઈ પડે તેવા અસાધારણ ભીષણ પ્રયત્ન કરી મહારાજના માનીતા હાથીએ અવન્તીનો મજબુત દરવાજો તોડયો-સેનાએ હર્ષનાદ કર્યો-હાથી ઉત્તેજીત થયો-એણે અંદરનો

બીજે દરવાજે પણ તોડવા પોતાનું બળ અજમાવ્યું-બીજોયે તુટયો, પણ હાથીનો પ્રાણ ગયો. ત્રીજે દરવાજો તોડવો બહુ મૂશ્કેલ નહોતો-પાટણની વિજયી સેના અવન્તીમાં પેસી ગઈ. આખરે યુદ્ધ થયું-યશોવર્મા ખુબ લડયો પણ પકડાઈ ગયો. એણે તલવાર સિદ્ધરાજ મહારાજના ચરણે ધરી-ભોજદેવની નગરીના મહેલ પર પાટણપતિની ધજા ફરફરી. મહાઅમાત્યની સૂચનાએ જય અપાવ્યો તેથી યુદ્ધનો મોટો યશ તેમને મળ્યો. એ મહાઅમાત્યે વર્ષોપરની પ્રતિજ્ઞા યાદ કરી-એમણે મહારાજને સલાહ આપી યશોવર્માને પાટણ લાવવા કહેવરાવ્યું ને પોતે સત્કાર માટે તૈયારી કરવા માંડી.

લોકઅફવામાં સત્ય હતું-મહાઅમાત્ય મુંજાળે પાટણના કારીગરો પાસે મોટું પીંજરું બનાવરાવ્યું હતું. પાટણના સુવર્ણકારોએ તેને સોને મઢી ઝગઝગતું કર્યું હતું. અવન્તીનો રાજા યશોવર્મા હાથીએ બેસશે-અંબાડી પર પણ આ પીંજરામાં પુરાઈને. મહાઅમાત્યે પાટણને આંચ દેવા-પાટણની ધાક આખા ભારતવર્ષમાં બેસાડવા-આ પ્રબંધ રચ્યો હતો.

સિદ્ધરાજ મહારાજ વિજયસેના સાથે પાટણ બહાર આવી પહોંચ્યા હતા એમણે દરવાજા બહાર પડાવ નાખ્યો હતો. બીજે દિવસે પ્રભાતે સ્વારી ચડવાની હતી-સ્વારી માટે હાથીઓ શણગારાઈ બ્હાર જતા હતા-ઘોડેસ્વારોની ટુકડીઓ અહીંતહીં ફરતી હતી-અધિકારીઓ આવજા કરતા હતા.

બધું તૈયાર હતું-સ્વારીનો સમય થવા આવ્યો. સિદ્ધરાજ મહારાજની કાન્તિ ઈન્દ્રને ઇર્ષા કરાવે તેવી દીપતી હતી. એમનો હાથ મુછ પર જતો હતો. વિજયનો સંતોષ તેમના વદન પર દેખાતો હતો. તેમની આંખો આનંદથી ચમકતી હતી. એમનાં વસ્ત્રાભૂષણોમાં મહામૂલાં રત્નો ઝગમગતાં હતાં

મહાઅમાત્યની પાઘમાં શીરપેચ શોભતો હતો—આજે મુંજાળે પણ ઠાઠ કર્યો હતો.

યશોવર્માને માનથી રાખવામાં આવ્યા હતા. માલવપતિ અવન્તીને છાજતા પણ પરાજીત રાજવિને ઘટતા ગૌરવ અને નમ્રતાથી સ્વારીમાં ચડવા પોતાના તંબુમાંથી બહાર નિકળ્યા.

શણગારાયેલો હાથી ઉભો હતો. તેના ઉપર આસન હતું—આસનને ઘેરી સુવર્ણ પીંજર હતું.

માલવપતિએ પોતાના સત્કારની કલા જોઈ. સિદ્ધરાજ મહારાજ અને મહાઅમાત્ય નજીક જ ઉભા હતા—બીજા મંત્રીઓ—સામંતો—મંડલેશ્વરો માનથી આજુબાજુ ઉભા હતા.

મહારાજે આવકાર દીધો: " પધારો, માલવપતિ ! "

માલવપતિ યશોવર્માએ પીંજર તરફ નજર કરી. ક્ષણભર તેમના વદન પર ક્રોધની રતાશ આવી—રતાશ જતી રહી—શાન્ત વિચારણાની કરચલી પડી અને અવન્તીનાથે મુક્ત હાસ્ય કર્યું. યશોવર્મદેવ ખુલ્લું હસી પડયા—જાણે સિદ્ધરાજ મહારાજની મજાક કરતા ન હોય !

" માલવપતિ હસે છે—હસે જ ને ? વિધિની ઘટના હસવા જેવી જ હોય છે. ક્યાં અવન્તીના અણનમ યશોવર્મા—ક્યાં આજે આ દશા ! સમય બલવાન છે. અણસમજુ વિધિનો ક્રોધ જોતાં લડે છે—ડાહ્યા હસે છે. " મહાઅમાત્યે માલવપતિનું હાસ્ય ઉડાડી દેવા ભયંકર કટાક્ષ કર્યો. અવન્તીપતિઓ તત્વજ્ઞાની લેખાતા હતા—અવન્તીના સંસ્કાર ઉંચા મનાતા હતા. પાટણના મહામંત્રી મુંજાળને પાટણથી વધારે સંસ્કારી—વધારે જ્ઞાની કોઈ હોય તે રુચતું ન હતું. વર્ષો પહેલાં અવન્તીના સેનાપતિએ ભારતવર્ષને સલામત કરવા સમાધાની શોધી હતી—સાથે સાથે અવન્તીને અણીશુદ્ધ ને ગરવું રાખવું હતું. પાટણે

ના પાડી હતી-અવન્તીના સંસ્કાર પણ પાટણને ગમે તેમ મહા-અમાત્ય વાછતો હતો. એ માલવપતિ પાટણના પાદરમાં હસે તે મહા-અમાત્યને રૂચ્યુ નહિ. શત્રુ વધારે ઘાથી ન પીડાય ત્યારે ઘા કરવામાં અર્થ રહેતો નથી. સુવર્ણપીંજર જોઈ યશોવર્માનું લોહી ઉડી જશે તેમ ધારનારને નવાઈ લાગી.

માલવપતિનું સ્મિત ખસ્યું નહિ. એમણે શાન્તિથી જવાબ વાળ્યો– " બરાબર છે-સમય બલવાન છે–એ સમય સોલંકીઓ કરતાય બલવાન છે–સમયના રંગો પર હસવું તેમાંય કદાપણ સમા-યેલું છે. પાટણના મંત્રીઓ તત્વજ્ઞાની છે જાણી મને ખચિત આનંદ થાય છે પણ અમારે વિનિત ભાવે કહેવું રહે છે કે મારા હાસ્યનુ રહસ્ય જુદું છે–એ આજે પાટણમાં કોઈથી નહિ સમજાય. "

જાણે પોતે વિજયી હોય તેવી બેપરવાઈથી યશોવર્માએ નજર ફેંકી. સિદ્ધરાજ મહારાજને કુતુહલ ઉપજ્યું. યશોવર્માને પીંજરમ પુરવાનું એમના હૃદયને પુરેપુરું નહોતું રૂચ્યું. રાજા, રાજાના હૃદયને સમજતો હતો.

પરંતુ મહાઅમાત્ય અડગ હતા. યશોવર્મા પાટણમાં પીંજરમ પુરાઈ રહે એટલે આખું ભારતવર્ષ પાટણની સત્તા સ્વીકારે એમ તે માનતા હતા–એટલે સિદ્ધરાજ મહારાજે વાંધો લીધો ન હતો–એમણે

" સમય બલવાન છે. કેટલા યુગો કે કેટલી ક્ષણો જશે તે તો સમય જ કહી શકશે. " અવન્તીનાથે મુંજના શબ્દોની સ્મૃતિ કરાવી. મહાઅમાત્ય વિચારમાં પડ્યા. યશોવર્મા શું કહેવા માગતા હશે? મહાઅમાત્યે જવાબ દીધો :

" અવન્તીનાથ ! જગતમાં બધું અનિત્ય છે. યુગો કે ક્ષણો જે લખાઈ હોય તે સોલંકીઓ ભોગવશે, પણ તે યુગો કે ક્ષણોને પુરી ગૌરવવંતી કરીને ! "

" એની જ શંકા છે. "– ને ફરીથી માલવપતિ ખુલ્લું હસી રહ્યા. એ હાસ્યમાં કોઈ પ્રખર તત્વવેત્તાનો રણકાર હતો.

" સોલંકીઓના ગૌરવની શંકા ઉઠાવો છો ? અવન્તીપતિ ! સોલંકીના કેદી બનીને ? સોલંકીઓની ઉદારતા તમને રક્ષણ આપે છે–ઉદારતાનો અણઘટતો ઉપયોગ કરવો તેમાં તો ગૌરવ નથી જ. "

" અવન્તીપતિ ! સમજવા પ્રયત્ન કરીશું–નહિ સમજાય તો શું અનર્થ થવાનો છે ? "

" મહારાજ ! જે વચન સમજાય નહિ–ઉલટ અવળા અર્થમાં લેવાય–ત્યારે તે વચન ઉચ્ચારનારની કીમ્મત ઓછી થાય છે. યશોવર્માની કિમ્મત સમયકાલે ઘટી ગઈ છે–વધુ ઘટાડવા એ ઇચ્છતો નથી. "

અવન્તીપતિ મુંજાળનું સમયબળ વારે વારે ઉચ્ચારતો હતો–મહઅમાત્ય મહા ગરવા છતાં મનમાં ઉશ્કેરાતા હતા. સિદ્ધરાજ મહારાજનો આગ્રહ વધતો હતો.

" નહિ–નહિ! તમે રહસ્ય સમજાવો–નહિ સમજીએ તો અમારી જાતની અપૂર્ણતા માનીશું."

" તો વિજયોત્સવની સ્વારી ચડી લેવા દો–પછી હુ સમજાવીશ. વિજયી બનીને પાટણે અવન્તી જીત્યું–આજે પડેલું અવન્તી પાટણને જીતશે ! " મહા ગુઢ સ્મિત સાથે પરમ ગંભીરતાથી યશોવર્માદેવ બોલ્યા.

સ્વારી ખોટી થતી હતી. રાજમંડળ માલવપતિને ઘેરીને ઉભું હતું. માલવપતિનો સંસ્કાર એમના પર છાપ પાડતો હતો.

મહાઅમાત્યના કાન ચમક્યા. પડેલું અવન્તી પાટણને જીતશે ? સ્વારી ચડ્યા પછી અવન્તી ફરીથી વિજયી બનશે ? યશોવર્માના હાસ્યમાં જરૂર ગુઢતત્વ સમાયેલું હતું. મહાઅમાત્ય પણ સિદ્ધરાજ મહારાજના વલણમાં ભળ્યા.

" વાહ ! વાહ ! મહામંત્રી ! શત્રુને જીતવા શત્રુઓની જ સલાહ લેવી ? "

" તમે હવે શત્રુ નથી–ચક્રવર્તી સિદ્ધરાજ સોલંકી મહારાજના સામંત શિરોમણિ છો–અતિથિ છો. " મુંજાળે પાણી ચડાવ્યુ–સાથે સાથે પૂછવાનો હક્ક સાબીત કર્યો.

" પાટણમાં અતિથિ માટે પીંજર બનાવરાવવાનો રિવાજ છે ? " યશોવર્માએ મીઠો સવાલ કર્યો. સિદ્ધરાજ મહારાજને હસવું આવ્યું.

" ત્યારે કહું હું કેમ હસ્યો ? "

" હા, કહો. " સૌ આતુરતાથી સાંભળી રહ્યા.

યશોવર્માએ સિદ્ધરાજ મહારાજ સામે જોઈ–મહાઅમાત્ય સામે નજર કરી ને કોઈ તટસ્થ યોગી સત્ય સમજાવે તેવી રીતે કહેવા માંડ્યું.

" સોલંકી જયસિંહ મહારાજ ! યાદ હશે કે ઉબક પરમાર પાટણ આવ્યા હતા–પાટણે એમનો સત્કાર કર્યો હતો–પાટણમાં એ થોડું રહ્યા હતા. પાટણના રાજરંગ એમણે ઝીણી નજરે નિહાળ્યા હતા. અવન્તી પાછા આવ્યા ને જ્યારે મેં એ પૂછ્યું–ત્યારે તેમણે પાટણ માટે એકજ વાકયમાં બધુંએ કહી દીધું..." યશોવર્મા સહેજ અટકયા. મુંજાળ મહેતા ધ્યાનથી સાંભળતા હતા.

" ઉબક પરમારે કહ્યું–પાટણમાં શૌર્ય છે, મુત્સદ્દીપણું..." ફરીથી માલવપતિ અટકયા–જાણી જોઈ અટકયા ને મુંજાળ સામે જોયું.

" કેમ અચકાયા ? " મુંજાળે પૂછયું.

" હું કહીશ તે તમને નહિ ગમે. પણ પરમાર જે બોલ્યા હતા તે સત્ય હતું તેની આજે સાબીતી મળી છે, એટલે કહેવાને વાંધો નથી. સત્યો અપ્રિય હોય તોયે કોઈ વાર કથવાં પડે છે."

" નિસંકોચ બોલો. " સિદ્ધરાજ મહારાજે કહ્યું.

" પરમારે કહ્યું હતું કે પાટણમાં શૌર્ય છે, મુત્સદ્દીપણું છે, પણ પુરતું ગૌરવ નથી. " મુંજાળને કોઈ લપડાક મારતું હોય તેમ તે ચમકયા. સિદ્ધરાજ મહારાજ પણ ટટ્ટાર થયા. પણ કોઈ બોલ્યું નહિ.

" પાટણમાં ગૌરવ કરતાં ગર્વ વધારે છે. અને આશ્ચર્યની વાત તો એ છે કે પાટણના મહા બુદ્ધિશાળી મંત્રીઓ ને રાજપુરુષો ગૌરવ ને ગર્વ વચ્ચેનો ભેદ પારખતા નથી, એટલી પાટણમાં મૂર્ખતા છે..."

સિદ્ધરાજ અને મુંજાળ સાંભળી રહ્યા. યશોવર્માની વાગ્ધારા ચાલુ જ રહી:

" ઉભક પરમારની પરીક્ષા માટે મૌ કોઈને માળવામા માન હતું–મનેય માન હતું–છતાં સાબીતી નહોતી મળી. આજ આ સુવર્ણ પીંજર જોયું અને પાટણની મૂર્ખતા યાદ આવી, અને મારાથી હસી પડાયું !—" મહાઅમાત્ય મુંજાળના શરીરનાં રૂવાડાં ટાઢ ચડી હોય તેમ ખડાં થયાં. જે પીંજર તેણે પાકટ વિચારે કરાવ્યું હતું, યશોવર્મા તેને પાટણની મૂર્ખતા ગણાવતો હતો. તે બોલ્યા નહિ—માલવપતિને બોલવા જ દીધા...માલપતિએ ચાલુ જે રાખ્યું :

" સુવર્ણપીંજર શા માટે ? પાટણનું ગૌરવ વધારવા કે પાટણનો ગર્વ પોષવા ? વિજયના ઉત્સાહમા એ ભેદ પારખવો મુશ્કેલ છે, પણ મને આશા હતી કે મુંજાળની બુદ્ધિ એ જોઈ શકશે. એ બુદ્ધિયે જ્યારે જોઈ શકી નહિ ત્યારે મને ઉભક પરમાર માળવા ને યાદ આવ્યું કે છેવટ એમ પણ કહ્યું હતું કે કદાચ શૌર્યમાં અવન્તી પાટણને નમે પણ પાટણની મૂર્ખતા ગૌરવનો વિજય તો અવન્તીને જ આપશે. પીંજર જોયું ને મને અવન્તીના ગૌરવનો વિજય થતો લાગ્યો–હર્ષમાં હું હસી પડયો. "

પામેલી નગરીનો રાજવિ-આર્યાવર્તમાં પાટણનું અસ્તિત્વ નહોતું તે પહેલાંની જેની ખ્યાતિ છે, એ અવન્તીએ ધાર્યું હોત, ગૌરવ છોડી ગર્વ ધરી પાટણની લાજ લેવી હોત તો ઉબક પરમારે પાટણ પાધર કર્યું હોત દુશ્મનની દુર્દશાનો લાભ એણે લીધો નહિ-મંત્રી મંડળ મળી માનભરી મૈત્રી માગી

" પાટણે દુશ્મન રહેવું જ પસંદ કર્યું પાટણ અને અવન્તી આખરે આથડયાં. પાટણનું શૌર્ય જીત્યું. વિધિની મરજી પાટણને જીતાડવાની હશે. મેં વિધિની ઇચ્છાને માન આપ્યું-પાટણની જીત સ્વીકારી-પાટણની મહત્તામા આશા રાખી, સિદ્ધરાજ મહારાજે મને માનથી રાખ્યો ને હું પાટણ આવ્યો-સોલંકીરાજની રાજસભામ તેમનું ચક્રવર્તીત્વ સ્વીકારીને પણ મુખ્ય માંડલિક તરિકે યોગ્ય માનથી બેસવા-સ્વતંત્ર રહેલા અવન્તીપતિ માટે એ સ્થિતિ કઠોરી છે, પણ મને પાટણની ઉદારતામાં શ્રદ્ધા હતી. આવું તે યુગે યુગે બનતું આવ્યું છે. જય પરાજયો થયા કરે છે-પણ પરા જીત છતાંયે મહારાજવિઓ માટે પિંજરા તો પાટણ જ ઘડાવી શકે પાટણની જનતા આગળ યશોવર્માનું પ્રદર્શન થશે-પાટણ હરખાઇ જશે-પણ જ્યારે પાટણ નહિ હોય-પાટણનું મહારાજ્ય નહિ હોય-પટ્ટણીઓએ નહિ હોય-ત્યારે ઇતિહાસ તો બોલશે કે પાટણે ગર્વમ અવન્તીપતિને પીંજરમાં પુર્યા-અનુદારતા બતાવી ગૌરવ ઝાંખુ કર્યું-પાટણને મિત્ર બનતાંય ન આવડયું-દાના દુશ્મન બનતાંય ન આવડયું. ગર્વીષ્ટ બનવાનું અને ગર્વમાંજ પોતાનો નાશ નોતરવાનું.. પાટણની સત્તા અમાપ લેખાશે-પાટણની મહત્તા શંકાશીલ રહેશે. ' ભાવિવેત્તાની છટાથી માલવપતિએ વિવરણ કર્યું.

" ધન્ય છે માલવપતિ ! આપની દૃષ્ટિ લાંબી છે. આપ મને શેખવો છો એક પાઠ-પાટણમાં શૌર્ય છે-બુદ્ધિ છે-ગૌરવ પુરતું નથી

તે કહેવાનો વખત નહિ આવે. મહામંત્રી ! પીંજર કાઢી નખાવો."
સિદ્ધરાજ મહારાજે આજ્ઞા કરી.

મહાઅમાત્ય અતિ માનથી અવન્તીનાથને સાંભળી રહ્યા હતા- એ બોલ્યા :-" હા મહારાજ ! એ પિંજરમાં તો મારે પુરાવું ઘટે છે. જે મંત્રી મહાબુદ્ધિશાળી હોવાનો દાવો કરે-અને છતાં ગૌરવ ને ગર્વનો ભેદ નહિ પારખવાની મૂર્ખતા કરે તેને પીંજરમાં પુરાઈ ફરવાની સજા થવી ઘટે છે. મહારાજ ! મને શિક્ષા કરો-હું ખુશીથી પીંજરમાં પુરાઈ ફરીશ- પાટણ પણ જોશે ને ભાવિ ઇતિહાસકાર નોંધશે એમાંથી ઉદ્‌ભવતો પાઠ-"

મહામંત્રી ગંભીર હતા. એમણે માલવપતિને પૂછી લીધું, " માલવપતિ ! એક શંકા રહી જાય છે. પીંજરમાં પુરાઈ આપ કેવી રીતે વિજયી બનત ? "

માલવપતિએ પાટણના તીવ્ર બુદ્ધિવાળા મંત્રીને હવે ઓળખ્યો. એમણે કહ્યું, " પૂછો છો તો એ પણ કહું. પિંજરમાં યશોવર્મા ફરત નહિ-તેનો મૃત દેહ ફરત. અને મંત્રીજી ! જે બુદ્ધિ ગર્વનું પિંજર તોડી શકે તે બુદ્ધિને વિશેષ પિંજરની જરૂર નથી. તમેય

સ્વારી ચડી, દુદુંભી ગડગડયાં, હર્ષનાદો થઈ રહ્યા, ઉત્સાહનો જુવાળ ચડયો. યશોવર્માનો હાથી સિદ્ધરાજ મહારાજના પડખે જ જરા પાછળ ચાલતો હતો.

દેવલોકમાંથી ઉતરી બે દેવો આવ્યા હોય તેમ તે શોભતા હતા. મુંજાળે સ્વારી દોડાવી અતિથિનો ઘટતો સત્કાર કરવાનું મૌને સુચવ્યું હતું.

સ્વારીમાં ગર્વના બદલે ગૌરવે સ્થાન લીધું હતું. ચકલે ચકલે અપાર માન તેમને મળતું હતું. કોઈ કવિતા ગાતું, કોઈ આશિષ દેતું, કોઈ અભિનંદન દેતું હતું. સ્વારી ધામધુમથી વધતી હતી-માન મેદની માપી જાય તેમ ન હતી-પાટણની જનતાના હર્ષની અવધિ જણાતી ન હતી-ભીડનો પાર નહોતો-એક ભવ્ય ઇમારત આગળ સિદ્ધરાજ મહારાજનો હાથી આવ્યો ને અટકયો ત્યાં મોટો મંડપ રચવામાં આવ્યો હતો.

એક તેજસ્વી જૈન સાધુ ઉપાશ્રય આગળ પાટલા ઉપર પોતાનું મોટું શિષ્યમંડળ લઈ ઉભો હતો. એની મુખમુદ્રાપર જ્ઞાનનાં તેજ હતાં-શાન્ત પ્રતિમા હતી. હાથ ઉંચો કરી સંસ્કૃતમાં તેણે રાજાને વધાવ્યો. રાજાનું ધ્યાન ગયું-યશોવર્માને પણ રસ લાગ્યો.

સાધુએ સ્પષ્ટ શુદ્ધ ઉચ્ચારથી શ્લોક ઉચ્ચાર્યો -

भूमिं कामगवि स्वगोमयरसैरासिंच रत्नाकरा
मुक्ता स्वस्तिकमातनुध्वमुडुपत्व पूर्णकुंभो भव
धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणा तोरणान्
या धत्त स्वकरैर्विजित्य जगति नन्वेति सिध्धाधिप.

ને આશિષ દીધા

સાધુએ ઉપરની પોતાની બનાવેલી કવિતામાં કહ્યું:

" સિદ્ધરાજ પૃથ્વી જીતીને આવે છે માટે અહો કામદુર્ગા, તમે તમારા ગોમય રસ વડે ધરતીનું સિંચન કરો, અહો સમુદ્ર ! તમે મોતીના સ્વસ્તિક પુરો, અહો ચંદ્ર ! તમે તમારા પૂર્ણ તેજથી પ્રકાશ કરો, અહો દિગપાળ ! તમે તમારી સુંદોવતી કલ્પતરૂનાં પાંદડાંનું તોરણ ધારણ કરો—"

યશોવર્માને જૈન સાધુ મહાતેજસ્વી ને વિદ્વાન લાગ્યો. સિદ્ધરાજ મહારાજ પણ સાધુ પ્રતિ જોઈ રહ્યા. આજુબાજુની જનતાએ સિદ્ધરાજ મહારાજની જયઘોષણા કરી–અને કોઈએ હેમસુરિ મહારાજની પણ જયઘોષણા ઉપાડી–જૈન મંડળે તે ઉપાડી લીધી.

મુંજાલ મહેતા પાછળ બેઠા હતા, તેમણે ઓળખાણ આપી–" હેમચંદ્રસુરિ મહારાજ મહાન્ જૈનાચાર્ય છે."

સિદ્ધરાજ મહારાજને ગુજરાતના ઇતિહાસમા પાછળથી મોટું સ્થાન લેનાર હેમચંદ્રસુરી મહારાજની પ્રથમ ઓળખાણ થઈ. પાટણે દીધેલા માનમા જૈનસુરીએ દીધેલું માન મહારાજને મન સૌથી મોટું લાગ્યું.

સાધુઓ પણ વિતરાગનું સ્મરણ કરવાનું છોડી વધાવવા આવે એ વિચાર ગર્વ કરાવે તેવો હતો. પરંતુ મહારાજના પડખે જ યશોવર્મા હતા, એમણે ગર્વને વધવા દીધો નહિ.

Vallabhjee Ramjee.

૫

# રાણક દેવડી

રા'ખેંગાર ત્રણ દિવસ માટે આખું જુનાગઢ જમાડતો હતો—ઢેઢ વાઘરી લોકોનેય રાજ્યનાં નોતરાં હતાં. રાજાની આજ્ઞા હતી કે ગામમાં કોઈ પોતાના ઘરનું જમે નહિ—ગામનો ધુમાડો બંધ હતો.

રાજના માણસો સૌને આમંત્રણ દેવા ફરતા હતા ગામબહાર કોઈનો પડાવ હતો ત્યાં પણ તે આવ્યા. પાટણના વાઘરીઓ પાટણનાં પ્રખ્યાત માટીના કલાવાન વાસણો ને રમકડા વેચવા આવ્યા હતા. એમણે કામચલાઉ ઝુંપડા બાંધી પડાવ નાખ્યો હતો. પાટણના કુંભારો માટીમાથી કલા ઉપજાવતા. તે કુંજા બનાવતા, પુષ્પપાત્રો બનાવતા, કળશો બનાવતા, ઝારીઓ બનાવતા, ઉપયોગનાં વાસણ બનાવતા—હાથી, ઘોડા, સિંહ, કુતરા—નાનાં મોટાં શોભાનાં એવાં પુતળા બનાવતા કે જાણે કાગા આરસમાથી કોતરી કાઢ્યા ન હોય ! પાટણની માટીની કલા સારાએ મુલકમા મશહુર હતી. પાટણના વાઘરીઓ દેશ પરદેશ ફરી પાટણની માટીની કલા વેચી મોટો નફો કરતા હતા. કેટલાય દિવસથી તે સોરઠમાં રખડતા હતા. છેવટ રા'ના જુનાગઢમાં આવી પહોચ્યા હતા. જુનાગઢની પ્રજા મોંમાગ્યાં

મૂલ આપશે તેવી તેમને આશા હતી. રાજના માણસે આવી કહ્યું કે રાજનું નોતરું છે, ત્રણ દિવસ સુધી રા'ના રસોડે સૌને જમવાનું છે.

" બાપા ! રા'ના ઘેર શાનું ટાણું છે ?" વાઘરીઓએ પૂછ્યું.

" ખબર નથી ? સધરા જેસંગને વરદાયેલી રાણક દેવડીને રા'ખેંગાર ઉપાડી લાવ્યા અને પરણ્યા, એનો ઉત્સવ છે. તમેય લહેર કરો. ખબરદાર ! જો કોઈ જમવા આવતાં ચુક્યું તો. " કહી રાજસેવક ચાલ્યો ગયો—એને હજુ ઘણું કામ હતું.

વાઘરીઓ સજડ થઈ ગયા. ઘણાખરા જુવાન હતા, તેમની વચમાં એક બુઢ્ઢો હતો. એની મુછો ને ભમરો ધોળી થઈ હતી—એની આંખો રાતી હતી—એના કપાળ પર કરચલીઓનું જુમ હતું—એણે માથે લાલ લુગડું વીંટ્યું હતું—શરીર ઉઘાડું હતું—ખભે શોભા પુરતો ખેસનો ટુકડો લટકતો હતો. સૌનો તે વડીલ હતો. તે નિચે બેસી ગયો.

" ખેંગારે ભુંડું કર્યું—હવે કંઈ ઉપાય ? " ડોસો બોલ્યો. બીજાઓ પણ વિચાર કરતા ગોળ વળી બેઠા.

" પાટણની લાજ લીધી—સધરા સોલંકીની લાજ લીધી—ગજબ થયો ભા ! ગજબ થયો !" ડોસાએ ફરીથી પેટની વરાળ કાઢી. એણે દલીલ કરી :

હવે જુનાગઢમાં નથી વેચવાં. એ જુનાગઢ હવે ગોઝારૂં થયું– એનાં અન્ન પાણી ઝેર થયાં–સોરઠનાં પાણી આ ઘડીથી હરામ થયાં."

બુઢ્ઢો લાગણીથી બોલી ઉઠયો. એનું નામ વીરો હતું. એની અટક સોલંકી હતી. રજપુતોની ગરવી અટકો ઠેઠ વાઘરીઓમાંય માલુમ પડે છે. એનું કારણ શોધવું મૂશ્કેલ છે. પાટણના વાઘરીઓમાં યે સોલંકી હતા, અને તે બાબતનો તેમને ગર્વ હતો. સધરા જેસંગ સોલંકીને વરવાયેલી રાણકને રા'ખેંગાર ઉપાડી ગયો તે જાણી સોલંકી વાઘરીઓને હાડોહાડ લાગી આવ્યું. વીરા સોલંકીએ સોલંકી રાજકર્તાઓના ઘણા અમલ જોયા હતા. ભીમદેવ મહારાજ ને કર્ણદેવના સમયના રંગો જોયા હતા. પુરાણા પાટણનો તેને ઘણો ગર્વ હતો. પાટણની માટીનાં રમકડાં વેચીને તે પૈસાદાર થયો હતો–એ બહુ રખડયો હતો. પાટણના રાજાઓ જેવા રાજા એણે જોયા કે સાંભળ્યા ન હતા. રા'નવઘણને ગઈ કાલે તો ઉભી પુંછડીએ ભગાડયો હતો–તેનો દીકરો ખેંગાર રાણકને ઉપાડી ગયો–પાટણનું નાક કાપી ગયો–ગજબ થયો. એ વિચારે શરીરમા જાણે માતા આવ્યાં હોય તેમ લગભગ સો વર્ષની ઉમ્મરે પહોંચેલા પણ સશક્ત વીરા વાઘરીનું શરીર કંપી ઉઠયું. એણે હુકમ બહાર પાડયો –" પાટણ તરફ ભાગો–ઝટ સધરા સોલંકીને ખબર દ્યો. " અને વાઘરીઓએ પોતાના કુબા ઉંચકી લીધા.

સાંજના વખતે રાજસેવક ત્યાં આવ્યો તે પહેલા તો તે કયાંય ચાલ્યા ગયા હતા. સોરઠની ભૂમિનાં અન્ન જળ તેમણે હરામ કર્યાં હતાં. ભૂખ્યા તરસ્યા હેરાન થતા સાત દિવસ ને રાત મજલ કરતા કરતા તે પાટણની હદમા આવી પહોચ્યા. થાકના માર્યા તેમણે વગડામા વીસામો કર્યો–અને ગુજરાતની ભૂમિમાં લાંઘણો તોડવા તેમણે જાળો નાખી, રોઝને આંતર્યું. રોઝ સપડાયું–પણ નજીક આવતાં ઘોડાઓના પગલાના અવાજે ભડકી ભાગી ગયું.

ચાર ઘોડેસ્વારો રૂવાબદાર ને રાજવંશી જેવા લાગતા નિકળ્યા. તે પ્રવાસે જતા હતા.

વીરા વાઘરીએ પૂછ્યું, " સાત સાત દહાડાની લાંઘણો છે. ઠેઠ જુનાગઢથી મજલ કરતા આવીએ છીએ, અમારાં રોઝ શું કરવા ભગાડયાં ? બાપુ ! અમે તમારું શું બગાડયું'તું ? "

ઘોડેસ્વારો અટકયા. એકે વીરા વાઘરીને ઓળખ્યો. ઘોડેસ્વારો સિદ્ધરાજના દસોંદી બારોટો હતા–એમણે પૂછ્યું ? " સાત સાત લાંઘણો કેમ કરો ? કારણ ? "

" માઠા ખબર દેવા દોડતા આવ્યા છીએ. આપણા રાજાની સવેલી કન્યા રા'ખેંગાર જબરાઈથી ઉપાડી ગયો ! "

" હેં–વીરા ! તું શું બોલે છે ? " ચારે બારોટો બોલી ઉઠયા. વીરાએ વાત કરી. બારોટોનાં મોં પડી ગયાં. વીરાને તેના ટેક માટે સોનામહોરો ઈનામમાં આપી બારોટો પાટણ તરફ પાછા ફર્યા. સિદ્ધરાજના મહેલે સીધા તેઓ ગયા. એમણે જ રાણકને શોધી કાઢી સગપણ કરાવ્યું હતું રાણકને લેવા ખાંડું ગયું હતું. સિદ્ધરાજ મહારાજ રાણક દેવડીની રાહ જોતા હતા. રાણકના પગલે કંકુ વેરાતું હતું–એ તો દેવી હતી. એ દેવીના પતિ થવા પાટણના સિદ્ધરાજ મહારાજ તલસતા હતા.

બારોટોએ આવી માઠા સમાચાર કહ્યા :

" મહારાજ ! ઉઠો–તૈયાર થાઓ. ઉંચો ગઢ ગિરનાર તોડી પાડો–રા'ને રોળી રાણક લ્યો. રાણક શોધીને અમે વેશવાળ બાંધ્યાં–ખેંગાર વાટ પાડી તેને ઉપાડી ગયો. ગજબ થયો–ગજબ થયો ! હવે તો સોરઠ ને દેવડી બેય જીતો ! પાટણના બારોટે જેનાં સગપણ સાંધ્યાં તે રા'એ તોડયાં–એને હવે ઝંપ નહોય–

એ રા'ને સુખે સુવાનુંય ન હોય. શુરા સિદ્ધરાજ જેસંગ ! રાણક જતે પાટણની લાજ ગઈ–સોલંકીની આબરૂ ગઈ–તારી સેના સજાવ ને રાણક પાછી મેળવ ! મારા રાજ ! નહિતર જગત આખું હસશે–સોલંકીકુળ લજવાશે. લાજના માર્યા વાઘરીએ પાટણ પાછા આવ્યા ને શુરો જેસંગ શું બેસી રહેશે ?" નિરાશા ટાળવા તીખા પણ પાકા બારોટોએ સિદ્ધરાજનું લોહી ઉકળાવ્યું. વાઘરીઓની વાત કરી–સમાચાર સાંભળી–પાટણપતિનું લોહી પહેલાં તો ઉડી ગયું–પછી લોહી ભરાઈ આવ્યું–એમની આંખોમાંથી ક્રોધ-જવાળા ભભુકી.

સૌ કહેતું એમણે બાંબરો જીત્યો હતો–બાબરામાં રા'ના ગઢને પાડવાનું સામર્થ્ય શું નહતું ?–પાટણનું સૈન્ય શું નાનું હતું ?

*    *    *

સિદ્ધરાજ મહારાજની અતુલ સેના સોરઠ તરફ ચાલી–બાબરો તેમના હુકમને આધીન હતો. એણે માર્ગમાં જાણે ચમત્કારીક રીતે ઉત્પન્ન થતાં હોય તેમ તળાવો બંધાવ્યાં–કિલ્લાઓ બંધાવ્યા–વાવો ગોડાવી–સુકા સોરઠને જળભર્યો કરતો–ગઢો બાંધી સરહદો મજબુત કરતો–સોલંકી સિદ્ધરાજ ધુંવાપુંવા થતો જુનાગઢ પહોંચ્યો–વામનાસ્થળીમાં તેણે પડાવ નાખ્યો. રા'ના ગઢને ઘેરી પટ્ટણી સૈન્યના તંબુ ઠોકાયા.

ઉંચા ગઢને પાડવો હતો–ત્યાંથી રાણકને નિચે ઉતારવી હતી. રા'નો ગઢ અજીત મનાતો હતો. રા'ની બનેવી રાણક સતી મનાતી હતી.

રોજ રોજ ધીંગાણાં થતાં. સોરઠીઓને પાછા હઠાવી પટ્ટણીઓ આગળ ધપવા મથતા–રોજ રોજ સેંકડો સૈનિકો કપાઈ જતા હતા. મહિનાઓ વિત્યા–વર્ષો વિત્યાં. તંબુઓ ઉંચેથી વર્તાતા હતા–ગઢ પર ચડીને જોતી રાણક સધરાની સેના જોતી હતી–એ સેનાની

ઉપર ચઢવાની અશક્તિ માપતી હતી. રાણક રા'ને પ્રેરણા પાતી હતી—એની ધીરજ ટકાવતી હતી. એણે સાંભળ્યું કે માતા મીનળદેવી પણ સાથે આવ્યાં છે—પોતાના પુત્રને પાણી ચડાવે છે.

રાણક દેવડી સતી હતાં—ગરવાં હતાં—ગંભીર હતાં—પણ સ્રી હતાં. રાજમાતા આવ્યાં છે જાણી તેને ટીખળ કરવું સુઝ્યું. એણે સંદેશ મોકલ્યો ને પૂછાવ્યું :

" અમારા ગઢ હેઠ, કેણે તંબુ તાણીયા ?
સધરો મોટો શેઠ, બીજા વરતાઉ વાણીયા. "

કેટલોય સમય થયો પણ પાટણની સેના કંઈ કરી શકતી નહિ—ગઢ તેમનાથી લેવાય તેમ લાગતું નહતું. રાણકે પૂછાવ્યું કે તંબુ તાણી કોઈ વેપારી વાણીયા ગઢ નીચે પડયા જણાય છે—સધરો શેઠ હશે—નહિતર ગઢ લે નહિ ?

મીનળદેવી રાણકનો સંદેશો સાંભળી રાતાપીળાં થઈ ગયાં. ઉપર રહી રાણક અભિમાનમાં ભૂલી હતી. ગુજરાતની રાજમાતાએ જવાબ વાળ્યો—

" વાણીયાના વેપાર, જાતે દહાડે જાણશો;
મારશું રાખેંગાર, ઉતારશું રાણક દેવને. "

પ્રત્યુત્તર લઈ સંદેશવાહક પાછો ગયો—રાણકને તે કહ્યો ત્યારે રાખેંગાર પણ બેઠા હતા. પ્રત્યુત્તર સાંભળી ખેંગારથી બોલી જવાયું:

" દેવી ! ભૂલ કરી—મીનળદેવીને જગાડતાં—એ હવે નહિ છોડે."

" તમને ડર લાગે છે—મારા રા' ? " રાણકે ચમકી પૂછ્યું.

" ચુડાસમાઓએ ડર કદી ઓળખ્યો નથી. પણ દેવડી, સિદ્ધરાજ વખત બગાડતો હતો—ટકોર કરી જગાડવાની કયાં જરૂર હતી ? "

" સિંહોને જગાડીને જ જીતો ત્યારે જ હું તો વખાણું, રા' ! "

રા' સહેજ ફીક્કો પડી ગયો. દેવડી પ્રથમ આવી રથમાંથી ઉતરી ગઢમાં પેસવા જતાં તેને ઠેસ વાગી હતી—અપશુકન થયા હતા. દેવડી જ્યાં જાય તે રાજ્યનું નિકંદન જાય તેવી વહેમભરી માન્યતા પણ ચાલતી હતી. સિંહોને જગાડી જીતવાનું રા'માં શૌર્ય હતું—પણ સિંહોને જગાડવાની રાણકની ધગશ નાશને શું નોતરતી નહિ હોય ? એ વહેમી વિચાર આવ્યો ને રા' ફીક્કો પડી ગયો—જગદંબા સમી પોતાની સ્ત્રીને તે માનથી પણ છુપા ડરથી જોઈ રહ્યો.

દેવીઓના પતિ થવામાં સુખ હશે કે નહિ તે પ્રશ્ન વિચારવા જેવો છે. માણસને તો માનુષિક સહચાર જ ગમે છે. રા' દેવડીને પૂજતો—ચ્હાતો—પણ કદી કદી દેવડી અપાર્થિવ થઈ જતી. રા'નો રસિક અને આનંદી સ્વભાવ દબાઈ જતો—દેવડી વીરતા પ્રેરતી—પતિના સુખદુઃખમાં એકમન હતી—પણ તે દેવડી હતી : માણસની ગણતરીઓની તેને પરવા ન હતી.

રા' અડગ ને શુરવીર હતો—છતાં માણસ હતો. સિદ્ધરાજને તે ઓળખતો હતો—તેના બળને પીછાનતો હતો. રા'ને અને સૌને બાબરો તે ભૂત છે, રાક્ષસ છે કે ભીલનાયક છે તે કોયડો હતો. ચૂડાસમાનું રાજ હતું ન હતું થઈ જશે તે ખ્યાલે તે છાનું બ્હીતો હતો. માનભરી સમાધાનીનોય વિચાર તેને આવી ગયો હતો.

મીનળનો જવાબ અને રાણકનું વર્તન તે આશાઓને નષ્ટ કરતું હતું. ડરતાં ડરતાં તેણે શંકા ઉચ્ચારી :

" દેવડી ! આ જયસિંહ જુદો છે. બાબરોય તેને વશ છે. કીર્તિ ને વિજય હંમેશ તેની ધજાએ ફરકે છે—પાટણની સેનાની ગણતરી નથી, અને મીનળદેવી મહા આગ્રહી છે. તેમને તમે જગાડયાં—જયસિંહ હવે છાનો નહિ રહે ! હવે ખરો સંગ્રામ ખેલાશે. શું થશે ?

આ ઉંચો ગઢ ગિરનાર આખરે પડશે ! " રા'એ ગઢ તરફ કંઈક ચિંતાભરી નજર કરી.

" ગઢ પડશે- રા' રોળાશે–સોરઠ સોલંકીનો થશે–" ગઢ પર ઉતરતા અંધારાને માપતી રાણકનો અમાનુષિક સ્વર સંભળાયો– અંધકારમા ભાવિની લીપી વાંચતી હોય તેમ તે બોલી રહી.

રા' કાટથાડોળો સાંભળી રહ્યો. આજે તેની દેવડી તેની ન હતી– સ્વર લંબાયો :–

" રાણક ચિતાએ ચડશે–સોરઠાણીના સત યુગયુગ વખણાશે. "

રા'ને આવી જ બીક હતી–આ બધાથી એને–એના કુળને લાભ શો ? સોરઠના રાજવિના મને હિસાબ પૂછયો–ગઢ જાય–પોતે જાય–રાજ્ય જાય–સતીનાં સત વખણાય–એટલા માટે આ ભયંકર યુદ્ધો ! જગદંબાઓ આ માટે જ અવતરતી હશે !

દેવડીનો અપાર્થિવ અટકતો સ્વર લંબાયો–વાકય પુરૂં કર્યું :

" અને રાણકનો રા' અમર થશે. "

જાણે સ્વપ્નમાંથી જાગતી હોય તેમ રાણક ઝબકી રા' સામે તાકીને જોઈ રહી અને બોલી :

તયારી કરવા માંડી. આ તરફ મીનળદેવીએ જયસિંહને રાણકનો સંદેશ સંભળાવ્યો.

સોલંકી સિદ્ધરાજ તો મોટો શઠ ! રાણક સાક્ષાત્ દેવી હોય તોય શું ! મેણું તીર સમુ સોંસરવું નિકળી ગયું. સિદ્ધરાજ મહારાજે નિશ્ચય કર્યો-એમણે જાતે ગઢ જીતવાની યોજનાઓ કરવા માંડી-જાતે હલ્લાઓમાં આગળ પડવા માંડયા-આગળ ને આગળ ધેરો વધવા માંડયો અને આખરે અણધાર્યો માર્ગ જડી આવ્યો.

ખેંગારના ભાણેજ દેશળ, વીશળ પર રા'ની ઈતરાજી ઉતરી. રા'એ એમને ગઢ બહાર કાઢયા, ભાણેજોને પોતાને અન્યાય થતો ભાસ્યો–એ બેવફા બની ગયા. સિદ્ધરાજ મહારાજ પોતાને જુનાગઢનું રાજ આપે એ લાલચે તે ગઢ અપાવવા તૈયાર થયા.

ગઢના ગઢવીને દેશળે છેતર્યો-દગાથી પાટણનું સૈન્ય તેણે રાતના અંધારામાં છુપાતું અંદર ઘુસાડી દીધું. ગઢના દરવાજા તોડવાની મહેનત બચી ગઈ.

અજીત ગઢના દરવાજા પાટણના સૈન્યે ખોલી નાંખ્યા-સિદ્ધરાજ મહારાજ અને તેમના શુરવીર સામંતો–સેનાપતિઓ અને અગણિત પટ્ટણીઓએ ગઢમાં પેસી પ્રચણ્ડ યુદ્ધ જમાવ્યું.

રા'એ છેલ્લી ક્ષણ પારખી લીધી. સમશેર ખેંચી 'જય અંબે'ની ઘોષણા સાથે રણની વચમાં ધપ્યો.

પટ્ટણીઓના 'જય સોમનાથ' અને સોરઠીઓની 'જય અંબે'ની ઘોષણાઓથી સારૂં શહેર કંપી ઉઠયું. છેલ્લી રમત રમાતી હતી. રા'એ શત્રુઓનો ઘાણ વાળી નાખ્યો-જયસિંહ મહારાજે ઉછળી ઉછળી અસંખ્ય સોરઠીઓને કતલ કરી નાખ્યા. રા' ઘેરાઈ ગયો-બહુએ ઝઝુમ્યો-બહુએ લડયો-પણ આખરે પડયો-જયસિંહ સોલંકીએ છેલ્લો ઘા કરી તેને પૂરો કરી દીધો. એનું માથું સંભાળી રાખવાનો

હુકમ દઈ બાકીનો સંગ્રામ સૈનિકોને સોંપી લોહીથી ખરડાયેલા વિકાળ બની ગયેલા જયસિંહ મહારાજ ખાસ માણસો લઈ-દેશળને આગળ કરી-રણવાસ તરફ દોડયા. બન્ને ગઢ તેમને માથે જીતવા હતા-રા'ને તેમણે રોળ્યો હતો, રાણકને હવે નીચે ઉતારવી હતી.

દેશળે યુકિત કરી રણવાસના ઓરડા ઉઘડાવ્યા. એક ઓરડામાં રાણક બેઠી હતી-બે કુંવરો ઢોલીયા પર સુતા હતા. જેને માટે પોતે તલમતા હતા તેની પાસે જવા જેવા જયસિંહ મહારાજ સુઘડ ને સ્વચ્છ નહતા, પણ હાલ તે જુદીજ ધુનમાં હતા. એમની આંખો લોહી-તરસી હતી-એમનાં વસ્ત્રો લોહીથી બીનાં હતાં-એમનાં વાળ વિખરાયેલા હતા ને તેમની પ્રતાપશાલી મુખમુદ્રાને ભયંકર બનાવતા હતા. એમના સ્વરમાં વિજયનો નાદ હતો-એમના હાથમાં ભીષણ ખડગ હતું.

નાની પણ જવલંત મૂર્તિને તેમણે જોઈ-રાણક ઉભી થઈ ગઈ-વીજળી ઝબુકતી તેમને લાગી.

જયસિંહ મહારાજે હૃદયની વાત કરી નાખી: " રાણક ! સિદ્ધરાજની થઈ."

રાણક પાછી પડી-એણે શાન્તિથી જ ઉમેર્યું-

" રાણક તો રા'ની. "

" ગઢ પડયો-રા' રોળાયો-બધરો શેઠ જાતે તને લેવા આવ્યો છે-હવે નિચે ઉતરવું પડશે, દેવડી ! "

રાણકે સોલંકીને ઓળખ્યો. ક્ષણભર તે પાટણના પ્રખ્યાત સોલંકીની તેજવંત મૂર્તિને જોઈ રહી. સધરો આખરે જીત્યો ને રા'......

" હાય ! રા' રોળાયો ? " સતીના સ્વરમાં વેદના આવી.

" બીજું શું થાય ! સોલંકીની દેવડીને ઉઠાવી જનારનાં આયુ લાંબાં હોઈ શકે ખરાં ? દેવી ! તમે તો મારાં હતાં. "

" કદી નહિ." રાણકે ટુંકા જ જવાબ દીધો.

" ભુલી ગયાં દેવડી ! પાટણના મહારાણીપદે બીરાજવાનાં હતાં–પાટણ આવવાનાં હતાં–તૈયાર હતાં–માર્ગમાં લુંટાયાં–લુંટનારને મેં હણ્યો–પધારો–પાટણનું મહારાણીપદ હજી ખાલી છે. " સિદ્ધરાજ મહારાજે યાદ આપી.

" ગાંડા ન થાઓ, સોલંકીરાજ ! રાણક જડ વસ્તુ નથી કે લુંટનારા લુંટી શકે. રાણકે પાટણના મહારાણીપદ કરતાં રા'ના હૃદય પર બીરાજવું પસંદ કર્યું–અને જે પસંદ કર્યું તે જ તેને પસંદ રહેશે–રા' જીવતાં કે રા' મરતાં."

" રા'ના હૃદયમાંથી ચૈતન્ય ચાલી ગયું–દેવડી ! હવે સિદ્ધરાજના હૃદયં પર બીરાજો. "

" ભૂલ્યા પાટણપતિ ! ભૂલ્યા. રાણીપદો કે મહારાણીપદો બદલ્યાં બદલાય પણ હૃદયનાં સ્થાન તો અખંડ ને અડગ જ રહે. રા' નથી પણ રા'નો પ્રેમ જીવતો જ છે."

સિદ્ધરાજ મહારાજ શાન્ત દલીલ માટે તૈયાર ન હતા એ તો ભયંકર જુસ્સામાં હતા. છેલ્લી વિનવણી કરતા બોલ્યા :

" રા'ના પ્રેમને દાટી દો, દેવડી ! સિદ્ધરાજના હૃદયનો રસસાગર જુઓ—"

" અશક્ય છે, સિદ્ધરાજ ! ભ્રમણા છોડો—"

" સિદ્ધરાજને મન જગતમાં અશક્ય કંઈ નથી. રાણકદેવી ! ગરવો ગઢ ગિરનાર પડ્યો–રા' પડ્યો–તમે પણ દેવડી ! હસતાં હસતાં પધારો તેની ઉમેદ છે, નહિતર સોલંકીની સમશેર જગતમાં મશહુર છે." તલવારથી હૃદય શી રીતે જીતાતાં હશે તે પ્રશ્ન શાન્તિથી વિચારવા માટે સમય ન હતો. આવેશમાં સિદ્ધરાજે તલવાર હવામાં

વીંઝી. રાણક સમજી નહિ. કુંવરો ગરબડથી જાગી ઉઠયા હતા. તે માતાની પાછળ લપાયા હતા, પણ નાનો કુંવર બધું જોતો હતો. એ સમજ્યો સિદ્ધરાજ રાણકને–માતાને કાપી નાખતો હતો. નાના કુંવરે બુમ પાડી, " દુષ્ટ ! મારી માને મારે છે ? " નાના કુંવરે ખીજવાઈને ધુરકી કરીને હિમ્મતથી જરા આગળ આવ્યો.

સિદ્ધરાજ મહારાજે આ ધુરકી જોઈ–તે હસી પડયા.

" તારી માને કહેને કે પાટણ આવે–નહિ મારૂં. "

" નરાધમ ! છોકરાં માને બીજે જવાનું કહેશે ? એ સિંહનાં બાળકો છે–સંભાળજે ! તને ફાડી ખાશે. " રાણકે સંયમ ગુમાવ્યો. બાળકો પણ માતાના શબ્દો સાંભળી ઝનુની થયા. એકાએક નાનો કુંવર તેની તલવાર લઈ ગિરનો દીપડો કુદે તેમ કુદી પડયો–એ ઉછળ્યો.

સિદ્ધરાજ મહારાજ બેફામ હતા–હલ્લો અચાનક આવ્યો–તે હટયા નહિ. બાળકનો તેમને હિસાબ ન હતો–પણ કુદરતી સ્વરક્ષણની વૃત્તિથી તેમણે પોતાની ખુલ્લી તલવાર આડી ધરી–કુંવર તે પર કુદી પડયો. સિદ્ધરાજ મહારાજના ખભા પર તેની નાની તલવારનો ઘા થઈ ગયો. એમનું રૂપાળું મોં માંડ માંડ બચી ગયું. સિદ્ધરાજ મહારાજની તલવાર અનાયાસે ઉંચી થઈ ગઈ–કુંવર કપાઈ નીચે પડયો–ઓરડામાં લોહીની ધારા ચાલી.

" રાણક ! ના પાડી તો બીજો કુંવરે એ જ માર્ગે જશે– તારી ખાતર સિદ્ધરાજ સારોયે સોરઠ કતલ કરતાં નહિ અચકાય ! " સિદ્ધરાજ મહારાજે ટૂંકું પતાવવા વિચિત્ર અવાજ કર્યો.

રાક્ષસ જેવો ભયંકર આકૃતિવાળો બાબરો દાખલ થયો-મોટા કુંવરે ચીસ પાડી આંખો મીચી દીધી.

ઓરડામાં ભય વ્યાપી રહ્યો.

" રાણક દેવડી અને કુંવરને સંભાળથી ઉપાડી જા, વામનસ્થળીના મહેલમાં છાનાં રાખજે—"

અર્ધમૂર્છિત દશામાં રાણકે રાંનો મહેલ છોડયો. મોટો કુંવર બીકથી કાંઈ બોલી શકયો નહિ–તેણે આંખો મીંચી જ રાખી. બાબરાના ખ્યાલે તેનું નાનું હૃદય ધડકી ઉઠયું હતું.

પાટણનું મહારાણીપદ સતીત્વ કરતાં યે મોંઘું બન્યું જણાતું હતું. સોરઠ શરમાતો હતો. પાટણના સિદ્ધરાજને વરદાયેલી રાણક રા' ઉપાડી લાવ્યો ત્યારે ન્યાય અન્યાય નહિ જોતાં પાટણનું નાક કાપવા માટે રા'ને અભિનંદી સોરઠ હરખાતો હતો. હવે સિદ્ધરાજે વેર વાળી સોરઠને નમાવ્યો હતો-પોતાની દેવડીને પાછો લઈ જતો હતો ત્યારેય ન્યાય અન્યાય નહિ જોતાં સોરઠ હવે સિદ્ધરાજને નિન્દતો હતો અને કચવાતો હતો-પણ લાચાર હતો.

પરમ ભટ્ટાર્ક સિદ્ધરાજ મહારાજ સામે થવાની કોઈની તાકાત નહોતી-એના માર્ગમાં ફુલ વેરાતાં હતાં. સોરઠની સામાન્ય પ્રજા તો સિદ્ધરાજનાં વાવ તલાવોથી ખુશ ખુશ થઈ ગઈ હતી. બાબરાની અદ્ભુત વાતો તે ફરી ફરી કરતી હતી, છતાં રાણક માટે સોરઠ કચવાતો હતો.

સાંભળતાં તે ધાક દેતા હતા. માણેરા બાબરાના નામે કારમી ચીસ નાખતો હતો.

પુત્રનું દુઃખ માતાથી સહ્યું જતું ન હતું. ત્રાસતી ત્રાસતી તે પાટણ તરફ ડગલાં માંડતી હતી. માણેરાને તે પાણી ચડાવતી હતી. રોતા પુત્રને તે કહેતી–

" મા રે માણેરા, મા રે–કુળમાં કલંક લાગે છે. રા'ના દીકરા ! તું આવો પાકયો ? " એના હૃદયને એ વિચારે પરમ દુઃખ થતું હતું. માણેરો રા'નો દીકરો હતો–નાનો છતાં સોરઠના કોઈ વીર યોધા સામે તલવાર ફેરવી શકે તેવો હતો, પણ બાબરા ને સિદ્ધરાજ મહારાજના નામથી એ કંપતો હતો. રાણકને સુજતું ન હતું–માણેરો કંઠથી છુટતો ન હતો–હૃદયની મહા મુંઝવણમાં તે ડુબી હતી.

પાટણની વિજયી સેના સાથે તે ઘસડાતી હતી. એ સમજતી હતી, સોરઠ છોડીને તે જશે તો સોરઠનું મોં સદાકાળ માટે કાળું બની રહેશે. માર્ગે એણે પત્થરનાં હૃદયો પીગળાવી નાખે તેવા વિલાપ કર્યા–રા'નાં, ગઢનાં સ્મરણો સ્મરી સ્મરી તેણે હૈયાની વેદના કવિતા રૂપે બહાર કાઢી. ગિરનારને અદૃશ્ય થતો જોઈ તે કકળી ઉઠી–પોતે પાટણ તરફ જતી હતી તે પાટણ પર તેણે શાપ વર્ષાવ્યા–છતા તે જતી હતી પાટણપતિ સાથે–પાટણ તરફ. માણેરો બચે ને પોતે અજીત રહે તેવો ઉપાય શોધતી હતી.

વર્ધમાનપુરી આગળ પાટણની સેના થોભી. સિદ્ધરાજ મહારાજે ત્યાં નવો રાજગઢ બંધાવ્યો હતો. મહારાજના દર્શને ત્યાં રજવાડો એકઠો થયો. મહારાજ ધામધુમથી રાજગઢમાં પધાર્યા. નવા ગઢ ઉપર ચડી માતા મીનળદેવી સાથે રાણકે સોરઠ દેશને નિરખ્યો. ભોગાવો વહે જતો હતો. આ સોહામણો સોરઠ તજી તે જતી હતી–રા'ની રાણક પાટણ જતી હતી. સોરઠ એથી લજવાઈ મરશે–કદરૂપો બની જશે.

રાતે એણે નિશ્ચય કરી લીધો—જે નબળાઈ તેને ઘસડતી હતી તે તેણે ખંખેરી નાખી—માણેરા મરે તો ભલે મરે—તે સોરઠભૂમિની હદ ઓળંગશે નહિ.

બીજે દિવસે નિયમ મુજબ મહારાજ રાણકને મનાવવા આવ્યા. એ મહામુત્સદી ધીમે ધીમે રાણકને ઠસાવતો હતો કે બધા અનર્થનું મૂળ રાણક પોતે જ હતી. તેનાં રૂપ અને તેના ઉપરના સ્નેહે કરીને જ આ બધું બન્યું હતું. સિદ્ધરાજનો કશો દોષ નહતો. રાણકની ધૂન પણ બદલાતી નહિ.

રાણકે સિદ્ધરાજ આવતાં તુર્ત જ કહ્યું–ગમે તેવા દુશ્મનોય સહવાસથી નમ્ર બને છે—

" સિદ્ધરાજ! હવે હદ થઈ—મને મારા રા'નું માથું આપી દે—હું અહીં સતી થઈશ. "

" સતી! " સિદ્ધરાજ હસ્યો.

" હા—હું ભોગાવાકાંઠે ચિતાએ ચઢીશ. "

" કેમ! રહી રહી વિચાર આવ્યો? " સિદ્ધરાજના કટાક્ષથી રાણક પ્રજળી ઉઠી.

" પાટણના ક્રૂર રાજા! મોહમાં તને સત્ય સમજાતું નથી. રા' જતાં મારે જીવવાનું નહોય—જીવતી રહી બીજી લાગણીએ—"

" કયી? " પાટણપતિને આશા આવી.

" માણેરાનાં આંસુ મને ડસડે છે—ચુડાસમાનો વંશ રહે તો સારૂં, તેમ માનું હૃદય ઇચ્છે છે. "

" તો ભલે રહે—માણેરા મોટો થતાં હું જુનાગઢની ગાદી તેને આપીશ. " સિદ્ધરાજે લાલચ આપી.

" તો ઉદાર કહેવાશો. જરા વધુ ઉદાર બનો—મને ભોગાવા કાંઠે ચિતા ખડકાવી આપો. " રાણકે માગણી કરી.

" અરે વાહ ! માણેરા જીવે-જુનાગઢની ગાદીએ આવે તે ક્યારે બને ! એક જ સરતે-"

" વગર સરતે આપો તે ઉદારતા. તમારી સરત હું સમજું છું, પણ રાણક સોરઠની ભૂમિ છોડશે નહિ-સરત ઉચ્ચારશો નહિ. "

" જોઈશું ! માણેરાને પૂછીશું." સિદ્ધરાજ મહારાજને માણેરાની બીકની ખબર હતી.

" એ ભય પણ મેં જતો કર્યો છે. "

" સાચું ! " કંઈક તાજુબ થતા સિદ્ધરાજે પૂછ્યુ

" ખાત્રી કરો, માણેરા આ રહ્યો." રાણકે માણેરાને બોલાવ્યો. તેણે માણેરાને છેવટ સમજાવી નિડર બનાવ્યો હતો.

" માણેરા ! બેટા ! તારા બાપ પાછળ જા-હું યે ત્યાં જવાની છું. ડર મા ! "

માણેરાએ બહુ રૂદન કર્યું હતું-તે પણ માતાની વેદના સમજી દઢ બન્યો હતો. શિર ઝુકાવી સિદ્ધરાજ આગળ ઉભો.

" સિદ્ધરાજ ! મારી લે-એક જ ઝટકે તું એની ડોક ઉડાવી દે-મારે માટે એ પણ જોવા નિર્માયું હોય તો તે ઝટ કરી લે. "

માણેરા રડયો નહિ-ડર્યો નહિ. ઝુકેલા શિર પર ઝાટકો મારવાનું સામર્થ્ય સોલંકીની તલવારમાં હતું નહિ. સિદ્ધરાજ મહારાજે જરાયે ગુસ્સો બતાવ્યો નહિ. તે ગંભીર બની, કંઈ હસીને બોલ્યાઃ

" ના, ના, દેવડી ! મને ક્રુર સમજે છો ! નાનેરા અકસ્માત મુઓ-મોટાને તો મારો કરી રાખીશ. "

" હું વિચાર કરીશ, દેવી ! " તેટલું જ કહી સિદ્ધરાજ મહારાજ જતા રહ્યા.

સિદ્ધરાજ મહારાજને પ્રશ્ન વિકટ થતો ભાસ્યો. બીજે દિવસે તેમણે આગળ પ્રયાણ કરવાનો હુકમ દીધો. ઢીલ કરવામાં તેમને જોખમ જણાયું. સોરઠની ભૂમિ જ કંઈક શાપીત હતી–એ ભૂમિ છોડયા વિના સલામતી ન હતી.

પ્રયાણ થતાં રાણકને લેવા માતા આવ્યાં. રાણકે પગલું ભર્યું નહિ–રાજમાતાએ પુત્રને મોકલ્યો.

સિદ્ધરાજ મહારાજ ડરાવવા આવ્યા–રાણક ડગી નહિ.

" રાણક ! પાલખીમાં બેસો છો કે નહિ ? " એમણે માણેરા સામું જોયું અને ભયંકર ગર્જના કરતા બોલ્યાઃ–

" બોલાવું બાબરાને–" માણેરો હવે બદલાયો હતો તે જાણ્યા છતાં તેના ડરવા ઉપર અને રાણકના માતૃપ્રેમ પર તેમણે મદાર બાંધી. માણેરો થથર્યો નહિ–રાણક ડગી નહિ–સિદ્ધરાજ મહારાજે ક્રુર પ્રયોગ આદર્યો–તેમણે વિચિત્ર અવાજ કર્યો.

રાક્ષસ ખડો થયો. તેને જોતાં માણેરો કંપ્યા વિના રહ્યો નહિ. રાણકના તેજથી ખેંચાતો હોય તેમ રાક્ષસ ઉભો.

" પકડ માણેરાને. "

પાકો નિશ્ચય છતાં માણેરો ડરી પાછો હઠયો–રાણકે તેને આગળ ધકેલ્યો.

" દાનવ ! પકડી લે–હું પણ એ જ કહું છું–એ વચમાં નડે છે." રાણકની આંખમાં ભયંકર તેજ હતું.

બાબરાએ માણેરાને ડોકથી પકડયો–માણેરાએ તીણી ચીસ નાખી. સિદ્ધરાજને આશા આવી.

" એની ડોક મરડાવું ? " રાક્ષસના સહવાસમાં રાક્ષસ બનતા

સિદ્ધરાજે સતીને ડરાવવા પ્રશ્ન કર્યો. રાણક જરાએ ડગી નહિ. તે બોલીઃ " વાહ ! સોલંકી ! " સિદ્ધરાજે બાબરા સામે નજર કરી. રાક્ષસે વગર સમજે માણેરાને ડોકથી પકડી અદ્ધર ઉંચો કર્યો—માણેરા તરફડયો.

જયસિંહ મહારાજ ફક્ત ડરાવવા માગતા હતા-પોતે રાક્ષસને બીજો હુકમ કરે તે પહેલાં ક્રુર રાક્ષસનાં આંગળાં સહેજ ડોક પર ભીંસાઈ ગયાં—માણેરાના ડોળા નિકળી ગયા—જીભ બહાર નિકળી ગઈ—તરફડાટ અટકી ગયો. સિદ્ધરાજ મહારાજ કમકમ્યા, તેમણે બુમ પાડી—" મૂકી દે. " પણ હવે તે મોડું હતું. બાબરાની ઝડપ રાક્ષસી જ હતી. ગંભીર ધેરા સાદે રાણકદેવી બોલીઃ " બસ, સિદ્ધરાજ ! હવે કંઈ બાકી છે ?—રાંનું માથું આપી દે, નહિતર શાપું છું. "

અંદર કંઈ ગરબડ ચાલે છે તે જાણતાં મીનળદેવી પાછાં આવ્યા. સિદ્ધરાજ ક્રુર પ્રયોગના પરિણામથી કંઈ ઝંખવાઈ ગયા હતા—રાક્ષસ અલોપ થઈ ગયો હતો—માણેરા નીચે પડયો હતો—એમાં જીવ હતો નહિ.

બીજે દિવસે ભોગાવાના કાંઠે માનવ મેદની જામી હતી–' જય અંબે'ની ધુમોથી કાન ફાટી જતા હતા–વાજીંત્રો શરણાઈઓ વાગી રહી હતી. બધે કંકુ ઉડતું હતું–સૌ સતીની આશિષ વાંચ્છતું હતું.

સુખડની ચિતા ખડકાઈ હતી–છુટા વાળ, કપાળે કંકુની આડ, દેહ પર ચુંદડી ને ખોળામાં રાંનું માથું લઈ રાણક ચિતાએ ચડી હતી.

મધ્યાન્હ પછીનો પ્રચણ્ડ સૂર્ય ધોમ તપતો હતો–તે પણ થંભીને પોતાના સઘળા તેજથી સોરઠના સતીને ધારી ધારી જોતો હતો.

સિદ્ધરાજ જયસિંહ નમતા શિરે નજીક ઉભો હતો–એ પણ સતીનાં સત જોતો હતો.

" સતી! સ્વયંભૂ અગ્નિ પ્રગટાવો !" હજીયે તે સતીને કસતો હતો.

રાણકે સૂર્ય સામે જોયું–હાથ જોડી અગ્નિની આરાધના કરી.

ચારે દિશાએથી ઉના ઉના બાળી નાખે તેવા વાયુ વાયા.

એ વાયુમાં જાણે અગ્નિની જ્વાળાઓ ભરી હતી. ચિતાને તે સ્પર્શે તે પહેલાં સતીએ કહ્યું–

" સિદ્ધરાજ ! રાણક પાછળની તારી ભાવના સાચી જ હોય તો રાંની સાથે ચિતામાં આવી બળ. આ ભવે રાંની રહી–આવતા ભવે તું મને પામીશ. " સતીએ સિદ્ધરાજની છેલ્લી કસોટી કરી. ક્ષણભર અચકાઈ સિદ્ધરાજ મહારાજે હાથ જોડયા–

"તો જીવતો રહે ને ભવ બહુ માણજે. મારા રા'ને હણ્યો તે માટે શાપતી નથી—પણ મારા પુત્રોને હણ્યા માટે શાપું છું કે તું અપુત્ર મરજે—"

સતીએ દષ્ટિ રા' તરફ વાળી લીધી—સિદ્ધરાજ જોઈ રહ્યો—એકાએક ફરીથી અગ્નિઝરતા પ્રચંડ વાયુ વાયા—અને જાણે સતીના પગના અંગુઠામાંથી પ્રગટતી હોય તેમ અગ્નિજ્વાલા ભભૂકી.

'જય અંબે' ને વાજીંત્રોના નાદે આકાશ ગાજી ઉઠ્યું.

ભોગાવા કાંઠે સોરઠની સતી જળી ગઈ—પાટણનો સિદ્ધરાજ સોલંકી ઉભો ઉભો જોઈ રહ્યો.

એની ભસ્મ પર સુંદર દેવાલય બાંધવાના હુકમો આપી તે પાટણ તરફ ચાલ્યો ગયો. તે સોરઠને જીતી ગયો હતો, પણ સોરઠને મન અતુલ હર્ષ હતો—કારણ સોરઠની સતી સોરઠમાં જ રહી હતી.

*

ભોગાવા કાંઠે હજીયે ઉના ઉના વાયુ વાય છે. ભોગાવાનાં જળ સુકાઈ ગયાં છે. ભોગાવાનો કિનારોય ફરી ગયો છે.

રાણકની દહેરી ઉભી છે. એના ઘુમ્મટની બાંધણી સુંદર છે—જોનારને આકર્ષે છે.

વઢવાણની પ્રજા સતીની માનતાઓ રાખે છે. રાજરાણીઓયે નિર્મિત દિવસે પૂજવા આવે છે. મધ્યકાલીન યુગની ભાવનાઓ જગાડતી એ દહેરીમાં રાણક બિરાજે છે.

એ દહેરી પર સોરઠના અપ્રતિમ શૌર્યની પ્રતિમા જેવા રા' ખેંગારના અને ગુજરાતના અપૂર્વ ગૌરવની મૂર્તિ જેવા સિદ્ધરાજ સોલંકીના અનન્ત પડછાયાઓ પથરાયેલા છે.



૬

# કલાજીવન

યાને

# હીરા ભાગોળ

રુદ્રમાળ પૂરો થયો અને એના ગગનચુંબી શિખરોએ સિદ્ધરાજની કીર્તિ ચોમેર પોકારી; પરંતુ સિદ્ધરાજનું હૃદય હસ્યું નહિ.

ખાતમુહૂર્ત વખતે જોષીએ ભાખેલી ભાવી વાણી એના મનમાંથી ખસતી નહિ. શતક બે શતકમાં તો રુદ્રમાળ તૂટશે એ વિચારે એને ઉંડી બેચેની રહેતી. રુદ્રમાળ જશે અને એનું નામ રાખનાર યોગ્ય સ્મારક નહિ રહે એમ એને થયા કરતું, તેથી કોઈ બીજું કલાનું સુંદર કામ બંધાવવાનું એણે નક્કી કર્યું હતું; અને હીરાધર નામનો એક કલાકર, જે રુદ્રમાળ બાંધનાર ગંગાધરનો ભત્રીજો થતો હતો તેને, એનું કોતરકામ જોઈ, નજરમાં રાખ્યો હતો.

એ અરસામાં ગુજરાતની દક્ષિણે લાટ પ્રદેશમાં યુદ્ધ શરૂ થયું અને સામ્રાજ્યની સત્તા બેસાડવા સિદ્ધરાજ જાતે સૈન્ય લઈ ગયો. એણે શત્રુઓને હરાવ્યા ને પોતાની હાક વગડાવી. વ્યવસ્થા કરી પાછા

ફરતાં એને જણાયું કે વડોદરાની પેલી પાર મજબુત કિલ્લાઓની જરૂર હતી, જે સરહદની રક્ષા કરવામાં કામ આવે. એણે વિચાર કરી દર્ભાવતી અને ઝીંઝુવાડા પસદ કર્યાં અને દેશ પરદેશથી કારીગરો તેડાવી દેવદત્ત નામના એક પ્રખ્યાત કલાકારને દર્ભાવતીનો કિલ્લો બાંધવાનું કામ સોંપ્યું. હીરાધર એને યાદ આવ્યો, એને પણ તેડાવ્યો અને દેવદત્તને ખાસ ભલામણ કરી, એના કોતરકામનો લાભ લેવાની આજ્ઞા કરી. સિદ્ધરાજે હસીને કહ્યું, " હીરાધર ! તારા પૂર્વજોએ તો પૃથ્વીપર દૈવીકલા ઉતારી છે, તારા હાથે તું એવું ઉપજાવ કે આ મૃત્યુલોકમાં અપૂર્વ ગણાય અને અમર થાય. કેમ બનશે ને ? "

" બનશે, મહારાજ ! " હીરાધરે શ્રદ્ધાથી હા પાડી. સિદ્ધરાજને શ્રદ્ધા ઉપજી. બનતી ત્વરાએ કામ થવું જોઈએ એટલું જ બોલ્યો.

સિદ્ધરાજ હુકમો આપી પાટણ ગયો. દર્ભાવતીનો કિલ્લો બંધાવા માંડયો. દેવદત્ત અને હીરાધરે મળી યોજના તૈયાર કરી. કોટ સહેજ લંબ ચતુષ્કોણ રાખવામાં આવ્યો. ચારે તરફ ચાર ભવ્ય દરવાજા રાખવામાં આવ્યા હતા. કોટની અંદર કોટ હતો અને દ્વારની અંદર અંતરદ્વાર રાખવામાં આવ્યાં હતાં. ખરી કલા અને સૌંદર્ય આ અંતરદ્વારો અને ગોખો ઉપર ખર્ચવાનાં હતાં. રાજઆજ્ઞાને માન આપી કામ ઝડપથી લેવાવા માંડયું. સંગીન શિલાઓથી કોટ ચણાવા માંડયો. એની પહોળાઈએ દંગ કરી નાંખે એવી હતી. અસંખ્ય માણસો કામ કરી રહ્યાં હતાં. આથી દર્ભાવતી એક ઉદ્યોગ અને ઉત્સાહની

બાજુએ એકદમ શ્વેત જણાતા ઉંચી જાતના પથ્થરો—મોટી શિલાઓ જુદી મૂકેલી જોવામાં આવતી હતી. એ શિલાઓ પર એક જ કારીગરનાં ટાંકણાં કામ કરવાનાં હતાં અને એ ટાંકણાંથી કોરાયેલી ભાગ્યશાળી કલાકૃતિઓથી પૂર્વ દરવાજો આખોયે બાંધવાનો હતો. સિદ્ધરાજને ખુશ કરી નાખવા કારીગર એનો જીવ નિર્જીવ જણાતા પથ્થરોમાં રેડવાનો હતો.

હીરાધર શરીરે મજબુત પણ કોમળ હતો. ઉમ્મર તો ત્રીસ પાંત્રીસની જ હતી—યુવાનીના એને અભિલાષ હતા. પ્રખ્યાત કાકાની તાલીમ લઈ એણે કોતરકળા જુજ વખતમાં જ હાથ કરી હતી. એ ૩૫ ઘડતો ત્યારે જીવ જ મૂકવો બાકી રહેતો. ગુજરાતમાં એની જોડ જડવી મુશ્કેલ હતી. સૌ કોઈ એની હરીફાઈમાં ઉતરવા ના પાડતું. એ કોઈથી ગાંજ્યો જાય એવો નહતો, પણ એનામાં એક દોષ હતો. સંજોગોનું ખાસ દબાણ ન હોય ત્યારે કામ કરવા એ પ્રવૃત્ત થતો નહિ. પ્રમાદ એના ઉપર ચડી બેસતો અને કોઈ મોટી સુંવાળી શિલાપર ચટાઈ નાખી, બીજી શિલાનું ઓશીકું કરી, વૃક્ષની છાયામાં કલાની કલ્પનાઓ ઘડતો, કલાકોના કલાક એ બેસી રહેતો અથવા તો મન માથે કંઈક ઝીણું ઝીણું ગાતો ને પોતાના ગાયનની ધૂનમાં દુનિયાને ભૂલી જતો. એના પ્રમાદ અને વિચારોની પરંપરામાંથી જાગ્રત કરી શકે તેવી કોઈ ચીજ હોય તો તે સંગીત. એની પત્ની એ જાણતી હતી અને જ્યારે એના તરફ દુર્લક્ષ થતું ત્યારે અદૃશ્ય રહી સિતારપર અંગુલિ ફેરવી ગાતી એટલે કલાકાર એ શોધવા ઉઠતો. પાડોશમાં રહેતું આ કલાકારનું નાનું કુટુંબ સૌને પ્રિય થયું હતું પણ કંઈક વિચિત્ર લાગતું. એમના જીવનના સંસ્કાર તેઓ સમજી શકતાં નહિ.

મંડવામાં એના પ્રમાદને રોકનાર કોઈ હતું નહિ. કેટલાક મંદિરો કામ શરૂ થયે પડી ગયાં છે. બીજા દરવાજાના પથ્થરો એક

પછી એક તૈયાર થતા જાય છે, જ્યારે હીરાધરના પથ્થરો હજી સલામત અખંડ પડયા છે. એક મોટા લીમડા નીચે શિલા પર પથારી કરી હંમેશની માફક વિચારમાં ગરકાવ થઈ ગયેલો તે એક દિવસ નમતા પહોરે બેઠો છે. સામે થતી ટાંકણાંની કીટકીટ એના કર્ણને સ્પર્શ કરી શકતી નથી. એવામાં દેવદત્ત કામ જોવા નિમિત્તે આવી પહોંચ્યા.

દેવદત્ત એક વયોવૃદ્ધ દક્ષ શિલ્પકાર હતા. કિલ્લાઓ બાંધવાનો એમનો ખાસ અનુભવ હતો. એમણે દક્ષિણમાં ઘણા વર્ષો ગાળ્યાં હતાં. કેટલાયે મજબુત હેરત પમાડે તેવા કિલ્લાઓ એમણે બાંધ્યા હતા. અમને પોતાની શક્તિનો જરા ગર્વ હતો. યુવાનો તરફ એમની મહાનુભૂતિ હતી. એનું કારણ એ હતું કે એમનો આશાજનક પુત્ર ત્રીસ બત્રીસ વર્ષની ઉમ્મરે મૃત્યુ પામ્યો હતો અને પરિણામે એ ઉમ્મરના બધા યુવાનો આ વૃદ્ધ પુરુષની પ્રીતિનું પાત્ર થતા. હીરાધર તેથી જ કંઈ પણ દખલ વિના પોતાનું કામ કરી શકતો હતો.

દેવદત્તે હીરાધરને છેટેથી જોયો, હસ્યા અને સીધા જ માંડવામા દાખલ થયા. કામ કરનારાઓના હાથમાં નવું બળ આવ્યુ. ટાંકણાંનો અવાજ વધી પડયો. દેવદત્તે અહીં તહીં ફરી જોયું, સંતોષ પામ્યા અને બાજુમાંથી બહાર નિકળતા પેલા શ્વેત પથ્થરો દીઠા. " કેમ આ બધા એક તરફ ગોઠવ્યા છે ? " એણે એક કારીગરને પુછ્યુ

" એ હીરાધરજીના હાથે કોરાવાના છે, દાદા ! " કારીગરે જવાબ આપ્યો.

" ક્યારે કોરશે ? હજી શરૂ નથી કર્યું ? "

કારીગર કંઈ બોલ્યો નહિ. દેવદત્ત હીરાધર તરફ ગયો. હીરાધરે દેવદત્તને દેખ્યા ને કંઈક આશ્ચર્ય પામતો વિનયથી ઉભો થયો.

" પધારો. " એણે આસન આપ્યું.

" હીરાધર ! કામ તો ઠીક લેવાય છે. ગોખ નીચેનાં કમળ મને બહુ ગમ્યાં." દેવદત્તે સંતોષ જાહેર કર્યો. હીરાધરને ઠીક લાગ્યું.

" હીરાધર ! પેલા પથ્થરોનું શું ધાર્યું છે ? " એણે આંગળાથી બતાવ્યા.

" ખરૂં કામ તો એ ઉપર કરવું છે, દેવ ! "

" એમ કે ? "

" હા ! પૂર્વદ્વાર મારે હાથે કોરવા મારૂં છું–અખોવે. "

" કેટલાં વર્ષ લેશો ? "

" કેટલાં વર્ષ કેમ ? દેવ ! મહારાજ પધારે તે પહેલાં તૈયાર થવો જોઇએ. "

" તો તો તમારે કામ શરૂ કરવું જોઈએ. રાજાજી તો ધાર્યા કરતાં વહેલાએ આવે–પોતે બહુ ઇન્તેજાર છે. "

" કરીશ, દેવ ! વહેલા આવે તેમ લાગશે તો વહેલું પુરૂં કરીશ."

" પણ ક્યારે ? હીરાધર ! આ કરતાં કેટલો વખત જોઈએ એનો વિચાર કરવો જોઈએ. મહારાજ આવે ને તમારૂં ઠેકાણું ન હોય તો કેવું ખરાબ લાગે ? રાજા, વાજાં ને વાંદરાં એમનો વિશ્વાસ નહિ. આળસ કરવી એ ઠીક ન કહેવાય. "

" વિચારમાં છું, દેવ ! "

" વિચાર તે કેટલા ? "

" હજી હું કોતરણી વિચારમાં પૂરી કરી નથી રહ્યો. "

" અરે ! તમે તો ગાંડા છો. ખરા કારીગરને તે વિચાર શાના ? ઓજાર હાથમાં લે ને કલા ઘડાવા માંડે. સાચો લેખક જેમ કલમ હાથમાં લે ને સાહિત્ય ઝરી ચાલે તેમ. "

" સાચું, પણ વિચારવાની તૈયારી હોવી જોઈએ—કાર્ય વિચારમાંથી પ્રગટે, કલાને પ્રેરણા પ્રેરે, પણ કલ્પના હોવી જોઈએ, દેવ ! "

પછી દેવદત્તે વડીલપણાના દાવે હીરાધરને પ્રમાદ દૂર કરવાની સલાહ આપી. તે ગંભીર થઈ બોલ્યા, " હીરાધર ! મેં ઘણા કલાકરો જોયા છે. જ્યાં જ્યાં મેં ખરું તેજ જોયું છે ત્યાં ત્યાં સાથે સાથે એક અનિવાર્ય દોષ જોયો છે. જેના હાથ પર સિદ્ધિ બેઠી છે એના શરીરમાં પ્રમાદનું રાજ્ય જોયું છે, પ્રબળ બુદ્ધિ અને અસાધારણ જન્મસિદ્ધ શક્તિ ને અતિ આળસ અને બેપરવાઈ સાથે રહેવા જ જાણે નિર્માયાં હોય એમ મને જણાયું છે. મારો શિવદત્ત–તમારી જ ઉમ્મરનો હતો. એટલો બુદ્ધિશાળી–એવો સમર્થ પણ એવો જ આળસુ ! તમે પણ એવા જ છો હીરાધર ! બીજાયે મેં ઘણા દાખલા જોયા છે."

શિવદત્ત યાદ આવતાં ડોસાની આંખ સજળ બની. સહેજ અટકી એ બોલ્યો: " હીરાધર ! મારે ઘેર આવજો–મારા શિવદત્તનું કામ બતાવીશ–તમે જોજો તો ખરા, કલાકર શું કરી શકે છે. કામ અધુરું જ રહ્યું પણ..." દેવદત્ત આગળ બોલી શકયો નહિ.

હીરાધરને દેવદત્તની વાતમાં રસ પડયો અને દયાએ ઉપજી. " આવીશ ! દેવ–જરૂર આવીશ–શિવ ! શિવ ! જુવાનીમાં જ દેવલોક થયા ? "

" હા, ભાઈ ! અલ્પાયુ એ આળસની માફક ચતુર માણસને નશીબે લખાયું જ હોય છે ને ? "

" એમ તો શું દેવ ! આપ ક્યાં જેવા તેવા કલાકર છો. આપને ભીત્તેર પૂરાં થયાં હશે—અને એ ઉમ્મરમાં કેટલું કેટલુયે માપ્યું હશે જેનો ખ્યાલે અમને ન આવે. "

પછી તો દેવદત્તે પોતાના ભૂત જીવનનાં પ્રકરણ ઉકેલ્યાં–યુવાન કારીગર સાંભળી રહ્યો. એને ઘણું જાણવાનું મળ્યું–એનું હૃદયે ભીનું બન્યું. સંધ્યા થતાં સૌ વેરાયા. દેવદત્તે જૂદા પડતાં કહ્યું, " હીરાધર ! આવજે, હેં. શિવદત્તની કારીગરી તો જોજે. અને ચેતવું છું–પેલા પથ્થરો હવે ત્યાં પડી ન રહેવા જોઈએ–નહિતર પસ્તાઈશ. "

હીરાધર ઘેર ગયો. આજે તે વિચારમાં હતો. રોજની માફક ઘર તરફ વળતાં જે ત્વરા ને આનંદ એનામાં જણાતાં તે આજે જરા દબાયેલાં હતાં. એની પત્ની સુઘના, બાળક વિદ્યાધરને રમાડતી, રાહ જોતી ઉભી હતી. એની ચાર વર્ષની બાળકી કેતકી એને દેખી દોડતી આવી અને જાણે ખાસ વાત કહેવાની હોય તેમ એને વળગી બોલીઃ

" બાપુ ! મારે તમારૂં કામ છે ? "

" શું ? "

" મારી રાણી માટે પાલખી જોઈએ છે તે બનાવી આપો. " કેતકી માટે હીરાધરે એક નાની પુતળી બનાવી હતી જેને એ નવાં વસ્ત્રો પહેરાવી રમાડતી. આજ બપોરે વિચાર આવતાં એને પાલખીમાં બેસાડી ફેરવવાનું મન થયું હતું અને તેથી રાહ જોઈ બેઠી હતી. હીરાધર આળસુ હતો પણ બાળકો તાકીદ કરી એની પાસેથી કામ લેતાં. કેતકીને તેથી શ્રદ્ધા જ હતી.

" ના—નહિ ચાલે. " કેતકી એમ માને તેવી નહોતી તેણે આગ્રહથી કહ્યું.

" મારે બહુ કામ છે જો કેતકી ! હું કહું છું મારે કામ છે." કેતકી હાથ ઝાલી એને અટકાવી ઉભી હતી તેને દૂર કરી આગળ ચાલવા માંડયો.

કેતકી વળી બોલી· " બાપુ ! કયાં કામ છે ? હું કાલે જ માડવે આવી હતી. તમે તો પેલા લીમડા નીચે બેઠી રહ્યા હતા ને કહેતા હતા કે પવન મારો આવે છે.—બાપુ ! તમારે કયાં કામ છે તે વળી ? મારે પાધખી જોઈએ ! " કેતકી રીસાવા માંડી. કેતકીના શબ્દોથી હીરાધરને ચમક લાગી. નાની બાળકી પણ સમજી ગઈ કે એ બેસી રહેતો હતો. એ હસ્યો ને બોલ્યો, " જો કાલે આવજે માડવે ને જોજે કે હું બેસી રહ્યો છું ? " સુધનાને આજ પતિમાં કંઈક ફેરફાર થયો લાગ્યો. એણે મૃદુ સ્વરે પૂછ્યું, " કંઈ બહુ થાકયા છો ? " પ્રશ્ન ભોળાભાવે પૂછાયો હતો—પણ પતિ વધારે ચમકયો.

" હા, બહુ થાકયો છું—બેઠી બેસી થાકી ગયો. તું પણ પક્કી ઠીક ટાણો મારે છે ! "

" ના, ના, મારા સમ મને ખબર નથી. તમારે શું કામ કરવાનું નથી હોતું ? " હીરાધરને આજ વાત કરવી ગમી નહિ.

એણે કહ્યું: " મને જમવા આપો—મારે દેવદત્તજીને ઘેર જવું છે "

" હવે તો સવારે જ જઈશ." એણે વિચાર માંડી વાળ્યો.

સુધનાએ પછી કળે કળે બધી વાત કાઢી લીધી અને હેતથી પતિને પગે હાથ મૂકી બોલી· " જુઓ, ખોટું તો નહિ લગાડોને-મને તો દેવદત્તજીનું કહેવું વ્યાજબી લાગે છે. રાજાજીનું ધાન ખાઈએ અને કામ ન કરીએ તો પ્રભુના ગુન્હેગાર થઈએ. અને આમ, થાય છે-થાય છે ત્યા વખતસર પૂર્વદ્વાર પૂરો ન થયો તો ફજેતી તમારી થાય, બીજાને શું ? એટલે તમને કોણ ખરું કહે ? માટે જો મારું માનતા હો તો કાલથી શરૂ કરો-ગમે તો થોડું થોડું. પછી રાત દિવસ દબાણને લીધે કામમા ડુબી જશો ને મારી સાથે વાતે નહિ કરો. એ મારાથી સહન નહિ થાય-હું તમને ખરું કહું છું. મારી અવગણના કરી પથ્થરની પૂતળીમાં એકચિત્ત થઈ જાઓ છો એ મને નથી ગમતું. " હીરાધરને ગળે વાત ઉતરી-એ હસ્યો. એનો નિશ્ચય થઈ ગયો અને નિશ્ચય થતાં શાન્તિથી ઉંઘી ગયો.

બીજે દિવસે પ્રભાતે વ્હેલો તૈયાર થઈ દેવદત્તને ઘેર ગયો. દેવદત્તે મંભાળથી ઢાંકી રાખેલી પુત્રની કલાકૃતિ બતાવી. શિવદત્તે એક ગુલાબી રંગના પથ્થરમાંથી ગુલાબનો છોડ કોરી કાઢવાનું શરૂ કર્યું હતું. અર્ધા ઉપર છોડ કોરાઈ ગયો હતો. ચડ-ડાળીઓ-ડાંખળીઓ પર્ણો-કળીઓ-પુષ્પો આબેહુબ જેવાં કુદરતમાં માલમ પડે છે તેવાં પથ્થરમાથી ઉત્પન્ન કર્યાં હતાં. બાજુમાં એક અતિ લાવણ્યવતી મધુર સ્મિત કરતી બાળા છાબ સાથે પુષ્પ ચુંટતી ઉભી રાખી હતી-જાણે સજીવ હોય. અત્યારે આ કલ્પવું એ અતિશયોક્તિ ભરેલું લાગે છે, પણ શિવદત્તે અખૂટ ધીરજથી તે સાધ્યું હતું. છોડ અધૂરો હતો પણ જે થયું હતું તે કલાકરની અપૂર્વ શક્તિ ને ધીરજ સાબીત કરવા પૂરતુ હતું. હીરાધર તો પ્રથમ હેબક જ ખાઈ ગયો. પથ્થરમાંથી આવી છૂટી છૂટી ડાળીઓ ને પર્ણો-શી રીતે ઘડાયુ હશે.

તે સમજી પણ શકયો નહિ. એણે બારીક દૃષ્ટિથી જોયું. કામ ખચિત ટાંકણાથી જ કોરેલું હતું–યુકિત કે જાદુ ન હતું. એના દિલમાં 'કંઈ કંઈ થઈ ગયું–એની આંખમાં એક આંસુ આવ્યું. એ બોલ્યો, " દાદા ! દુનિયામાં શું નથી બનતું, એ કળવું એ મુશ્કેલ છે. આ શિવદત્ત જીવ્યા હોત તો શું ન કરી શકત ? આટલું કામ કરતાં એમણે કેટલો વખત લીધેલો ? અને આ ભાવનિતરતું સૌંદર્ય પ્રગટાવવાનો વિચાર એમને કયાંથી આવ્યો ? "

" એક વરસ, હીરાધર ! અને પ્રેરણા તો એક મીઠા પણ કરુણ પ્રસંગમાંથી તેને મળી એમ હું માનું છું. યુવાન હૃદયોનો પ્રેમ, રસિકતા ને સૌંદર્યનો અંત શું કરુણ જ હશે ! "

" બહુ વખત ન કહેવાય, દેવ ! આ કૃતિ તો વર્ષો સુધી મથતાંયે કોણ કરી શકે તેમ છે ? અરેરે ! ધાર્યું હોત તો ત્રીસ વર્ષમાંયે એ શું ન કરી શકત ? " હીરાધરને વખતની કિમ્મત સમજાવા લાગી. તેણે મીઠો કરુણ પ્રસંગ પૂછયો. દેવદત્તે દક્ષિણના સરદારની પુત્રીની– તેની પુષ્પો વિણનારી દેવની-શિવદત્ત સાથેની મૈત્રીની ને અકાળ મૃત્યુની વાત કહીને ઉમેર્યું,–" તેથી જ તને ટોકું છું, હીરાધર ! પ્રભુએ જે કંઈ આપ્યું હોય તેનો અને તેટલો સદુપયોગ આ જગતના હિતમાં કરી લેવો એનું નામ જીવનની સફળતા. માણસના અભિલાષ પર મૃત્યુનો ફટકો એકાએક કયારે પડે છે એ કોણ કહી શકે છે ? " દેવદત્તની આંખ વળી સજળ બની ગઈ. એ કંઈક યાદ આવતાં બોલ્યા, " હીરાધર ! આ અધુરી કૃતિનીયે કદર થાય છે. રાજામહારાજાઓ વિસ્મિત થઈ હજારો રૂપિયા આપી લેવા રાજી છે–હું નથી વેચતો. એ તો મારું શિવદત્તનું સંભારણું છે. હવે તો કોઈને બતાવતોયે નથી– ફકત કોઈ કારીગરના પુત્ર સિવાય કલાની ખરી કદર તો કલાકર જ કરી શકે. " હીરાધરે ફરી કૃતિ નિરખી લીધી–એના હૃદયમાં નવી

આવવા લાગ્યો. " અહાહા ! કેટલું અલૌકિક ! શું શોભા ! ધન્ય છે હીરાધર તારી કારીગરીને ! " સૌ કોઈને આ જ લાગણી હતી.

એવામાં પાટણપતિના રાજમ દેશ આવ્યા. સિદ્ધરાજ મહારાજ ફરી સ્વારીએ નીકળ્યા છે અને થોડા વખતમાં દર્ભવતીનો કિલ્લો તૈયાર થયેલો જોવા આવી પહોંચશે. એકાદ મહિનો બાકી હતો. હજી તો છેલ્લી અંતરદ્વારની મુખ્ય કમાન કોરાવી બાકી હતી. હીરાધરે બાંય ચડાવી બમણી ઝડપથી કામ કરવા માંડ્યું—એની કલાની પરિસીમા તો એને એમાં બતાવવી હતી.

સિદ્ધરાજ મહારાજના આગમનને આગલે દિવસે સંધ્યાકાળે એણે મહા મુસ્કેલીએ કમાન પૂરી કરી દ્વારપર ચડાવી. ભારતવર્ષમાં જેની જોડ ન મળે એવી અદ્ભુત દ્વારશોભા ખડી થઈ. દેવદત્તનું હૃદય હરખી ગયું. " શાબાસ ! હીરાધર ખૂબ કરી. મેં બહુયે કિલ્લા જોયા અને બાંધ્યા પણ આની તોલે નહિ. આ કિલ્લો મારૂં-તારૂં-નામ રાખશે-મારું જીવન સાર્થક થયું. "

બીજે દિવસે સિદ્ધરાજ ભવ્ય રસાલા સાથે ત્વરિત વેગે આવી પહોચ્યો. પાટણ દૂર હોવાથી લાચારીથી અત્યાર સુધી કુતુહલ વૃત્તિ તેણે રોકી રાખી હતી. દૂર દૂરથી એણે કિલ્લાના કાંગરા જોયા અને એ અધીરો બન્યો. મહાજનોએ, પ્રજાજનોએ અને દેવદત્ત વિગેરે રાજપુરુષોએ મહારાજાને ઘણાં ઘણા માન આપી સત્કાર્યા.

રાજાએ પ્રથમ કાર્ય કિલ્લો જોવાનું કર્યું. રાજાને આશ્ચર્યમાં નાખવા દેવદત્તે પૂર્વ દરવાજો છેલ્લો બતાવવાનું રાખ્યું-દક્ષિણ દરવાજેથી શરૂઆત કરી. રાજા એ બાંધણી જોઈ સંતોષ પામ્યો. પછી વડોદરા તરફનો દરવાજો જોયો. એ જ નમૂનો, કેટલીક કમાનો બાકી હતી. અહીં વિશેષતામાં રાજાએ બુરજો તપાસ્યા અને એની મજબુતાઈ જોઈ ખુશ થયો. મંડળ આગળ વધ્યું. રાજા ઘડીકમાં સુંદર શહેર તરફ

નજર ફેંકતો. ઘડીકમાં બહાર જંગલ નિરખતો, ઘડીકમાં દેવદત્ત અને મહાજનો સાથે આનંદમાં વાતો કરતો, ઘડીકમાં અટકી કિલ્લા વિષે કંઈક પૂછતો આગળ ચાલ્યો. પછી ઉત્તર તરફનો દરવાજો આવ્યો કોણ જાણે શાથી આ દરવાજાની યોજના સમાન છતાં વધારે મોહક લાગતી હતી. અંતર્દ્વારમા પૂતળીઓ ગોઠવવામાં આવી હતી જે મજીવ સૌંદર્યની પ્રતિમાઓ લાગતી રાજાની પ્રસન્નતા વધી પડી. " આ તરફ કયું શહેર આવ્યું ? " એણે પૂછ્યું.

" ચાંપાનેર, મહારાજ ! " દેવદત્તે જવાબ આપ્યો.

" ચાંપાનેર–એ તો કલાનું કેન્દ્રસ્થાન ! આ દ્વારમાં કલા વધારે ખીલે એ સ્વાભાવિક છે. " ચાંપાનેર યાદ આવતાં રાજાને હીરાધર સાંભર્યો. તેણે તુર્ત જ પૂછ્યું, " દેવદત્ત ! હીરાધર ક્યાં ? ભલું હશે તો એણે જ આ દ્વાર પર પક્ષપાત કર્યો હશે. " એ હસ્યો.

" આ શું ? આ દૂધ કરતાંયે વધારે ઉજાશ શી ? મધ્યાનના પ્રકાશને લીધે કે પત્થરની જાતજ જુદી હશે ? " રાજાએ સિંહદ્વાર જોયું, બહારનો ભવ્ય દ્વાર જોયો, અંતર ગર્ભ જોઈ વળ્યો, ગોખની ઝીણી કારીગરી તપાસી. ફુલો, વેલાઓ, પશુઓ, પક્ષીઓ, પ્રસંગચિત્રો સ્વચ્છ અને બારીકાઈથી એવાં આબેહુબ કોરેલાં કે ઉપરની રૂંવાટીએ જુદી જણાય. અને બધી યોજના એટલી સપ્રમાણ કે કલા મર્વ છાયેલી લાગે. રાજા સૌંદર્યના ઘેનમાં પરવશ બનવા લાગ્યો. આગ વધી સ્તંભો ને કુંભીયો જોઈ. ગોખ જોયા અને છેલ્લે પેલી કમા જોઈ. એ તો અવાક જ થઈ ગયો. કમાન તે કેવી ? ઉપર જાણે સા: મોતીની સેરો ઝુલતી હોય, કુદરતી વેલ વિંટાઈ ઢાંકી હોય, અ ઘરોકદાર એવી કે કવિની કલ્પનાએ કાવ્યરૂપ બની મૂર્તિરૂપ લી હોય. રાજા કેટલીક ક્ષણ તો ઘેનમા સ્તબ્ધ બની ગયો. પછી પોતા અંતરની ઉંડામાં ઉંડી અંતરવૃત્તિ મંતોષાઈ હોય તેમ અતિ પ્રસ મુખમુદ્રા કરી બોલ્યો, " દેવદત્ત ! ધન્ય છે. તમે મારી આજ્ઞાને સમજી પૂરતું માન આપ્યું છે. આ કોણે કોરી ? "

દેવદત્ત સાધારણ રીતે માન જતું કરતા નહિ પરંતુ આ પ્રસં હીરાધર ઉપરની મમતાથી સ્પષ્ટ બોલ્યા, " અમારી ફરજ બજાવી મહારાજ ! એ બધું માન હીરાધરને ઘટે છે."

" એકલા હાથે બધું ઉપજાવ્યું ? "

" હા, મહારાજ ! આપની ખાસ સૂચના હતી તેથી આપને પ્રસન્ન કરવા અલ્પ પ્રયત્ન કર્યો છે."

" અલ્પ પ્રયત્ન ! આથી વધારે સુંદર પ્રયત્ન કોણ કરી શકે તેમ છે ? " રાજાને ચોકસ થયું હતું કે આથી સુંદર કામ ક્યાંય થઈ શકવાનું નથી અને એનું નામ અનંત કાળના પથ્થર પર કોતરાઈ ચૂકયું હતું. હીરાધર કાંઈ બોલ્યો નહિ.

" હીરાધર ! આવી કમાનની જોડ શું હોઈ શકે ? "

" એ તો કેવી રીતે કહી શકાય મહારાજ ! પૃથ્વી વિશાળ છે– કેવાએ કલાકરો પડયા હશે. " હીરાધરને શિવદત્ત યાદ આવ્યો અને તેથી રાજા જે જવાબ માગતો હતો તે આપી શકયો નહિ. રાજાને આ વિનય ન ગમ્યો.

" પરંતુ હીરાધર ! મારી ખાત્રી છે કે આવી રચના તો કોઈની કલ્પનામાંયે આવી શકે નહિ. તેં તારો જીવ આ કમાનમાં રેડયો છે તે હું જોઈ શકું છું. આથી વધારે સુંદર હવે તું ઉપજાવી શકે જ નહિ. કારણ સંપૂર્ણ કલાકૃતિ કલાકર જીંદગીમાં એકજ વાર આપી શકે છે." હીરાધર ચૂપ જ રહ્યો, અને રાજા ફરી કમાન નિરખવામાં ગુંથાયો.

" હીરાધર ! આથી સુંદર કમાન તું બાંધી શકે ખરો ! "

હીરાધર આ પ્રશ્નથી સહેજ ખંચાયો. પણ કોઈ બોલાવતું હોય તેમ પ્રેરાઈ બોલ્યો, " કદાચ બાંધી શકું, મહારાજ ! વધારે પ્રબળ પ્રેરણા, વધારે અનુકૂળતા ને ચિત્તાગ્રતા ને પ્રસંગનું દબાણ કલા વધારે સુંદર બનાવી શકે. કલા ચૈતન્યમય છે. મહારાજ ! પ્રતિક્ષણે પ્રગતિ કરે છે અને કઈ ક્ષણે પ્રેરણા કેટલું ઉપજાવી શકે તે કોણ કહી શકે ! " હીરાધર બોલ્યો તો ખરો પણ રાજાના મુખપર છવાતાં વાદળથી ગભરાયો. અને રાજાના મુખપર ખચિત અજાયબી ઉપજાવે તેવું પરિવર્તન થયું હતું. એક ક્ષણ પહેલાં ખુશ થયેલો રાજા જાણે મહા સંકટમાં આવી ગયો હોય–જાણે પ્રિયમાં પ્રિય વસ્તુ ગુમાવવાની અણી પર હોય તેમ વ્યગ્ર બની કંઈક ક્રોધને વશ થતો હતો.

છે તે રાજા જોઈ ગયો અને તુર્ત જ ક્રોધ દબાવી ખડખડ હસી પડયો. મુત્સદીઓના સહવાસથી એ પણ પક્કો બન્યો હતો.

" શાબાસ છે, હીરાધર ! હું તો તારી પરીક્ષા કરતો હતો કે તું સત્ય બોલી શકે છે કે નહિ. તારી શક્તિ વધશે તો હું વધારે પ્રસંગ પાડીશ. આ અપૂર્વ દ્વાર જે તેં બાંધ્યું છે તે સિદ્ધદ્વાર તરીકે ઓળખાશે." એમ કહી સિદ્ધરાજે ફરી સંતોષ જાહેર કર્યો. દેવદત્તને બીજા દ્વારોએ પણ આવી જ કમાનો ચઢાવવાનું કહ્યું અને હીરાધર વગેરેને પોતે મુલાકાતે બોલાવશે એમ કહી ઉતારે ગયો. સિદ્ધરાજને નહિ સમજનારાઓએ એમ માન્યું કે હીરાધરનાં ભાગ્ય ઉઘડી ગયાં. ફક્ત દેવદત્તને છાની શંકા રહી ગઈ.

હીરાધર ઘેર આવ્યો ત્યારે સુધના આતુર બની રાહ જોતી હતી યુવાન હીરાધરને રાજાના છેલ્લા શબ્દોથી આશા ઉત્પન્ન થઈ હતી અને તેથી તે ઉત્સાહમાં હતો. સુધનાએ બધી વાત પૂછી લીધી. તે બોલી, " તમારે કહેવું હતું ને આથી સુંદર કમાન ન બની શકે–તમારે અપ્રસન્ન કરવાની શું જરૂર હતી ? "

હીરાધરને હસવું આવ્યું " વાહ ! દુનિયામાં બીજો કારીગર જ નહિ પડ્યો હોય ! અને હવે આખી જીંદગીમાં વધારે સુંદર હું બનાવી જ નહિ શકું ? જાણી જોઈને જુઠું બોલવું ? "

નહિ—છાંપડે ઉંઘો, પછી કહો કે આટલો વખત હોત તો આમ કરત ને તેમ કરત. આવી તક ક્યાં ફરી ફરી મળવાની હતી ? ઠીક, પણ હું ધારૂં છું રાજાજી તેડાવશે ને ? ”

હીરાધર હરયો. “ તેડાવશે—આજ રાતે જ તેડાવવાનું કહ્યું છે. પણ તું બોલી દે—રાજા કહે, માગી લ્યો તો શું માગવું ? બોલ, પછી વાંક કાઢીશ. ”

સુધના જવાબ આપે તે પહેલાં કેતકી જે સાંભળી રહી હતી તે બોલી,

“ બાપુ, મારી રાણી માટે એક સોનાનું ઘર માગી લેજો હોં ! ”
પતિપત્ની હસી પડયાં.

“ ને તારે માટે કેતુ ! ”

“ આખી મારી જ છે ને ? ”

દ્રવ્યની લાલસા ન હતી. પૂર્વદ્વાર બાંધનારને ભાવિ પ્રજા યાદ કરે એવી એની ઇચ્છા ખરી. એ બોલ્યો, " પૂર્વદ્વારને લોક સિદ્ધદ્વાર કહેશે, પણ એના બાંધનાર તરીકે તકતી ત્યાં મૂકવાનો મારો હક્ક નહિ ? શું રાજાજી એટલું ન કરી શકે ? "

સુધના પોતેયે ભાવનાશીલ હતી, અને ધન કરતાં પતિની કીર્તિથી વધારે રીઝતી. છતાં સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે હીરાધર પાસેથી ઉપરનો વિચાર પ્રગટ થતાં શાણી થઈ બોલી,

" વગર તકતીએ તમને કોણ ભૂલનાર છે ? લોક શું એવા તદ્દન અરસિક કલાવિહીન થઈ જશે ? અને એમ જ બને તો-વખત જ પલટાઈ જાય તો-બિચારી તકતીયે શું કરી શકવાની છે ? પરંતુ એ ચિન્તા શી ? રૂદ્રમાળને જોઈ સિદ્ધરાજ મહારાજ કરતાં ગંગાધર દાદાને લોકો કેવા યાદ કરે છે ! "

" પણ સુધના ! સ્મૃતિ તાજી છે-વર્ષો પછી કોણ જાણે એમનું નામે કોઈ જાણતું હશે કે નહિ તેની ખાત્રી શી ? સિદ્ધરાજ મહારાજને તો કવિઓ ને ઇતિહાસકારો ભૂલવા નહિ દે-કદાચ દર્ભાવતીના કિલ્લા માટેયે એમ બને-કોણે બંધાવ્યો તે ભાવિપ્રજા પૂછશે ને શોધશે-કોણે બાંધ્યો તેની દરકાર રહેશે કે ? "

પારિતોષિકની તૃષ્ણા શી ? પ્રાણુધર દાદાએ તો લાખોનાં જવાહીર પાછાં ઠેલેલાં" હીરાધરને પોતાના વંશની ખ્યાતી યાદ આવી. લાલસાનો અંશ એણે દિલમાંથી કાઢી નાંખ્યો અને વિશ્રાન્તિ લેવા પડયો. એને સુખદ વિચારો એક પછી એક આવી ગયા. એને એમજ થતું, કે સિદ્ધરાજ એને આગ્રહ કરી નવાજી જ નાખશે.

સિદ્ધરાજ મહારાજ આ જ વખતે કંઈ બીજા જ વિચાર કરી રહ્યા હતા. મુકામે જઈ એમણે ભોજન લીધું અને વિશ્રાન્તિ લેતાં વિચારે ચડયા. એમના મનમાં દારૂણ યુદ્ધ ચાલ્યું. પૂર્વદ્વારનું કામ જોઈ જેટલી ખુશાલી ઉપજી હતી તેટલીજ વ્યગ્રતા એમને હીરાધરના જવાબ-થી થઈ હતી. રૂદમાળ બંધાવ્યો–જોષી બોલ્યો–'તુટશે.' દર્ભવતીનો અપૂર્વ કિલ્લો પુરો થયો–બાંધનાર કહે છે, ' બંધાવનાર હોય તો એથીએ સુંદર બાંધી શકું ! ' બસ ગુજરાતના મહાન સમ્રાટનો અંતર મનોરથ અણપુરાયેલો જ રહેવાનો ? સિદ્ધરાજને આ વિચારે બહુ દુઃખ થયુ. તે હિરાધરના શબ્દોની આલોચના કરવા માંડયો. એને શું પ્રતિકૂળતા હતી ? વખત નહોતો ! દ્રવ્ય નહોતું ? સ્વતંત્રતા નહોતી ? શું ઉણપ હતી ? છતાં અપૂર્ણતા કેમ રાખી ! પાટણનો નરેશ તે બંધાવનાર તરિકે એની વિસાતમાં નહિ ? અહંશીલ રાજાને ક્રોધ ચડવા માંડયો. હીરાધરે એક અક્ષમ્ય અપરાધ કર્યો હોય તેમ ભાસવા લાગ્યું, અને અપરાધ લાગતાં શિક્ષાનો વિચાર સ્ફુર્યો. માનવ હૃદયમાં હંમેશ વસતા દાનવે તક જોઈ એકદમ ડોકીયું કર્યું અને સૂચવ્યું, " હીરાધર છે ત્યાં સુધી સિદ્ધરાજના યશને ભય છે. "

માનવ હૃદયનો સ્વભાવ છે કે એક વિચાર સારો યા નરસો મનમાં ઘર કરી બેઠો તેને હાંકી કાઢવો બહુ મુશ્કેલ પડે છે. વિચાર પ્રબળ બનતાં કાર્યમાં મૂકવાની તત્પરતા વધે છે. જેટલા પ્રમાણમાં સાધન અને શક્તિ માણસના હાથે તેટલા પ્રમાણમાં ત્વરાથી વિચાર

કાર્યમાં ઉતરે છે ને સુખદ યા દુઃખદ પરિણામ ઉદ્ભવે છે. મોટા મોટા પુરુષો ને સત્તાધારી માણસોએ વધારેમાં વધારે અવિચારી કૃત્યો કર્યાનું કારણ જ એ છે કે તેઓને પોતાના તરંગો અમલમાં મૂકવાની ઘણી અનુકૂળતા હોય છે. પાપી-ક્રૂર અને હલકા વિચારો વત્તાઓછા હરેક માનવ હૃદયને સંતાપે છે, પરંતુ એથી કંઈ હરેક માણસનાં કૃત્ય એવાં મલીન નથી હોતાં. પોતાના શત્રુને ઠાર કરવાની વૃત્તિ સહેજ સહેજમાં માણસને થઈ આવતી હશે, તેથી કંઈ શત્રુઓનાં ખૂન થઈ જતાં નથી; કારણ કે બીજી સત્તાઓ એને ડરાવે છે. ભયમાં એ રાહ જુએ છે અને વખત જતાં-આવેશ ઉતરતાં હૃદયનું ઉજળું તત્ત્વ પ્રબળ બની જાય છે-અવિચારી કૃત્ય અટકી જાય છે. આ પ્રમાણે કાર્યસિદ્ધિ માટેની અશક્તિ અને સાધનોનો અભાવ ઘણીવાર માણસને અનિષ્ટ કૃત્યોમાંથી બચાવે છે. એ અશક્તિ સત્કૃત્યો પણ નથી કરવા દેતી એ પણ સ્વીકારવું જોઈએ. સિદ્ધરાજની સ્થિતિ જુદી જ હતી.

કમનસીબે સિદ્ધરાજ એવો સર્વસત્તાશીલ હતો કે એણે જે ધાર્યું તે કરવાને અટકાવનાર જગતમાં બીજું કોઈ નહોતું-એને કોઈને પૂછવાની જરૂર નહોતી-એનો પડતો બોલ ઉઠાવી લેવા અસંખ્ય સેવકો હાજર હતા. એક ભયંકર વિચાર એના દિલમાં આવી વસ્યો-ઘોળાયો -ઘોળાયો-એક નાની વાદળી વધતી વધતી ઘનઘોર આચ્છાદાન બની આકાશ છાઈ નાખે તેમ એનું મનોકાશ ઘેરી નાંખ્યું. એમાંથી પ્રલયકારક મૂશળધાર વર્ષાદ વરસે-વિજળી ચમકે ને કાટકા જ થાય-બીજી શી આશા રાખી શકાય ?

સંધ્યાકાળનો દરબાર રાજાએ મુલ્તવી રાખ્યો.

*

અંધારી રાતના બાર વાગી ગયા હતા. પૂર્વ દ્વાર તરફ કંઈક ઝાંખો પ્રકાશ જણાતો હતો. જે કલા પર રાજા વારી ગયો હતો એ કલાકૃતિની નજીકના બુરજમાં અંદરની બાજુએ કંઈક ખોદાતું હતું.

મજુરો કામ કરી રહ્યા હતા. એ કડીયાઓ જેવા ઉભા હતા–બે મજબુત માણસો એક કાળા વસ્ત્રમાં વીંટેલી વ્યક્તિને પકડી ઉભા હતા. એક રાક્ષસ જેવો જણાતો માણસ સૌને સૂચનાઓ આપતો હતો. નવા ખૂરજના પત્થરો મહા મહેનતે ખમવા લાગ્યા અને આખું માણસ સમાય તેવું બાકોરૂં ખોદાયું. એ બાકોરૂં પેલી કાળાં વસ્ત્રોમા છૂપાવેલી વ્યક્તિની કબર બનવાની હતી.

પોલાણ પુરતું ખોદાતાં પેલા રાક્ષસે આજ્ઞા કરી ને પેલા રક્ષકોએ હીનભાગી માણસને પકડી અંદર ઉભો રાખ્યો. તડફડાટ કરવાનીએ એને જાણે પરવા ન હોય તેમ મુડદા માફક તે ઉભો જ રહ્યો. સૂચના મળી અને ભીંત ચણાવા માંડી. કડીયાંના મોં પર નારાજી હતી. પરંતુ પેલો રાક્ષસ ધુરકતો ને એમના ઓજાર યંત્રવત્ કામ કરતાં હતા. પેલા હીનભાગી માણસના પગ ઢુંક્યા, કેડ આવી, હાથ દબાવા લાગ્યા–છાતીએ ચણતર પહોંચ્યું. ડોક સુધી આવતાં રાક્ષસ બોલ્યો, " ઉભા રહો, એનું માથું ખુલ્લું કરો ને મોમાથી ડુચો કાઢો જોઈએ એ જીવે છે ? " એણે જાતે જ ઉંચા ચડી વસ્ત્રપટ ખસેડી નાંખ્યું–બંધન દૂર કર્યું. મોંમાથી ડુચા કાઢી નાખ્યા ને બોલ્યો, " કેમ હવે માનવું છે કે નહિ ? " મશાલ ઉંચી કરવામાં આવી ને કડીયાઓએ ઝીણી ચીમ પાડી. ઓજાર એમના હાથમાથી પડી ગયા–એમણે એ કમનશીબ માણસને ઓળખ્યો. એ જીવતો ચણાતો માણસ હીરાધર હતો. જે કલાકારે અપૂર્વ કલા ઉપજાવી કિલ્લો તૈયાર કર્યો હતો એમાં જ એ ચણાતો હતો

ગુજરાતના નરેશને આ ઘટના કલંકિત કરનારી છે. પણ કલંક તો એના નશીબે જડયું હતું. રાત્રે રાજાએ હીરાધરને તેડાવ્યો હતો અને નિસ્પૃહી છતા કંઇક અવનવી આશામાં હીરાધર શુકન અપશુકન થયા છતાં ત્વરીત ગતિએ, રાજદ્વારે ગયો હતો.

આખા દિવસના વિચારોથી ગમગીન બનેલો રાજા એકદમ બોલ્યો, " હીરાધર ! મારી એક આજ્ઞા છે અને તારે તે પાળવાની છે. કોઈ બીજાની ખાતર તારે ટાંકણું પકડવું નહિ એ વચન હું માગું છું."

હીરાધર આ માગણીથી ચમકયો. એને આશ્ચર્ય થયું. " મહારાજ ! હું સમજી શકતો નથી. કારીગરનો દીકરો જ્યાં કામ મળે ત્યાં કામ કરી શકે. "

" હું કામ આપીશ "

" તો રહીશ, મહારાજ ! "

" આખી જીંદગી સુધી ? "

" મારું દીલ ગોઠશે ત્યાં સુધી, મહારાજ ! "

" એટલે ? "

" રાજાધિરાજ ! માણસને નવીનતા ગમે છે, મનનો વિશ્રામ નથી હોતો. અમારાં કારીગરોનાં મન તો બહુ ચંચળ હોય છે. સ્વર્ગ સમું સુખ હોય પણ દીલ ઉઠી જતાં કામમાં રસ નથી રહેતો અને કામ વગર અમે રહી શકતા નથી. "

" મારે તારું તત્વજ્ઞાન ન જોઈએ–ઇચ્છા અનિચ્છાનો સવાલ નથી. તારો હાથ મને વેચવાનો છે. આજે તારે પ્રતિજ્ઞા લેવી જ જોઈએ કે હીરાધર પાટણપતિ સિવાય અન્યનું કામ કરી શકે નહિ "

રાજાએ હક્ક હોય તેમ દમામથી વાત કરવા માંડી. હીરાધરનો આત્મા ઉશ્કેરાવા લાગ્યો.

" મારો હાથ ! રાજાધિરાજ ! મારો હાથ, મારી મિલ્કત છે. એને વેચવી ન વેચવી મારી મુનસફીની વાત છે. દર્ભવતીના કિલ્લાનું કોતરકામ માથે લીધું, ત્યારે આખી જીંદગીભરનું ગુલામી ખત લખી નથી આપ્યુ. મહારાજ ! હું મારો હાથ વેચવા નથી માગતો." ધીમેથી પણ દૃઢતાથી બોલ્યો

" તો કાપીને જુદો કરીશ." ક્રોધથી તાડુકી રાજા બોલ્યો– રાજાએ રાજત્વ ગુમાવવા માંડયું.

" તો ઠુંઠો હાથ લઈ દેશમાં ભમીશ ને સોલંકી સિદ્ધરાજના ઉદાર બદલાનો ઢંઢેરો પોકારીશ. " હીરાધાર વધારે તોફાને ચઢયો.

" તે પહેલાં જીભ તાળવે જડી દઈશ." રાજાની આંખમાં ખુન આવવા માંડયું.

" તો છાતીએ તક્તી લટકાવી આપનો કીર્તિલેખ સૌને વંચાવીશ. રાજાધિરાજ ! ડરાવીને તમે મને ડગાવી શકશો-નહિ!" રીસથી હોઠ દાબી હીરાધર તાકી રહ્યો સિદ્ધરાજના દીલમાંનો દાનવ ત્રાડ પાડી ઉઠયો, "ડગીશ નહિ તો જીવતો દાટીશ ! હીરાધર ! તું કોની સાથે વાત કરે, છે તેનું ભાન છે ?"

" યાદ છે. રાજા ! કળા વેચીને ગુલામ બન્યા કરતાં જીવતાં દટાવું હું વધારે પસંદ કરીશ. હું કોણ છું એ જાણો છો ? મારા પૂર્વજોએ મોટા સમ્રાટોનાં આમંત્રણોનેયે ગણકાર્યાં નથી એમનો વંશજ શું પાટણપતિના દમામથી પોતાનો હાથ હંમેશ માટે વેચશે ? કલા સ્વતંત્ર રહેવા સર્જાઈ છે–એનાં વેચાણખત ના હોય."

" મોત જ તારૂં પોકારે છે. ઉદ્ધત જુવાન ! જે દ્વાર તેં રચ્યુ છે તે જ તારી કબર બનશે. હજી માને છે ? " રાજાએ છેલ્લો પ્રશ્ન કર્યો.

" ભલે–એમજ થવાદો. પ્રભુએ આપેલી સત્તાનો ઉપયોગ એમાં કરવો યોગ્ય લાગતો હોય તો તેમ થવાદો. " સ્પષ્ટ તિરસ્કારથી હીરાધર બોલ્યો.

" ઠીક બદલો આપ્યો ગુજરાતના રાજા !" હીરાધર બોલ્યો. આગળ કંઈક બોલવા જતો હતો ત્યાં પેલો રાક્ષસ પકડી બહાર ખેંચી ગયો અને ત્યાર પછી તો આપણે એને એના વાંક માટે ડોક સુધી ચણાતો જોયો.

કડીયાઓ હબકી ગયા ને એમનાં હથીયાર હાથમાંથી પડી ગયાં. રાક્ષસ ચીડાયો—એણે એમને પાછળથી બે બે ઠોંસા માર્યા—એ જેવા તેવા નહોતા. હીરાધરને સંબોધી એ બોલ્યો, " કેમ ચુપ થઈ ગયો ? એટલી વારમાં ? "

હીરાધરની બીડાયેલી આંખો સહેજ ઉઘડી—હજી એ ભાનમાં હતો. બોલ્યો, " નરપિશાચ ! તારી સાથે અત્યારે બોલવાનું ન હોય છતાં તારા રાજાને કહેજે કે હીરાધર એની કબરમાંથીયે પોકારશે અને પૂર્વદ્વાર તો એના જ નામે ઓળખાશે—સિદ્ધરાજને તો કોઈ સંભારશે જ નહિ એ મારો શાપ છે."

આંખ ઉંચી કરી એણે કંઈક ઝાની પ્રાર્થના કરી લીધી-પછી પેલા કડીયાઓને સંબોધી બોલ્યો, " ચલાવો કારીગરો-કિલ્લા તો બહુ ચણ્યા હશે—આવો નહિ ચણ્યો હોય, ઉતાવળ કરો. આ પાપી દુનિયાની હવા મને ગુંગળાવે છે." એણે આંખ મીંચી દીધી—જાણે દુનિયાને જોવા માગતો ન હોય. પેલો રાક્ષસ ક્ષણભર થંભી ગયો. કડીયાઓએ અંદર અંદર તે દરમ્યાન કંઈક વાત કરી લીધી. પેલા રાક્ષસે પછી ફરી ચણી દેવાની આજ્ઞા આપીને કંઈક છેટો બેઠો. થોડીવારમાં બાકોરું ચણાઈ ગયું—ભીંતમાં ભીત બની ગઈ—કીર્તિની કાલ્પનિક ક્રુર વેદી પર કલાકરનું બલિદાન હોમાયું. સિદ્ધરાજ એ વખતે એના ખાસ બનાવેલા શયનખંડમાં હતો—નિદ્રાની વ્યર્થ આરાધના કરતો હતો.

મંડળ વેરાઈ ગયું. રાત્રિના અંધકારમાં બન્યું તે મોડી રાત સુધીના આનંદોત્સવ પછી ગાઢ નિદ્રામાં ઉંઘતા દર્ભવતીના લોકોએ જાણ્યું નહિ. માત્ર આકાશના ટમટમતા તારો લજવાતા લજવાતા સાક્ષી રહ્યા.

નગર છોડી બીજે જ દિવસે રાજા જતો રહ્યો. હીરાધરનો પત્તો નથી–ક્યાં ગયો તે કોઈ કહી શકતું નથી. પૂર્વદ્વાર ઉપર પહેરેગીર ફરે છે–કોઈ ત્યાં જઈ શકતું નથી.

છતા એ ભયંકર કાળરાત્રિ પછી બીજી મધરાતે એક સ્ત્રી કાળાં વસ્ત્રો ધારણ કરેલી હાથમાં કંઈક લઈ પૂર્વદ્વાર તરફ ઝડપથી ચાલી જાય છે. એ દિવસે સંધ્યાકાળે એક અજાણ્યો કારીગર અતિશય ડરતો ડરતો એને કંઈક સમાચાર આપી ગયો છે. એનું હૃદય અમાનુષિક બની ગયું છે–અત્યારે તે એકલી ચાલી જાય છે–તે સુધના છે. જીવતા ચણાયેલા પતિને જીવતો જોવાની આશામાં એ દોડતી જાય છે.

એ પૂર્વદ્વારે પહોચી પહેરેગીર કંઈક ઝોકાં ખાતો ઝબકયો ને ભૂત માની ભડકયો. એ અંદર દાખલ થઈ. તુર્ત જ એણે આજુબાજુ ફરી-પતિની ઉભી કબર શોધી કાઢી. એક પથ્થર છેટે પડયો હતો. જોર કરી તેને નજીક લાવી ઉપર ચડી અને ભીંતમાં હાથ ફેરવી શોધવા લાગી. એક બાકું હાથ આવ્યું. એણે મોં નજીક લાવી બુમ પાડી "નાથ–નાથ !" જવાબ આવ્યો નહિ.

તુર્ત જ એણે સાથે લાવેલી નાળી બાંકામાં દાખલ કરી, નાળીમાથી પ્રવાહી રેડવા માંડ્યું–નાળી દ્વારા પ્રવાહી અંદર ઉતરવા માંડ્યું. ભીંતમાં પુરાયેલા શરીરમા એ ઘી પહોંચ્યું. ચણનારાઓએ ખુબી કરી હતી. હીરાધરના મુખ આગળ એક ખાલી પત્થર મૂકી એક બાકું રાખ્યું હતું અને સુધનાને તેને સમાચાર આપ્યા હતા. પછી જીવ લઈ નગર છોડી એ ચાલી ગયા હતા.

સુધનાએ ફરી બુમ પાડી–"નાથ !" જવાબ આવ્યો નહિ, પણ કોઈ કંઈક અવાજ કરતું હોય એમ એને ભાસ થયો–કદાચ ભ્રમણા હોય પાંચ જ મિનિટમાં શ્વાસ રૂંધવી જીંદગી પુરી કરે તેની જીવતાં ચણાવાની ક્રિયા પછી હીરાધર શું જીવતો રહી શકે ? છતાં

એ સ્ત્રીને આશા હતી. એક વિચાર આવ્યો ને જે ત્વરીત વેગે તે આવી હતી તેની જ રીતે નગરમાં ચાલી. શેરીઓ પછી શેરીઓ વટાવતી એક ડેલી આગળ આવી ઉભી રહી. એણે જોરથી બારણું ખખડાવ્યું. દેવદત્ત માંડ માંડ ઉંઘવાનો પ્રયત્ન કરતો હતો. હીરાધરના ગુમ થયાની અથવા ચાલ્યા ગયાની ઘટના એને સમજાતી નહિ. અનેક તર્કો કરતો એ આખરે થાકી ઉંઘવા જતો હતો ત્યાં ડેલીનું કમાડ ઠેલાયું અને નોકરને બુમ પાડી તપાસ કરવા કહ્યું. નોકરે બારી ઉઘાડી, અવાજ પરથી સુધનાને ઓળખીને અંદર બોલાવી લાવ્યો. દેવદત્ત દીવો કરાવી બહાર આવ્યા. સુધના બોલી, " હું પુછવા આવી છું, દાદા ! આપ બધા કારીગરોના મુરબ્બી છો. જેને તમે પુત્ર સમો ગણતા તે કયાં છે એ શોધી કાઢયું ? "

" બેટા ! એ જ ચિન્તામાં છું. કોઈએ કહ્યું કે રાજાજીએ એને પરગામ મોકલ્યા છે. "

" પરગામ ? " સ્ત્રીના હોઠપર ભયંકર તિરસ્કાર આવી બેઠો. તે બોલી,

" રાજાએ એમને એવા ગામ મોકલ્યા છે જ્યાંથી તે પાછા ફરી શકે નહિ. "

" બેટા ! હિમ્મતના અભાવે શું હીરાધર રુંગળાઈ મરી જશે ! ફીકર નહિ–ભલે સિદ્ધરાજ મને જીવતો ચણાવે. અબઘડી આપણે ત્યાંજ પહોંચી જઈએ છીએ. " વૃદ્ધ દેવદત્તની આંખ ફાટી હતી. એણે પોતાને ત્યાં સુવા આવતા બે યુવાનોને ઉઠાડયા, નોકરને સાથે લીધો, સૌ ચાલ્યા. રસ્તામાંથી ચુનો વિગેરે સાધનો લઈ લીધાં ને ઝડપથી પૂર્વદ્વારે પહોંચી ગયાં. પેલો પહેરેગીર હતો નહિ. પહેલી જ રાતે એણે ભૂત જોયું અને મધરાત પછી ચોકીની જરૂરીઆત નહિ જણાતાં પાછો આવ્યો જ નહોતો.

ચણતર હજી લીલું હતું. એક પછી પત્થર બહાર નીકળવા માંડયા. પા કલાકમાં એક અચેતન જણાતું સન્જડ લાકડા જેવું બની ગયેલું શરીર દેખાવા માંડયું. તેને બહાર કાઢવામાં આવ્યું. સુધનાએ ઉતાવળે છાતીએ હાથ મુકી તપાસ્યું, ચૈતન્યનું ચિહ્ન નહોતું પણ આશા છોડી શકાતી નહિ. યુવાનોને હતું તેવું કરી નાખવાની આજ્ઞા આપી, દેવદત્ત અને સુધના નોકર સાથે હીરાધરના શરીરને કપડામાં વિંટાળી ઘેર આવ્યાં.

પણ કરવું શું ? આ શરીર–પત્થરની મૂર્તિસમું ઠંડુંગાર ચેતનહીન–સૌ ક્ષણભર સામું જોઈ રહ્યાં. ત્યાં તો ડેલીનો માલીક કે એક પુખ્ત વયનો બ્રાહ્મણ હતો તે કંઈક ગરબડ જણવાથી જાગ્યો હતો અને મોડી રાતે દેવદત્તજીના ઘરમાં પ્રકાશ જણાતાં વગર આમંત્રણે દાખલ થયો. દેવદત્ત ભડકયા. " અત્યારે ! કયાંથી ! "

" આ કંઈક ગરબડ જણાતા આવ્યો—આ શું છે ? " મુડદા જેવા શરીર તરફ હાથ કરી પૂછ્યું. હવે કહ્યા વિના છુટકો નહોતો. દેવદત્તે સિદ્ધરાજ મહારાજનું નામ લાવ્યા વિના ટુંકામાં વાત કરી ને સલાહ માગી. જગન્નાથ ભૂદેવે ચૈતન્યહીન શરીરના કપાળે અને મગજ પર હાથ મૂકી જોયો—એમને કંઈક ગરમી જેવું લાગ્યું.

" થોભો હું આવું છું." એ એકદમ ગયો અને પાંચ મિનિટમાં પાછો આવ્યો. આવ્યો ત્યારે એક માટીનું વાસણ લેતો આવ્યો.

" પ્રથમ તો આ લેપ તુર્ત જ ચોપડી શરીરને ગરમ કપડાં વીંટી દો. પછી શું કરવું તે કહું છું." તુર્ત જ સૂચના પ્રમાણે લેપ લગાડવા માંડયો. જગન્નાથ ભૂદેવ બોલ્યા, " આ લેપ અકસીર છે—ગમે તેવી શરદીને કાબુમાં લાવે છે. વીજલ ગામના નારાયણ વૈદનો આપેલો છે અને કહું છું કે નારાયણ વૈદ વિના કોઈ આ શરીરને જીવતું કરી શકે તેમ નથી."

આગળ ખુલાસો પૂછતા બોલ્યા, " અહીંથી પાંચ ગાઉ છેટે એ વૈદ રહે છે. એના જેવો વનસ્પતિનો જાણકાર બીજો કોઈ નથી. આપણે તુર્ત જ નારાયણ વૈદ પાસે આ શરીરને લઈ જવું જોઈએ." અને પછી જગન્નાથ ભૂદેવે નારાયણ વૈદની ખ્યાતિ અને પ્રશંસા માટે વાગ્ધારા છોડી.

તુર્ત જ ગાડાનો બંદોબસ્ત થયો. દેવદત્ત, સુધના અને ભૂદેવ હીરાધરના શરીરને લઈ બેઠાં. ગાડું નારાયણ વૈદના ગામ ભણી ચાલ્યું.

વ્હેલા પ્રભાતના આછા પ્રકાશમાં એક વૃદ્ધ પોતાના ઘરના માટીના ઓટલા પર બેસી દાતણ કરી રહ્યો હતો. એનું શરીર સુકું હતું પણ દૃઢ હતું. નિમાળા ચાંદી જેવા બની ગયા હતા. ગળામાં મોટા રૂદ્રાક્ષની માળા હતી. બાજુમાં મોટો લોટો હતો. એણે નેવું વર્ષ પુરાં કર્યાં હતાં અને શતક પુરાં કરવાના કોડ હતા. ખોંખારતો ખોંખારતો એ દાતણ કરતો હતો—એ નારાયણ વૈદ હતા.

આવો દર્દ પહેલવહેલો જ મારી પાસે આવે છે સ્નાયુઓ શરદીથી શિથીલ થઈ ગયા છે, પણ ગભરાશો નહિ–મટશે " તેઓ પછી ડાંગ લઈ લોટા સાથે ગામ બહાર ગયા આવ્યા ત્યારે ધોતીયામા વગડાઉ વનસ્પતિના પા ડા લેતા આવ્યા–એમા ચોરાશી જાતો હતી તે પાણીમા ઉકાળી અ ગોઠ કરાવવાનો પ્રયોગ શરૂ થયો સુધના વગેરેએ બાળકોને તેડાવી ત્યા જ રહેવાનુ રાખ્યુ સવાર સાજ નહાવણ દેવાતા અને જમવ ઔષધી તેનો મમળાવામા આવતા ધીમે ધીમે ચૈતન્ય આવવા લાગ્યુ દૂધ અપાવા માંડયુ, સ્નાયુઓ છૂટવા માડયા અને એકવીસમે દિવસે હીરાધરનુ શરીર હા યુ નારાયણદેવે પોતાને ત્યા જ રાખી મારવાર ચાલુ રાખી જગન્નાથ પણ ત્યા જ હતા સૌની મહેનતનુ ફળ મળતુ હતુ પણ શરીર હજી અશક્ત હતુ. દર્ભાવતીમા આ વખત દરમ્યાન ચણચણ વાત ચાલતી હતી સિદ્ધરાજની ક્રુરતાની વાત વાથી પ્રસરી તે કોઈ કહી શક્તુ નહિ

સિદ્ધરાજ મહારાજ દર્ભાવતી છોડી ગયા, પણ છાતી પર એક અમલ્ય બોજો વળગ્યો તે છૂટી શકતો નહિ આર્ય રાજાનુ હૃદય અહ તાના પડમાથી ઉચુ થઈ ક્રુર ધર્મના પર શોકની દૃષ્ટિ કરવા લાગ્યુ 'હીરાધરને શા દોષે આમ દડયો ?' એ પ્રશ્ન એને કોરી ખાવા લાગ્યો પૂર્વદ્વારની કલા નજર આગળ તરવરતી હીરાધરની મોહક પણ દૃઢ મુખમુદ્રા યાદ આવતી અને એને કયા દાબ્યો તે ઉપર વિચાર ચોળી જતો ફરીથી દક્ષિણમા ફરીને એણે વિજયપતાકા ફરકાવી માડી પણ એને આનદ થયો નહિ પશ્ચાતાપનો અગ્નિ શેકવા માડયો હીરાધરના શબ્દો 'ના વેચ્યા કરતા મોત પમદ કરીશ' એ રણક્ષેત્રના વાજીત્રો કરતાએ વધારે જોરથી એના કાન પર અથડાતા પૂર્વદ્વારની કલા પર મોહી જનાર રાજા એના કલાકારનો ઋણ અત વિસરી શકયો નહિ–વિસરવા ઘણાએ પ્રયત્નો કર્યા પણ એ ફાવ્યો નહિ હા હીરાધર, તારી ઉંડી કબરમાથી એ ગુજરાતના સમ્રાટને તુ આમ

સંતાપી શકે છે? એને એમ થતું કે એક વાર દર્ભવતી પાછા જઈ જાહેર માફી માગી પાપનો બોજો ઓછો કરું. પણ એ નૈતિક હિમ્મત ક્યાંથી લાવવી ?

યુદ્ધના અંતે સિદ્ધરાજનું કામ પૂરું થયું. પાટણ જવા એ પાછો ફર્યો. માર્ગમાં દર્ભવતીનો માર્ગ ફંટાતો આવ્યો. એક ક્ષણ એણે ઘોડાને થોભાવ્યો અને ઇચ્છા નહોતી તોએ જાણે કોઈ ખેંચી જતું હોય તેમ દર્ભવતી તરફ વળ્યો. સહુ રસાલો એ તરફ વળ્યો. મહારાજ પધાર્યા. પ્રજાએ આવકાર આપ્યો, પણ એમાં ઉત્સાહ નહોતો. રાજાએ નાહકનો ડોળ કરવા માંડયો. ફરીને દરવાજા જોવા ગયો ને કંઇક બોલવું ધારી બોલ્યો, " દેવદત્ત ! બધું પૂરું થઈ ગયુ ?"

" હા, મહારાજ. "

" અરે ! કમાનો તો નથી બદલી, મેં કહ્યું હતું તે ? "

" એ હવે નહિ બદલાય મહારાજ ! " દેવદત્તે જવાબ આપ્યો. એના સ્વરમાં ન સમજાય તેવી ગંભીરતા હતી.

રાજાએ સામું જોયું ને પૂછાઈ ગયું, " કેમ ! "

" કારણ એ છે કે મહારાજ ! આપ જે કમાનો માગો છે એનો કોતરનાર કલાકર હવે અહીં નથી અને ક્યાં છે તે કોઈ જાણતું નથી. અને કોઈ જાણતું હોય તોયે કહે તેમ જણાતું નથી. "

" એટલે ?—હીરાધર નથી ? " રાજાએ મહામહેનતે સ્વરમાં અજાણપણું અને આશ્ચર્ય લાવી પૂછ્યું.

" રાજાધિરાજ ! આપ તો ઇશ્વરના અંશ છો. આપ કદાચ જાણવા પામી શકો કે હીરાધર હાલ ક્યાં છે. આપે રાતે મળવા તેને તેડાવ્યો ત્યાર પછી અમે એને જોયો નથી. કોણ જાણે એનું શું થયું ! " સિદ્ધરાજને જીભ ભારે થવા માંડી. એની જીભ જાણે બોલ-

વાની શક્તિ ગુમાવી રહી હોય તેમ ચુપ રહેવા પ્રયત્ન કરવા લાગી. એનું હૃદય અનેક વિકારોથી ડોળાવા લાગ્યું છતાં બોલ્યો, " કમાનો થવી જોઈએ દેવદત્ત ! શોધી કાઢો ક્યાંય ગયા હશે. " રાજા બોલ્યો પણ જાણે ન જ બોલ્યો હોત તો ઠીક એમ એને થયું. દેવદત્ત નીચલો હોઠ દબાવતાં બોલ્યો, " કમાનો કરતાં એની એ જીંદગીની જગતને વધારે જરૂર છે, એમ હું માનું છું. મહારાજ ! કલાકર હશે તો એવી કમાનો તો ઘણીએ કોતરશે, પણ એનું અસ્તિત્વ જ છે કે નહિ એ શંકાસ્પદ છે મહારાજ ! આપને મળી હીરાધર ક્યાં ગયા એ તો આપને કદાચ માલુમ હશે. " દેવદત્ત હવે બેધડક મુદ્દાની વાત પર આવવા માંડયો. એના સ્વરમાં ગંભીરતા ને કડવાશ એકઠી થવા માંડી. રાજા બેચેન થવા માંડયો. એણે જુઠાણાનો તાત્કાલિક આશરો લીધો, " દેવદત્ત ! મને મળીને હીરાધર ઘેર ગયો હશે. બીજે ક્યાં જાય? કહે કે સવારે વિચાર કરી પારિતોષિક માગી લઈશ..." રાજાનો અંતરાત્મા આ જુઠાણા સામે બંડ કરવા લાગ્યો. એ આગળ બોલી શક્યો નહિ. દેવદત્તનો રોષ મહાનલ સમો ભભૂકતાં ભભૂકતાં રહી ગયો—અતિ નિગ્રહ કરી તેણે શાન્તિ રાખી. ક્રોધ કરતાં યુક્તિથી

ડરવાનું કારણ શું ? તેડાવો એમને. એમને રાજી કરવાની તો મને ઊંડી ઉમેદ છે." સિદ્ધરાજને પાપના બોજામાંથી છુટવાની આશા પડતાં કંઈક આનંદ થયો.

"આપનાથી જ એ ડરે છે, મહારાજા ! કોણ જાણે આપે એને શું કહ્યું–કર્યું કે પોતે હયાતી છુપાવે છે." દેવદત્તે શાન્તિથી કહ્યું.

"મારું વચન છે દેવદત્ત ! મારાથી ડરવાનું કોઈને નથી. એમને બોલાવો–શા માટે છાના રહે છે ?" મહારાજે મૃદુતાથી દીલ બતાવ્યું.

"ત્યારે સાંભળ્યું છે તે કહું છું. મહારાજ ! જે દિવસે આપ મહારાજની સ્વારી પધારી તે રાતે મધરાત પછી પૂર્વદ્વારના બુરજની ભીંતમાં એક માણસને જીવતો દાટી દેવાની ક્રિયા થતી હતી. ક્રિયા થઈ ગઈ અને એક માણસ જીવતો પત્થરની સખ્ત ભીંતમાં ચણાઈ ગયો. મહારાજ ! કહે છે કે એ માણસ તે હીરાધર. દાટનાર કોણ, દટાવનાર કોણ, કોના હુકમથી, તે તો પ્રભુ જાણે !" દેવદત્ત બોલ્યો.

રાજાનો શ્વાસ રૂંધાવા લાગ્યો. દેવદત્તે પણ વાત જારી જ રાખી: "બીજી રાતે સુમારે એજ વખતે એક સ્ત્રી અને કેટલાક માણસો એ જીવતી કબર ખોદી દટાયેલાના શરીરને ખોદી કાઢતાં હતાં. શરીર તીક્ષ્ણ પણ મુડદા જેવું હતું. એ સ્ત્રી તે હીરાધરની પત્ની. એને કયાંથી ખબર પડી–કોણે મદદ કરી–તે કાંઈ જણાયું નથી; પણ હીરાધરનું મૃતપ્રાય શરીર હાથ આવ્યું તે વાત સાચી છે."

"પછી–પછી ?" રાજા હવે સહજ ધ્યાનથી સાંભળવા લાગ્યો.

"પછી ? પછી તો એક ગામડામાં એ મૃતપ્રાય શરીરને સચેતન કરવાના અખતરા એક ઘરડો વૈદ્ય કરી રહ્યો હતો. ઈશ્વરે યશ આપ્યો– કલાકર બચી ગયો–હીરાધર જીવ્યો–પણ હવે કંઈ ખુલાસો આપતો નથી. એટલું જ કહે છે કે મારે દર્ભવતીનાં દર્શન હવે નથી કરવાં અને પાટણના રાજાનાં મોટાં પારિતોષિક મારે નથી જોઈતાં. અને

વિશેષમાં એ દિવસથી કોઈ પણ રાજાના પરિચયમાં નહિ આવવાની પ્રતિજ્ઞા કરી છે. કોણ જાણે શાથી આટલો બધો અણવિશ્વાસ રાજાઓ તરફ ? એ હવે એકાંત જીવન જીવે છે. "

" પણ હાલ રહે છે ક્યાં ? " રાજાએ વળી આતુરતાથી પુછ્યું.

દેવદત્ત પણ બધું કહી દે તેવો કાચો નહોતો. " ચોક્કસ કહી શકાય તેમ નથી. પોતાના નાના કુટુંબ સાથે જે સુકો પાકો રોટલો મળે તે ખાઈ જીંદગી પુરી કરવાની ફક્ત એની ઇચ્છા છે–હવે એને છેડીને શું કામ છે ? મહારાજ ! એક કમાન બાંધી એ ધરાઈ ગયો જણાય છે–હવે શાન્તિથી અને સંતોષથી જીવન પુરું કરવા દેવું એ શું આપણો ધર્મ નથી ? દર્ભવતીનો અપૂર્વ પૂર્વદ્વાર બાવનારનું નશીબ એટલુંયે શું ઉજળું નથી ? " છેલ્લો પ્રશ્ન દેવદત્તે એવી ઢબથી ને લાગણીથી કર્યો કે દ્રવતા રાજાથી પોતાનું પાપ સહન થયું નહિ. તે નમ્ર બની બોલી ઉઠયો, " દેવદત્ત ! સ્પષ્ટ બોલી દો–ડરશો નહિ–હું કેટલુંક જાણું છું –એને તમે કહો છો તેવી નિરાધાર સ્થિતિમા લાવનાર જ હું છું. એ જીવે છે એ જાણી મને પરમ આનંદ થાય છે. એમને તેડાવો, મને મારા પાપની ક્ષમા માગી લેવાની તક આપો–હું ચુકયો છું. "

ગુજરાતના અભિમાની રાજાએ પહેલાં કદીએ આવો એકરાર કર્યો નહિ હોય, પરંતુ કલાનો દ્રોહ એને અક્ષમ્ય જ લાગ્યો. દેવદત્તને એણે હીરાધરને તેડાવી ઉતારે મોકલવા માટે આગ્રહપૂર્વક કહ્યું ને હા પડાવી અને ઉતારે ફર્યો. દેવદત્ત ઘડીભર તો અચકાયો પણ વિચાર કરી એણે હીરાધરને તેડવા ખાસ માણસ મોકલ્યું.

એ જ દિવસે સાંજનો હીરાધર સિદ્ધરાજ મહારાજ આગળ એના જરીઆનના તંબુમાં ઉભો છે એક ક્ષણભર તો કોઈ બોલી શકતું નથી. પછી રાજા જ મૌન તોડી બોલે છે, " હીરાધર ! કેટલાક અપરાધની ક્ષમા નથી હોતી, છતાં મને ક્ષમા મળી શકશે ખરી ? "

રાજામાં ખચિત આજ પરિવર્તન થયું હતું–આજ એ એક સાંપ્રાંત્યે લાગણીવાળો માણસ બની ગયો હતો. એ આશાભરી નમ્ર નજરે જોઈ રહ્યા.

"ક્ષમા ! ક્ષમા આપનાર હું કોણ ? મહારાજ ! ક્ષમા તો રાજા ! પ્રભુ આપી શકે. એની ક્ષમા ચાહો. જેની કૃપાથી અસંભવિત વસ્તુયે સંભવિત બની–વજ્ર સમી ભીંતમાંથીયે હું જીવતો પાછો ફર્યો તે પ્રભુની કૃપાએ મારા હૃદયને અકથ્ય ઉપકાર વૃત્તિથી દ્રવતું કર્યું છે, અને તેથી હવે આપ તરફ હું રોષ રાખી શકતો નથી, પછી ક્ષમાની વાત ક્યાં રહી ?" હીરાધરમાંયે પરિવર્તન થયું હોય તેમ જણાયું. છેલ્લા ભયંકર પ્રસંગ પછી નવજીવન પ્રાપ્ત કરવાથી હીરાધર વિચારે જુદો જ બની ગયો હતો.

"હીરાધર ! સાચું કહે છે ?–ખરેખર તારું હૃદય મારો અપરાધ ભૂલી ગયું છે ?–એ માની શકાય ખરું ?" રાજાએ પુછ્યું.

"ગુજરાતના મહાન સોલંકી મહારાજ મારી ક્ષમા યાચે એ શું માની શકાય તેવું છે ખરું ?" હીરાધરે સામો પ્રશ્ન કર્યો.

"હા, હીરાધર ! એમજ છે–મારું હૃદય તારી ક્ષમા માટે પોકારે છે. સમ્રાટ છતાંયે તારી આગળ જાણે હું રંક હોઉં એમ મને લાગે છે." રાજાને પોતાની લાગણી માટે આશ્ચર્ય થવા લાગ્યું–પણ એ એકાંતમાં હતો—અને હૃદયનો બોજો ફેંકી દેવા એ આતુર હતો –એને પુરું પ્રાયશ્ચિત કરી લેવું હતું. રાજા ને કલાકર એક બીજાને ટીકીને જોઈ રહ્યા. હીરાધર ગંભીર બની બોલ્યો :

"એમ ન બોલો, મહારાજ ! પ્રભુની મહાન સત્તા આગળ આપણે સૌ રંક છીયે. આપણી સત્તા, સમૃદ્ધિ, શક્તિ સૌ એનાં છે. એ જેટલું આપે છે, તેટલું જ આપણે પામી શકીએ છીએ. એ જેટલું ઇચ્છે છે એટલું જ આપણે આ જીવનમાં કરી શકીએ છીએ. છતાં

આપણે માનુષિક અલ્પ શકિતઓના પ્રદર્શનની પાછળ એનાં અમર કોટડાં ઉભા કરવા પાછળ ભમીએ છીએ, અને જે સરજી ન શકીએ તે બેધડક ઉચ્છેદીએ છીએ. આપણી અમર્યાદ કીર્તિની ભૂખ ભક્ષ લે છે ને વધે છે, એ સહેલથી સંતોષાતી નથી. એનો સ્વભાવ જ એવો છે અને આપણે જાણુતા અજાણુતાં એને સંતોષવાની ગડમથલમાં આખું જીવન વીતાડી દઈએ છીએ. અને અંતે જ્યારે જીવનમાં વધુ કરવા જેવું ન રહે ત્યારે જાણીએ છીએ કે અહીં આપણે તો કંઈ જ નહોતું અને આ તડફડાટ નકામો જ હતો. આપણે સૌ મહારાજ ! વત્તો ઓછો સંજોગો પ્રમાણે છાનો કે ખુલ્લો આ તડફડાટ કરીએ છીએ ને અથડામણમાં અનર્થ થઈ જાય ત્યા કોણ કોને ક્ષમા આપી શકે ? તેથી કહું છું મહારાજ ! કે ક્ષમા તો પ્રભુ જ આપી શકે. ”

સિદ્ધરાજ આ શાણપણુ ધ્યાનથી સાંભળી રહ્યો હતો. એને અંતરમાં કંઈક સ્પષ્ટ થતુ લાગ્યું. એ બોલ્યો, “ આ સત્ય પહેલાં સમજાયુ હોત તો એ પ્રસંગ ન આવ્યો હોત. ”

“ કેટલાક પ્રસંગો ભૂલી જવા જ ઠીક છે. મહારાજ ! મને હવે રજા આપો. મારી પત્ની કદાચ બેચેન થતી હશે. ” હીરાધર તો કંઈ ખાસ ઉદ્દેશ વિના બોલ્યો, પણ રાજા પાછો દુઃખથી ઝંખવાઈ ગયો.

“ હીરાધર ! બહુ નહિ રોકું–મારી એક માગણી કબુલ કર. આપણા પરિચયની યાદગિરી લેતો જા. ” રાજાએ એક સુવર્ણથાળમાં અમૂલ્ય જવાહીર મૂકાવી રાખ્યું હતું તે બતાવી બોલ્યો.

“ એ સબંધમા તો દિલગીર છુ. મહારાજ ! ઇનામ એક વાર હોય–બે વાર નહિ. ” હીરાધર વધારે ગંભીર બની જઈ બોલ્યો. એણે રાજાનો અપરાધ માફ કર્યો હતો, પણ દ્રવ્ય લઈ રાચવા તૈયાર નહોતો. સિદ્ધરાજ મહારાજે તેને લાગણીથી બહુએ સમજાવ્યો પણ કલાકારે માન્યું નહિ–એ દ્દઢ જ રહ્યો.

" મહારાજ ! પ્રથમ તો કલા બદલો જ માગતી નથી. એમાંયે વળી બીજી વાર તો બદલો હું સ્વીકારીશ નહિ. મેં નવી સેવા કર્યાનું મને યાદ નથી. "

" હજી બાકી છે. હીરાધર ! હજી તો તારે હાથે નવી કમાનો કોરવાની છે. એનો બદલો સમજી આ સ્વીકાર. "

હીરાધર આ સાંભળી દુઃખમય સ્મિત કરી બોલ્યો, " કમાનો ! રાજાજી ! કમાનો તો આ ભવમાં કોતરી શકું તેમ હું રહ્યો નથી. જુઓ, આ આંગળા જુઓ એ સજ્જડ થઈ ગયાં છે–વળી શકતાં નથી. આખું શરીર સજ્જડ થઈ ગયેલું છૂટયું પણ આ ખોડ રહી ગઈ. પૂર્વદ્વારની વજ્ર સમી ભીંતમાં રાતવાસો રહ્યાની એક મુંગી નિશાની રહી ગઈ. આપની જે ભાવના હતી તે જ ફળી. મારો હાથ વેચાણ લેવામાં એ હાથે બીજી સુંદર કમાન ન કોરાય એ જોવાનો આપનો ઉદ્દેશ હતો એ ઉદ્દેશ સફળ થયો છે; માગે પંજો નકામો થયો છે. હીરાધર ટાંકણું લઈ હવે કોઈ પણ કલાકૃતિ ઉપજાવી શકે તેમ નથી. એની કલા મરી ગઈ–આપ હવે નિશ્ચિંત રહો. પૂર્વદ્વારની કમાન અજોડ જ રહેશે. " હીરાધરે રાજાને પોતાના હાથ બતાવ્યા. આંગળાંના સાંધા સ્થૂલ થઈ ગયા હતા. જે આંગળાં વચ્ચે ટાંકણું અનન્ય ચપળતાથી ફરી વળતું તે અશક્ય બન્યું હતું. રાજાને એ જોઈ બહુ દુઃખ થયું.

મારૂં કલાજીવન પુરૂં થઈ ગયું. હવે હીરાધર જીવે ન જીવે તોયે સરખું છે. પણ મહારાજ! હું ફરિયાદ કરવા આવ્યો નથી, આપનું નામ અમર રહો એ ઇચ્છું છું અને રજા માગું છું."

હીરાધરે નમન કર્યું અને જવા લાગ્યો. રાજાના ઉદારતાના તત્વે એકાએક નવું રૂપ લીધું. તે ઉઠયો–હીરાધરને ખભેથી પકડી થોભાવ્યો ને બોલ્યો, "હીરાધર! સાંભળ. મારા કરતાં તારૂં નામ અમર થવાને વધારે લાયક છે અને તેમ બને તેવી વ્યવસ્થા હું કરીશ. હાલ તો તારા નષ્ટ કરેલા કલાજીવન માટે ક્ષમા આપતો જા, ને આ યાદગિરી તો લેતો જ જા. 'નહિ' બોલીશ નહિ. તું ક્ષમા આપે નહિ. આ સ્વીકારે નહિ. ત્યાં સુધી મને શાન્તિ થાય નહિ.

થતા. ત્યારથી પૂર્વદ્વારને લોક " હીરા ભાગોળ "ના નામે ઓળખવા લાગ્યા, અને હજુએ એ નામે ઓળખે છે. પૂર્વદ્વારને સિદ્ધદ્વાર તરિકે તો કાઈએ ઓળખ્યો જ નહિ.

અત્યારેએ દર્ભવતી (ડભોઈ)ની મુલાકાત લેનારને હીરાભાગોળ સૌથી વિશેષ આકર્ષે છે. એની કોતરણી જોનારને આશ્ચર્યમાં નાખે છે અને એના બાંધનાર કલાકરની શકિતનો ખ્યાલ થોડાઘણાએ આપે છે. એક દંતકથા એના કરુણ અંતનો ભાગ્યોતુટયો ઇતિહાસ જાળવી રહી છે.

રત્ને ભરેલો થાળ સિદ્ધરાજે દેવદત્તને આપ્યો ને બીજા કિલ્લા બાંધવા બહુ લલચાવ્યો. પણ દેવદત્તે ઘસીને ના પાડી. સિદ્ધરાજે છેવટે હીરાધરે પારિતોષિક નસ્વીકાર્યું તેના માટે હૃદયનો શોક જાહેર કર્યો, " દેવદત્ત ! એની જીંદગી મેં ખરાબ કરી નાખી એના માટે, એના કુટુંબના પોષણ માટે હું કયે રસ્તે મદદ કરી શકું ? હીરાધર અડગ છે."

" નિશ્ચિંત રહો મહારાજ ! પ્રભુને સૌની કાળજી છે. મારે સંતાન નથી-મારો વારસ હીરાધર છે-એનું ઘર તે મારૂં છે-મારૂં ધન તે તેનું છે. " દેવદત્તે હૃદયની વાત કરી નાંખી.

રાજાને સંતોષ થયો. એણે એક ઉપકાર ને સુખની દૃષ્ટિ એના તરફ કરી.

પછી સિદ્ધરાજ પાટણ પાછો ફર્યો. એ પાટણના મદઘેલા-ગર્વ-શીલ રાજામાં જણાઈ આવતા પરિવર્તનથી પ્રધાન મંડળને તેમજ રાણીઓને આશ્ચર્ય થતું. સિદ્ધરાજ હવે શીખ્યો હતો કે સમ્રાટોની સત્તાથીયે મોટી સત્તા છે ખરી અને પ્રભાવશીલ વ્યકિતઓયે બીજી પડી છે ખરી.

હીરાધર એના કુટુંબ સાથે દેવદત્તના વડીલપણા નિચે શાંત જીવન ગાળે છે. એને મળેલી સમૃદ્ધિ ગરીબોનાં દુઃખ દૂર કરવામાં, કારીગરનાં બાળકોને ઉત્તેજન આપવામાં ખર્ચાય છે. હાથની કલા તો નષ્ટ થઈ છે,

તે હવે કંઇની કલા ખીલવે છે સુધનાના સંગીતની એને હવે વધારે જરૂર પડે છે દર્ભવતીના કિલ્લાની કલા પર મોહી કોઈ કારીગર એ ઉપજાવનાર કલાકરને શોધતો શોધતો હીરાધરને મળવા આવે છે–એને નમી એવું સ્વાગત પામે છે, ત્યારે એને જીંદગીની કંઈ કૃતાર્થતા થઈ લાગે છે.

દેવદત્તજીનું જીવન પ્રભુપરાયણ થઈ ગયુ છે–શિવદત્ત પણ જરા જરા વિસરવા માંડયો છે સુધનાની પુત્રી સમી મૃણાલા અને નવા કુટુંબની ભાવના અને કેટલી ઘટનાએ એનાં ભૂતકાળના બધનોને કંઈ ઝાખાં કર્યાં છે એને મનમાં હવે શાન્તિ છે–પોતાનું હૃદય સુમાર્ગે જતું જોઈ પરમ સતોષ છે–પેતો દોડતો ખચિત એમની સાથેજ છે

સુધના પતિભક્તિથી ને કુટુંબસેવાથી પોતાનું જીવન સાર્થક કરે છે એ પોતાનું ગામડાનું પણ સુઘડ ઘર કલામય અને શોભીતુ રાખે છે ત્યા સૌને હૃદયનો આદર મળે છે ઘણીવાર એના નાના બાગમાંથી મધુર સગીતના આલાપ સભળાય છે અને જતો આવતો માણસ ક્ષણભર થભી જાય છે કદી એને પેલી ભયકર રાત–જે રાત પતિએ ભીંતમાં ગાળી તે–સાંભરે છે અને પોતાના જીવનના પલટા ઉપર વિચારમા પડી જાય છે

કેતકી ને વિદ્યાધર ઉછેરે છે કેતકી શાણી થઈ ગઈ છે તે બિચારી હવે પિતા પાસે પુતળાંઓની માગણી કરતી નથી વિદ્યાધર સૌની મોટી આશા સમો ભીંત પર કંઈ કંઈ ચિતરવા મથે છે

આમ દર્ભવતીનો સ્થુલ કિલ્લો ઘણાં પર કંઈ સુક્ષ્મ અસર કરી ગયો અને જાણે સિદ્ધરાજની ભાવના અને હીરાધરનો શાપ સફળ કરવાનુ વિધિએ ધાર્યું હોય તેમ પેલી કમાનને વિસરાવનાર કમાનો બીજી ગુજરાતમા કોરાઈ જ નહિ–એવા રાજાઓ અને એવા કલાકરોએ બહુ રહ્યા નહિ

અને એવી કલાજીવનની કરુણ ઘટનાઓએ હવે અસભવિત બની ગઈ છે–એ તે ભાગ્ય કે દુર્ભાગ્ય ?

---

૭

# બલિદાન

સિદ્ધરાજ મહારાજે પાટણના દુઃખ ભાગવા બંધાવેલા મહસ્રલીંગમાં નીર ટકતું ન હતું. ભવ્ય તલાવની યોજનામાં કનાકરોએ પોતાની કલા કસી હતી. કિનારા ફરતી મહસ્ર દહેરીઓમાં બીરાજતા મહસ્ર લીંગો-શિવનાં લીંગો-પણ સુકાઈ જતા, તે તલાવમાં પાણી લાવવા સમર્થ ન હતા. મહસ્રલીંગ પર જસમાના શાપ બેઠા હતા. પાટણના પુરજનો પાણીના ત્રાસે કકળતા હતા-એ શાપ વહોરનાર જયસિંહ મહારાજને દુઃખનું કારણભૂત માની રાજાને ઉપન્નભતા હતા.

સહસ્રલીંગ બંધાયે બાર બાર વર્ષો થયા-વરસેવરસે મેઘ વરસ્યા-પત્થરના આરાઓ બાંધેલા વિશાળ તલાવમાં પાણીનું એક ટીપું પણ ન ટકે. વર્ષાનું પાણી ધોધમધ ચાલ્યું આવે-તલાવના તળીયે અડયું ન અડયું ને અદ્રશ્ય થાય-જાણે નીચે પાતાળે પહોંચે તેવા નજો મૂકયા હોય ! શો ગજબ ! પાણી વિના પ્રજા ટળવળે-ભવ્ય સુંદર તલાવને નિરખે ને નિશ્વાસ મૂકે. આનો ઉપાય ? કંઈ ઉપાય ? પાટણનો રાજા કંઈ માર્ગ નહિ કાઢે ? પ્રજા તરસી રહેશે ? મહાસામ્રાજ્યની

ગઝ્નધાતી પ્રખ્યાત પાટણમાં પ્રજાને નહાવા ધોવા પુરતું પાણી નહિ મળે ? પ્રજા રેતાળ પ્રદેશની અગ્નિમાં શેકાતી રહેશે ?

માલવાના યશોવર્માને પરાજીત કરી, પિંજરમાં પુરી, વિજય-પતાકા ફેરવી, મહા યશ લઈ આવતા સિદ્ધરાજ મહારાજને પાટણની ગર્વી પ્રજાએ ઘણાંયણા માન દીધાં, પણ પ્રજાનાં દુઃખ મહારાજ નહિ ફેડે?

પ્રજાનો કકળાટ વધતો જાય છે–નગરચર્ચા વખતે રાજાના કાન પુરી જાય તેવા લોકોનાં વેણ મંભળાય છે. કંઈ ઉપાય–કંઈ ઉપાય–સતીના શાપનો કંઈ ઉપાય? ચિતામા જલતી–બળતી જસ્માએ દીધેલા શાપનું કંઈ નિવારણ?

પ્રધાને ઉપાય સૂચવ્યો, સભા બોલાવો–પંડિતોની–વિદ્વાનોની–જોષીઓની સભા બોલાવો. શાપનાં નિવારણ ન હોય તેમ બને નહિ

મહસ્રલીંગ જયસિંહના હૃદયમા ખુંચતું હતું. જસ્માનો શાપ તેમને યાદ હતો–શાપ દઈને ય જલી જનાર જસ્માનો સૌંદર્યભંડાર સિદ્ધરાજ મહારાજનો છાની સ્મૃતિનો મધુર વિષય હતો, એ સતીનો શાપ ફરે નહિ તેવો એમને ઉંડો વહેમ હતો છતા તેમણે સભા બોલાવી.

અને પ્રજાજનો આતુરતાથી જાણવા-જોવા માગે છે, કે કોણ તૈયાર થાય છે; પણ પોતે તૈયાર થવાની જરૂરીયાત કોઈ વિચારતું નથી. પ્રભાતના મધ્યાન થયા-મધ્યાન નમ્યો-સંધ્યા ઢળી-આખા પાટણમાંથી શું કોઈ વીર નહિ નિકળે ? ઘણાં મળી આવશે તેમ માનનાર ડાહ્યાઓ રાજમહેલની ડેલીએ જોઈ રહે છે. કોઈ આવતું નથી. અરે ! ફરીથી સાદ પડાવો, શિંગડું ફુંકાવો, કોઈ કદાચ જાણતું ન હોય રાત્રિ પડતાં પાટણમાં ફરીથી સાદ પાડનારનો બુલંદ અવાજ સંભળાય છે, શિંગડું ફુંકાય છે. રાતે આખું પાટણ પાણીના દુઃખની વાતો કરે છે, બલિદાન દેવા કોણ આવે છે તે વિચારે છે, ને તે જાણવા પ્રભાતે વહેલા ઉઠે છે.

"મયા ! કેમ તારી આંખ તેજ મારે છે ?-કેમ આમ બોલે છે ?"

"દાદા ! સાદ પાડી તમે ગળું બેસાડી દીધું, શિંગડું ફુંકી ફુંકી ગળું ફુલાવી દીધું, પણ કોઈ પાટણમાંથી મળવળતું યે નથી, કાલે મુદત પુરી થશે. પાટણના દુઃખ શું ઉભા રહેશે ? સતીનો શાપ મંતોષવા કોઈ જીવ આખા પાટણમાંથી નહિ જડે ? દાદા ! કાલ પરભાતે રાજડેલીએ ખબર દો કે હું તૈયાર છું. મારા લોહીથી સહસ્રલીંગની ધરતી ધરપાવવા હું મારા દિલથી ખુશી છું."

સાદ પાડતા પાડતા ગામના શિમાડે પોતાના રહેવાસ તરફ તે આવી પહોંચ્યા હતા. વૃદ્ધે મયાની આંખ જોઈ લીધી. "મયા ! તારી માને, વહુને પૂછ્યું ?"

"આજ રાતે પૂછીશ. તમે મોટા છો, પહેલાં રજા આપો !"

"બાપુ ! એમ બને એવાં આપણાં ભાગ્ય ક્યાંથી ? આપણને દેખી ગાઉ ગાઉથી માણસો અભડાઈ જાય છે, થુંકવા કોટે કુલડીઓ બંધાવે છે, પગલાં ભુંસવા પીઠે સાવરણીઓ રાખવી પડે છે. મયા ! ઢેડનું લોહી વાણીયા બ્રાહ્મણને ખપશે ?"

બીજા બોલી ઉઠ્યા, "ન ખપે તો કેમ કોઈ દેવા આવતું નથી ?"

"એ લાભ આપણને મળે તેવી સતીની મરજી જણાય છે." મયાએ પ્રત્યુત્તર દીધો. તેનાં ભવાં પર નિશ્ચય દૃઢ થતો હતો. એની મજબુત દેખાવડી ઉજળી કાયા કંઈક આવેશમાં કંપતી હતી.

ઢેડવાડામાં એક નાના ઘરની ઓસરીમાં દીવાના ઝાંખા પ્રકાશમા મયો તેની માની રજા માગતો હતો–સારો ઢેડવાડો એકઠો મળ્યો હતો :
" મા ! રજા દે. " '

" બેટા ! એકનો એક તું–" 

" એક જ માણસની જરૂર છે, મા ! "

" પણ આખા પાટણમાંથી કોઈ નહિ ને તું ! "

" જસમા દેવી મને જ માગે છે–સાત સાત દિનથી મને એ બોલાવી રહ્યા છે "

" એમ ! "

" હા, મા. મારું દિલ દુભવીશ નહિ–મારો નિશ્ચય જ છે. આશિષ દે આખા પાટણના દુ:ખ ભાગશે–એનાથી વધારે આ ' હલકા ' અવતારમાં મારાથી શું થઈ શકે તેમ છે ? "

" વહુનો વિચાર કર્યો ? "

" પહેલા તું આશિષ દે–માગ પર એની સાચી પ્રીત હશે તો મને તે નહિ જ રોકે "

ઘરની બારસાખે લપાઈ બેઠેલી વહુ બોલી, " સાસુજી ! પ્રથમ એ તમારો દીકરો છે. મારો વાંધો જોશો નહિ. પર કાજે, એમની કાયા હોમાશે પણ એ જુગ જુગ જીવતા રહેશે. હું એને સંભારી સંભારી જીવીશ ને જગતને જણાવીશ કે મયાની ઘરવાળીએ સતી હતી "

માતાના દિલના તાર કંપ્યા પોતાની કુખે કોઈ ઉંચો જીવ જન્મેયો તેને જણાયો. મયાના બલિદાનથી પોતાની ઈક્કોતેર પેઢી તરી જશે તેમ ભાસ્યું.

વહુના જવાબે તેમની છાતી ફૂલી

•

" મયા !–"

" મા, આશિષ દે–કાલ પ્રભાતે વહેલા રાજદેવડીએ હાજર થવું છે."

" ધન્ય મારા દીકરા ! ભગવાન તને દેવ બનાવે."

આખો ટેડવાડો એકઠો થયો હતો. મયાનો નિર્ણય પ્રસિદ્ધ પામ્યો હતો. રાતે આનંદ ઉત્સવ કરી સવારે વાજતે ગાજતે જવાનો ક્રમ ગોઠવી દીધો. મહા મંગલ પ્રસંગ હોય તેમ ભજનોની ધુન જામી–રાસડાઓની રમઝટ જામી–જસ્માનો ગરબો પરમ શ્રદ્ધાથી ગવાયો.

પ્રભાતે વહેલું સ્ત્રીપુરુષોનું એક ટોળું ગાતું ગાતું રાજદેવડી તરફ જતું હતું–જતાં જતાં ડરતું હતું. કોઈને સામે આવતા દેખીને પુરુષો મોટે સ્વરે ચેતાવતા હતા–" માબાપ ! આઘા રહેજો ! " વહેલા ઉઠનાર અસ્પૃશ્યોના આ સરઘસથી–હિંમતથી કંઈક છંછેડાઈ આશ્ચર્યથી પૂછતું, " અલ્યા ! શું માંડયું છે. અત્યારમાં ? "

રાજદેવડીએ સૌ પહોંચ્યાં ને ખબર અપાઈ કે મયો લોહી દેવા તૈયાર છે. રાજગઢમાં ખબર પ્રસરી ગયા. પાટણમાં વાત ફેલાઈ ગઈ. એક રાજપુરુષે ગઢની બારીએ આવી પૂછ્યું, " કોણ તૈયાર છે ? "

મયો આગળ આવ્યો. " બાપા ! હું તૈયાર છું–ખરા દિલથી તૈયાર છું–મારું લોહી સ્વીકારો." વૃદ્ધો આગળ હતા તેમણે હાથ જોડયા ને કરગરતા બોલ્યા, " માબાપ ! અમ ગરીબ પર એટલી કૃપા કરો. અમારા મયાનું લોહી લો ને પાટણનાં દુઃખ ટાળો ! "

વિદ્વાનોની સભા ફરીથી ભરાઈ. મયો અસ્પૃશ્ય છે, સહસ્રલીંગની ધરા તે રક્તથી સંતોષાશે ? સનાતની પંડિતોની શંકા પરથી રાજાએ જોષીને પૂછ્યું. ત્રિલોચન પંડિતે અકળ સ્મિત કર્યું. " મહારાજ ! પૃથ્વી માતાને બધાં બાળ સરખાં છે. માતા હૃદયને જુએ છે, પવિત્ર-

તાને જુએ છે, નહિ કે બાહ્ય ઉંચ નીચનાં બંધનોને. પરદુઃખે જીવ દેવા તૈયાર થનાર મયો બ્રાહ્મણોનો બ્રાહ્મણ છે."

બલિદાન માટે મયો સ્વીકારાયો. પાટણે રાહતનો શ્વાસ લીધો.

*

સહસ્રલીંગ પર માનવ મેદની જામી હતી. આખું પાટણ રક્ત-બલિદાનની ક્રિયા જોવા ઉલટી પડયું હતું. ચારે તરફનાં આરાનાં પગથીયાં ભરાઈ ગયા હતાં. બાળ, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ સૌને આ અદ્-ભુત બલિદાન નિરખવાની ઇંતિજારી હતી મહસ્રલીંગની મધ્યમાં કેટલીક જગા જૂદી રોકવામાં આવી હતી. ત્રિલોચન પંડિત મયાને પાટલે બેસાડી મંત્રોચ્ચાર કરતા હતા અને જયની અંજલીઓ દેતા હતા બીજા પંડિતો, રાજપુરુષો અને ખુદ સિદ્ધરાજ મહારાજ પણ બાજુમા સમીયાણામા બીરાજ્યા હતા. સૂર્ય મધ્યાન્હે આવતો હતો. સહસ્રલીંગની આરસની દહેરીઓ તડકામાં ચળકતી હતી–ફક્ત મયાની જાતિનાં સ્ત્રીપુરુષો છેટેથી વૃક્ષો પર ચડી આ ક્રિયા નિરખવાના મુશ્કેલ પ્રયત્ન કરતા હતાઃ બલીદાન લેવા પાટણની જનતા તૈયાર હતી, પણ તેમના માટે ઉભા રહેવાનુંયે સ્થાન આપવા તૈયાર નહતી !

નાનો હોમ વચમાં કર્યો હતો; વિધિસર બ્રાહ્મણોના શ્લોકો-ચ્ચાર સાથે તેમાં ઔષધિઓ હોમાતી હતી. પૃથ્વીને સંતોષવાના, જળદેવતાને આમંત્રણ દેવાના મંત્રો ઉચ્ચરાતા હતા–સતીના શાપ શમે તેવાં શક્તિસ્તુતિના સ્તોત્રો બોલાતાં હતા હોમવિધિ પુરી થઈ–છેલ્લો હોમ–રક્તદાન દેવાનું મુહૂર્ત આવ્યું. મયાનું પૂજન થયું–તેના શિર પર પુષ્પો ચઢયાં–તે ઉભો–શિર નમાવી ઉભો–વધ કરનાર નાગી તલવાર લઈ તૈયાર થયો–જેનાર જનતા કંઈક કંપી ઉઠી.

જયસિંહ મહારાજ બોલ્યા," મયા ! મારા પાટણની ખાતર તું પ્રાણ આપે છે. માગ–માગી લે તે હું તારા કુટુંબ માટે આપવા તૈયાર છું."

મયાએ ઉંચું જોયું. " મહારાજ ! મારું બલિદાન સ્વીકારો છો એ જ પાટણનો મોટો ઉપકાર છે–મારે કંઈ માગવાની ઇચ્છા નથી, ફક્ત મારી જ્ઞાતિનો વિચાર કરજો. " એણે પોતાની માતા, પત્ની, જ્ઞાતિજનોને જોવા ચારે તરફ વૃથા નજર ફેરવી પણ તે તો ઘણે દૂર દૂર અદૃશ્ય હતાં, તેમને ત્યાં આવવા અધિકાર નહતો. મયો મમન્યો ને બોલ્યો,

" મહારાજ ! ભગવાને અમને હલકી નાતમાં જન્માવ્યાં, પણ અમેએ માણસો છીએ એટલું વિચારમા લેજો–બીજું મારે કંઈ નથી માગતું. "

" જરૂર, મયા ! હું તે માટે પ્રબંધ કરીશ." અને એ વધઘડી આવી પહોંચી. વધ કરનારે તાપમાં ચકચક થતી તલવાર ઉગામી, મયાએ માથું બરાબર નમાવ્યું. મંત્રોચ્ચાર થયા, જયનાદો થયા, વાજીંત્રોના નાદ થયા, ને વિજળી પડે તેમ ચકચકતી તલવાર નમેલી ડોક પર પડી શિર્ષ જુદું થઈ ઉછળી હોમવેદિમાં પડયું. ધડ પછડાઈ પૃથ્વી પર પડયું ને રક્તની ધારાઓ ધગધગતી વહેવા માંડી. મહસ્ર રશ્મિ સવિતા નારાયણ આકાશની મધ્યમાં સ્થંભી, મહસ્રલીંગની મધ્યમાં હોમાયેલું આ અપૂર્વ બલિદાન વિસ્મયથી જોઈ રહ્યા, અને જરા વધારે બારીકાઈથી જોતાં તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો.

મયાના રક્તની ધારામાં બીજું કંઈ દેખાયું–સંતોષાયેલી ધરાએ છુપાએલાં નીર પાછાં પ્રગટ કરી દીધાં. સહસ્રલિંગની વચમાંથી પાણી ઉભરાઈ ઉપર આવવા માંડયાં–ઝડપથી ઉભરાવા માંડયાં. જાણે ઘડીકમાં સહસ્રલીંગ ભરી દેશે, એવો ભાસ સૌને થયો. ડુબી જવાની બીકે સૌ ઊભા થઈ નાઠા ને કિનારે જઈ જસમાની–મયાની જયગર્જનાઓ કરી આકાશ ફોડી નાખ્યું.

સિદ્ધરાજ મહારાજ પણ તાજુમ થતા રાજપુરુષો પંડિતો સાથે

બહાર નિકળ્યા. સત્ય કે ભ્રમ પણ મહસર્લીંગમાં જળની હેલીઓ વર્તાતી હતી. પાટણની જનતા ઘેલી બની જતી હતી.

અને એક વૃક્ષની નીચે છેટે છેટેથી મયાની મા, પત્નીને જ્ઞાતિજનો, શું આશ્ચર્ય છે તે જોવા મથતાં હતા. મહારાજની આજ્ઞાથી એમને નજીક જવા દેવામાં આવ્યાં. મધ્યમાં મયાનું ધડ ન હતું–શિર ન હતું–પણ જળ ઉભરાતું હતું. સિદ્ધરાજ મહારાજે પૂછ્યું, “ માગો–માગો, તમે પાટણની લાજ રાખી છે. હું તમારે માટે શું કરું ? ”

પાચ માત વૃદ્ધો વિનયથી નમતા નમતા બોલ્યા, “ મહારાજ ! બીજું કંઈ નહિ–આ ડોકેથી કુલડીઓ ને પીડેથી માવરણીઓ ઉતરાવો.”

મહારાજે તુર્ત જ એવા હુકમ છોડયા. પાટણની પ્રજાએ વાધો લીધો નહિ–લઈ શકી નહિ.

રાતે આકાશમાં મેઘ ગર્જ્યા–મૂશળધાર વરસાદ પડ્યા ને મહસર્લીંગના કિનારા પાણીથી ઉભરાઈ ચાલ્યા. ધરતીએ આ વખતે પાણી શોષી લીધાં નહિ.

ત્રિલોચન પંડિતને રાજાએ ઈનામ દીધા, પ્રજાએ માન દીધા અને મયાના લોહીથી પવિત્ર થયેલા મહસર્લીંગનાં જળ સૌએ હર્ષથી પીધા ને વાપર્યાં.

# ભાવિ કથન

"મહારાજ ! કુમારપાળ પાટણમાં છે."

"હેં ! પાટણમાં છે ? ખાત્રીથી કહે છે ?" સિદ્ધરાજ મહારાજ બાતમી દેનારની બાતમીથી બહુ આશ્ચર્ય પામ્યા. કુમારપાળ પાટણમાં આવવાની હિમ્મત કરે તે એ માની શકયા નહિ. એમણે બાતમી દેનાર વિજયસિંહ પાસે ખાત્રી માગી. વિજયસિંહે ખાત્રી આપીઃ

"મારી સગી આંખે મેં તેને જોયા છે. શ્રી આદિશ્વર ભગવાનના ઉપાશ્રયમાં જૈન સુરિ બનીને કુમારપાળ રહ્યા છે. ખાત્રી કરવા હું જાતે સુરિજીના દર્શને જઈ આવ્યો છું. સુરિજી બહુ વિદ્વાન છે—હોંશીયાર છે—રાજગઢની માહિતી પણ ત્યાં બેઠા બેઠા મેળવી શકે છે."

કુમારપાળનો ખરારો નથી. કુમારપાળના મિત્રોયે પાટણમાં નહિ હોય તે કેમ કહેવાય ? "

રાજસેવકે અરધી માહિતી મુજબ, અરધી કલ્પના મુજબ વસ્તુ-સ્થિતિ વર્ણવી. સિદ્ધરાજ મહારાજ ગાદી ઉપર ટટ્ટાર થયા. આવેશ-માં તે કંઈ કહેવા જતા હતા પણ બોલ્યા નહિ. તેમણે નીચેનો હોઠ કરડયો. એક ક્ષણભર તેમણે વિચાર કર્યો. તેમના કપાળ પરની કરચલીઓ, વિચારની ભયંકરતા જે સમજી શકે તેને પ્રગટ કરતી હતી. મહારાજે કહ્યું,

" મારાથી મનાતું નથી–મારે નજરે જોવા પડશે ઠીક, પણ તને કુમારપાળના મિત્રો કોણ કોણ છે તેનો ખ્યાલ છે ? "

વિજય જરા અચકાયો. એને થોડો ખ્યાલ હતો પણ તે ખ્યાલ આપવા તે હજી તૈયાર ન હતો. હાથીઓના યુદ્ધમાં નિર્દોષ વૃક્ષો ઉખડી જાય છે એ તે જાણતો હતો સિદ્ધરાજ મહારાજ સર્વ શક્તિમાન હતા–રાજાધિરાજ હતા–એમને રક્ષવા સમર્થ હતા: પણ કુમાર-પાળનો મિત્ર જેવો તેવો માણસ નહતો–મહારાજનો તેના ઉપર વિશ્વાસ હતો. બાતમી દેનારે પોતાની જાતનો પ્રથમ વિચાર કરવાનો હોય છે. બધું કહેવા જતાં કેવો ભડકો થાય અને કોણ હોમાઈ જાય તે કહી શકાય નહિ. રાજરંગ અને તેની વિકટતાનો અનુભવી વિજય જરા અચકાયો. સિદ્ધરાજ મહારાજની લક્ષ બહાર તે રહ્યું નહિ.

ભયંકર આક્ષેપ કરે તે નક્કી હોતું નથી. વફાદારીનો બદલો વફાદારને મળે છે જ તે પણ નક્કી હોતું નથી વિજયને સિદ્ધરાજ મહારાજની સેવા બજાવવી હતી-એણે બીડું ઝડપ્યું હતું; પરંતુ સેવા બજાવવાનું કાર્ય તેને સહેલું જણાયું નહિ. એ ગભરાઈ બોલ્યો,—

" અન્નદાતા ! હું અચકાયો એટલા માટે કે કુમારપાળને મોટી હુંફ છે, પણ હજી મને ચોક્કસ માહિતી મળી નથી. પુરી ખાત્રી વિના કોઈનું નામ દઉં અને ખોટો પડું તો આપ મારું માથું ઉડાવી દો-એટલે અચકાયો "

" ચોક્કસ નહિ પણ થોડી માહિતી તો મળી છે ને ? "

" હા...હા. કૃપાનિધિ." વિજયને હા પાડયા વિના છુટકો નહતો.

" બોલ ત્યારે શી માહિતી મળી છે ? "

" મહારાજ ! " ફરીથી વિજય અચકાયો.

ખુશીથી પાછા પગના ભરવા માડયા સેનાપતિનુ નામ કઈક અકાળ દેવાનું જોખમ તે જાણુવો હતો

" પુરી ખાત્રી ્રી માહિતી આપવાની ટેવ રાખ-ઉપાશ્રયના સુરિ તો કુમારપાળ છે તેની તો ખાત્રી છે ને ?" ફરીથી મહારાજે શકા ઉચ્ચારી

" મહારાજ ! એની તો જરાએ શકા નથી "

" ઠીક જા સુરી પાસે કોણુ કોણુ આવે છે, શા માટે આવે છે, તે બધી ખરત રાખજે "

વિજયસિહ નમન કરી બહાર ગયો

અને સિદ્ધરાજ મહારાજનો કોપાગ્નિ ફાટી નિકળ્યો કુમારપાળ પાટણમા ? – કાહાનદેવ !–સેનાપતિ !–કુમારપાળના બનેવી ! વિજયસિહની બાતમી જેવી તેવી ન હતી કપના દોડાવી સિદ્ધરાજ મહારાજે આકડા ગોઠવી દીધા કુમારપાળની હિમ્મત તે સમજી શક્યા–મહા ભયકર ષડ્યત્રુ રચાતુ તેમને લાગ્યુ પોતે વિધિના લેખ ટાળવા માગતા હતા–પોતાના ખાસ વિશ્વાસુ અધિકારીઓએ પોતાની વિરુદ્ધ જતા હતા એમના ઉદ્વેગનો પાર રહ્યો નહિ આ ઘટનાને લગતા એક પછી એક પ્રસગો એમની સ્મૃતિપટ પર ચિતરાઈ ગયા

હાથ જોવડાવ્યા-સામુદ્રિક જાણકારોએ ખાત્રી આપી નહિ. એમણે સમર્થ ત્રિકાળજ્ઞાની મનાતા હેમચંદ્રસૂરિને પૂછ્યું. સુરિએ પણ પુત્રયોગ બતાવ્યો નહિ મહારાજે વળી પૂછ્યુ,

" પાટણની ગાદીએ કોણ આવશે ? "

હેમસુરિ મહારાજે કહ્યું, " કુમારપાળ. મેં એનાં સામુદ્રિક લક્ષણો જોયા છે-તેને રાજયોગ છે. "

આ ભાવિકથને રાજાનુ હૈયું ભાંગી નાખ્યું હતું, છતાં સિદ્ધરાજ મહારાજે આશા છોડી ન હતી. હેમસુરિ મહારાજ સાથે તે ગિરનારની યાત્રાએ ગયા. એમણે સુરિજીને વિનતિ કરી કે તમે સાધના જાણો છો. દેવી અંબિકા પ્રત્યક્ષ થઈ કહે તો જ હું માનું.

સુરિએ દેવીની સાધના કરી-ત્રણ દિવસે દેવી પ્રગટ થયાં-મંદિરના ગભારામાંથી અવાજ આવ્યો:

" સિદ્ધરાજ અપુત્ર મરશે-કુમારપાળ પાટણની ગાદીએ બેસશે."

સિદ્ધરાજ મહારાજે આશાની છાયાએ કાઢી નાખી; પણ તેમને વિધિના લેખ રુચ્યા નહિ. મહાન સોલંકી પાટણપતિને એક પુત્ર આપવાનું્ય વિધિને આવડ્યું નહિ ? ઠીક. સતીનો શાપ હતો-શાપ તેણે વહોર્યો હતો. ભલે તે અપુત્ર મરે પણ કુમારપાળ પાટણની ગાદીએ આવે ? એમને વિધિનો આ પ્રબંધ ગમ્યો નહિ. પાટણની ઉન્નત ગાદી-સોલંકીઓની મશહુર ગાદી-તે ઉપર શુદ્ધ ક્ષત્રિય રક્તનો સોલંકી જ આવી શકે. કુમારપાળ કોણ ? સોલંકી-નજીકનો વારસ-શુરવીર ને શાણો પણ ત્રિભુવનનો પુત્ર, ત્રિભુવનપાળ દેવીપ્રસાદનો પુત્ર, દેવીપ્રસાદ ભીમદેવ મહારાજનો પુત્ર-પણ બકુલાદેવીના પેટેથી ઉત્પન્ન થયેલો. તે બકુલાદેવી કોણ ? એક વારાંગના.

કુમારપાળમાં એ લોહીના સંસ્કાર ઉતરેલા-શુદ્ધ ક્ષત્રિયરક્ત તેનામાં નહિ. એ કુમારપાળ સોલંકીઓની જગપ્રસિદ્ધ ગાદી પર આવે ? –દેવ મમા સિદ્ધરાજ મહારાજ જેવાએ ઉજ્જવલ કરેલી ગાદી પર એ આવે ?

વિધિને કંઈ આવડત છે ? મહારાજને વિધિનો પ્રબંધ રૂચ્યો નહિ વિધિ પ્રબળ મનાતો હતો–પોતેય મહા પ્રબળ મનાતા હતા ! "વિધિના લેખનેય હું ભુંસીશ' સિદ્ધરાજ મહારાજે મનથી નિશ્ચય કર્યો અને સિદ્ધરાજ મહારાજનો નિશ્ચય એટલે પર્વત જેવો અડગ નિશ્ચય. કુમારપાળ પર એમની ક્રૂર દૃષ્ટિ ઉતરી બીજાંય કારણો કુમારપાળ પર કુપીત થવાનાં હતાં. પોતાની આયુદોરી તુટે તે પહેલા કુમારપાળની જીવનદોરી તોડી નાખવાની જરૂર તેમણે જોઈ. કુમારપાળ હયાત નહિ હોય તો પછી તે ગાદીએ કેવી રીતે આવી શકશે ?

સિદ્ધરાજ મહારાજે મહા બલીષ્ટ શત્રુઓ સામે જંગ માંડયા હતા–શત્રુઓને પરાજીત કર્યા હતા–અનેક અજેય દુર્ગો તે જીત્યા હતા–બધેય તે વિજયવંત થયા હતા. પાકટ અવસ્થામાં તેમણે નવો જંગ માંડયો–તે વિધિને જીતવાનો.

પાટણના મહાવિદ્વાન જોષીઓએ ભાખેલા, મહાસમર્થ હેમસુરિ મહારાજે કથેલા, અને સાક્ષાત્ અંબિકા દેવીએ ઉચ્ચારેલા ભાવિકથનને અસત્ય ઠરાવવા-વિધાતાએ લલાટે લખેલા લેખનેય ભુસી નાખવા-પાટણના મહાસમ્રાટ સિદ્ધરાજ મહારાજે નિશ્ચય કર્યો

વિધિ બલવાન હશે પણ કોઈએ તેને જોયો ન હતો. સિદ્ધરાજ મહારાજના નામથી જગત કંપતું હતું.

કુમારપાળને પકડી પરલોકમાં પહોંચાડવા તેમણે સકલ રાજસત્તા રોકી દીધી.

આ વર્તમાન જાણતાં કુમારપાળ કંપી ઉઠયો.

વરસો પહેલાં જ્યારે યમદૂતનું તેડું આવ્યું ત્યારે તેને કોઈએ ચેતવી દીધો. સાધુવેશે તે પાટણ છોડીને ચાલ્યો ગયો, અને એવી જગાએ સંતાઈ ગયો ને રખડયો કે સિદ્ધરાજ મહારાજને પત્તો લાગ્યો જ નહિ.

બહુ બહુ તેમણે તપાસ કરી—ચારે દિશાએ તેમણે ગુપ્તચરો રોકી દીધા, પણ કુમારપાળ જડયો નહિ. એ કુમારપાળ પાટણમાં છે એમ જ્યારે બાતમીદારે કહ્યું ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મોટી હુંફ વિના તે પાટણમાં આવવાની હિમ્મત કરે નહિ તેમ તેમને ખાત્રી થઈ. સેનાપતિનું નામ વગર પુરાવેય સંકળાતાં તેમના ઉદ્વેગનો પાર રહ્યો નહિ.

વિધિ સાથે માંડેલા યુદ્ધનો જુસ્સો ફરી પ્રગટ થયો. જે વાત એક વખત તેમના મગજમાં ઘુસી તે પુરી કર્યા વિના તે જંપે તેવા નહતા. એને ગુણ કહો અવગુણ કહો—કાંતો જીતવું કે મરવું તે સિવાય. તે ત્રીજી સ્થિતિ પિછાનતા નહિ.

એમની કાર્યગતિને રોકે તેવા મહા અમાત્ય મુંજાલે હવે નહતા. બીજો કોઈ તેમને દાબે તેવો મંત્રી રહ્યો નહતો.

સિદ્ધરાજ મહારાજે આખી રાત વિચાર કર્યો—કુમારપાળને. નજરે જોઈ ખાત્રી કરવાનો—ખાત્રી થતાં તેને મપડાવવાનો—અને કાર્યસિદ્ધિ કરી તેના છુપા મિત્રોને દંડવાનો.

પાટણમાં સાધુસંતો, યતિઓ સૌને આમંત્રણ પહોંચી ગયાં. કોઈ પણ સાધુને આ હુકમ પછી પાટણના દરવાજામાં આવવાને છુટ હતી, પાટણ બહાર જવાની મનાઈ હતી. સાધુની સંખ્યા ઘટતાં શ્રાદ્ધનું પુણ્ય ઘટે તે જોવા સિદ્ધરાજ મહારાજ તૈયાર ન હતા. રાજાની આ ધર્મભાવનાથી પ્રજા ખુશ થઈ. સાધુઓને પોતાની મહત્તા વધી પડેલી લાગી.

રાજાને બધા ધર્મો સરખા હતા. જૈન યતિઓને પણ ઘણા વિનયથી આમંત્રણ મોકલવામા આવ્યાં હતાં. શ્રી આદિશ્વર ઉપાશ્રયના મુખ્ય આચાર્ય જ્ઞાનવિજયસુરિને પણ સકળ સાધુમંડળી સાથે રાજગઢમા આવવાનું નિમંત્રણ મળી ચુક્યું હતું. સુરિજી રાજાને 'ધર્મલાભ' આપવા આતુર હતા. આમંત્રણ ઉપરથી તેમણે ગણત્રી કરી કે જૈન સાશનનો ઉદય સિદ્ધરાજ મહારાજની પાછલી અવસ્થામાં એમના જ રાજ્યઅમલમાં પણ થાય. સિદ્ધરાજ મહારાજે જૈનમંદિરો ઉપર ધ્વજાઓ ચડાવવાની પરવાનગી આપી હતી. જૈનધર્મને રાજ્યધર્મ ગણી પોતાની કીર્તિરૂપ ધ્વજા તે જગતમાં ફરકાવે તેવી જૈનાચાર્યોની શુભેચ્છા હતી.

રાજસેવકે આદિશ્વર ઉપાશ્રયના મુખ્ય સુરિજીને બહુ માનથી રાજાના આમંત્રણની વાત કરી ત્યારે એમને આ વિચાર આવ્યો— હેમસુરિ મહારાજની ગેરહાજરીમાં જ્ઞાનવિજયસુરિનું માન પાટણમાં શ્રેષ્ઠ હતું. એમણે રાજાને આંજવા નિર્ણય કર્યો.

સેવકે કહ્યું, " સિદ્ધરાજ મહારાજની ઇચ્છા છે કે કોઈ પણ સાધુ વંદના વિના રહી જવા ન જોઈએ—એમને એ વ્રત છે. "

" નિશ્ચિંત રહો. જૈન સાધુઓમાંથી કોઈ પણ સાધુ પ્રમાદ કરી રાજાના સ્તુત્ય વ્રતનો ભંગ કરાવશે નહિ. "

જ્ઞાનવિજયસુરિએ ખાત્રી આપી. સેવક ગયો.

ઉપાશ્રયના બધા સાધુઓને રાજાના આમંત્રણની ખબર આ-પવામાં આવી, અને આમંત્રણમાં રહેલી મહત્તા ઉપર જ્ઞાનવિજય-સુરિએ સૌને એકઠા કરી વ્યાખ્યાન આપ્યું.

નવા આવેલા શાન્તિસુરિ વિચારમાં પડ્યા. નવા સુરિજીની ઉમ્મર પુખ્ત હતી—વદન ઉપર પ્રભાવ હતો. એમણે આંટીઆળી દાઢી રાખી હતી. જૈન યતિઓના માથાના નિમાળા ખેંચાવી નાખ-વામાં આવે છે—આ યતિના માથા ઉપર આછા આછા વાળ હતા. આ અપવાદ સિવાય જૈન સાધુનાં આછાં પીત વસ્ત્રો સુરિને આબાદ બંધબેસ્તાં હતાં. નવા સુરિ પ્રાકૃત બોલી શકતા હતા—જૈનસુત્રો અને કૈવલ્યજ્ઞાનની ચર્ચા કરી શકતા હતા. સુરિ વિદ્વાનમાં ખપતા હતા—ચમત્કારી લેખાતા હતાઃ જ્યોતિષ અને સામુદ્રિકનો અભ્યાસ એમનો ઉંડો છે તેમ મનાતું હતું. મારવાડ તરફથી એ સાધુ આવેલા હતા—અજ્ઞાત છતાં જ્ઞાનવિજયસુરિજીએ તેમને માનથી બધી અનુકૂળતા આપી હતી. સુરિજી વહોરવા માટે બહાર નિકળતા નહિ—બીજા સાધુઓ લાવે તેમાં તેમનો હિસ્સો રહેતો—દિવસનો ઘણો વખત તે પોતાની ઓરડીમાં પુરાયેલા જ રહેતા. એમને મળવા આવનાર પણ થોડાં જ હતાં. એ શાન્તુસુરિને જ્યારે ખબર મળી કે રાજગઢમાં જવાનું છે ત્યારે તે વિચારમાં પડ્યા.

સિદ્ધરાજ મહારાજની સાધુભક્તિ તે સમજી શક્યા નહિ. પાટણ-ના બધા પંથના સાધુઓને સિદ્ધરાજ શા માટે આમંત્રણ કરતા હશે? જવું કે ન જવું? રાજગઢમાં જતાં ઓળખાઈ જતાં શી પરિસ્થિતિ ઉભી થાય? નહિ જવાથી કદાચ શક ઉત્પન્ન થાય. આખરે સુરિજીએ સાધુવંદ સાથે જવાનું મનથી નક્કી કર્યું. રાતે એક માણસ તેમને મળવા આવ્યો તેની સાથે એમણે કંઈક ખાસ ખાનગી વાત કરી લીધી.

શાન્તિસુરિ કે કુમારપાળે સિદ્ધરાજ મહારાજની પાદપુજા સ્વીકારવાનું જોખમ ખેડયું.

શ્રાદ્ધતિથિના દિવસે રાજગઢ સાધુઓથી ઉભરાતો હતો. સિદ્ધ-રાજ મહારાજ કર્ણદેવનું શ્રાદ્ધ ઉજવતા હતા—પવિત્ર મુનિઓ અને સંતોની પાદપુજા કરી પવિત્ર થવાના હતા. મહારાજ શ્રદ્ધાથી અહીં તહીં ફરતા હતા. સાધુઓને અતિ માનથી જુદા જુદા વર્ગો પાડી બેસાડવામા આવ્યા હતા.

પૂજાનો થાળ લઈને રાજગોર ચાલતો હતો. સિદ્ધરાજ મહારાજ તેમની સાથે ચાલતા હતા—એક પછી એક તે સાધુઓની પૂજા કરતા હતા—આશિષ લેતા હતા.

તે અણુખુટ ધિરજથી અસંખ્ય સાધુઓની પુજા એક પછી એક કરતા હતા.

દંડી સ્વામીઓને મહારાજે પૂજ્યા, પરમહંસોના સચ્ચિદાનંદ પામ્યા, ગિરનારી અવધુતોના અહાલેક સાંભળ્યા-પુજારીઓનીયે પૂજા કરી આશિષમંત્રો સૂણ્યા, રખડતા બાવાઓ પણ ગુજરાતના સમ્રાટનું નમન પામ્યા. સાદા સંતોએ રાજાનો વિનય સ્મિત સાથે વધાવ્યો. જૈન યતિઓનો વારો આવ્યો. યતિઓની સંખ્યા મોટી હતી. ક્રમવાર તેમણે પ્રથમ મુખ્ય સુરિ કે આચાર્યની પૂજા આદરી પછી શિષ્યવૃંદને પૂજ્યો.

જ્ઞાનવિજયસુરિ મહારાજની ખાસ નમ્રતાથી સિદ્ધરાજે પૂજા કરી-સુરિજીએ પરમ આનંદથી 'ધર્મલાભ' આપ્યો. સુરિજી સાથેના સાધુઓની પૂજા ચાલી. મહારાજ ખાસ ધ્યાનથી પૂજા કરતા હતા—એમને ઉતાવળ ન હતી—ધીમે ધીમે તે ધર્મલાભ પામતા શાન્તિસુરિના પાટલા તરફ આવતા હતા. શાન્તિસુરિનું હૃદય સંયમી છતા ધડકતું હતું.

સિદ્ધરાજ મહારાજ તેમની પાસે આવ્યા–મેવકે થાળ મૂકયો. સુરિજીએ પગ તેમાં ધર્યા–રાજાએ પૂજા આદરી–પગમાં ઉભી ઉર્ધ્વ રેખાઓ જાણે મધ્યમાંથી પગને કાપતી હોય તેમ પૂજનારને નજરે પડી–પગની પાનીઓની કુમાશ છાની ન રહી. પૂજનારની નજર સુરિજીના મુખ તરફ વળી. પરમ નિગ્રહથી જરા હોઠ દાબી સુરિજી બેઠા હતા–આંખોને ઢળતી રાખી હતી–ધનુષ્યાકાર ભમરો ને લાંબી મોટી આંખો ગજાને પરિચિત લાગી. પૂજનારે એક જ ક્ષણ નજર સ્થિર કરી–દાઢી છતાં, સાધુનો સ્વાંગ છતાં, કુમારપાળને રાજાએ ઓળખ્યા. પોતે ઓળખ્યા નથી તે બતાવવા ગજાએ તુર્ત જ નજર પાછી ખેંચી લીધી, પરંતુ સાધુએ સિદ્ધ-રાજની આંખની ચમક જોઈ લીધી હતી. સિદ્ધરાજે આશિષ લેવા માથું નમાવી હાથ જોડયા ત્યારે તેમણે 'ધર્મલાભ' ઉચ્ચાર્યો. પરંતુ રાજગાદી લેવા જતાં રાજગઢમાં કયી ક્ષણે પરલોકગમનનો લાભ પોતાને મળશે તે કલ્પનાએ શાન્તિસુરિને કમકમાં આવ્યાં.

અહિંસા પરમો ધર્મના ઉપદેશકને પોતાની સંભવિત હિંસાથી ભયની ધ્રુજારી છુટી. સિદ્ધરાજને તે ઓળખતા હતા–સિદ્ધરાજની નજર તેમણે પારખી હતી–રાજા જાણે કંઈ ખાસ બન્યું જ નથી, તેટલા સ્વાસ્થ્યથી બીજા સાધુ તરફ ગયા. શાન્તિસુરિજીએ નિગ્રહથી શાન્ત ભાવ ધારણ કરી રાખ્યો.

જ્ઞાનવિજયસુરિની સાધુમંડળી ઉપાશ્રયમાં પેસવા જતાં તે જરા છેટે રહી બધાને છાનો જોવા માંડયો. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે આગળ આવ્યો ને જ્ઞાનવિજયસુરિને પૂછવા લાગ્યો,

" આપ સૌ જઈ આવ્યા ? "

" હા. "

" કોઈ રહ્યું નથી ને ? "

" નહિ જ ! "

વિજયે બધા સાધુઓ તરફ જોવા માડયું. શું બોલવું;તે સુઝ્યું નહિ. તે આખરે બોલ્યો,

" નવા–જુના બધા સુરિઓ આવી ગયા ? "

" હા–હા–કેમ ? તમને શંકા છે ? "

સૌએ ખાતરી કરવા એક બીજા સામું જોવા માંડયું. એક સાધુ બોલી ઉઠ્યો,

" શાન્તિસુરિ કયાં ? "

" અરે ! પૂજામાં મારી પાસે જ બેઠા હતા ! "

" ત્યારે કયાં ગયા ? " જ્ઞાનવિજયસુરિએ પૂછ્યું.

" કોણ જાણે માર્ગમાં રોકાયા હશે ! "

સૌએ ખાતરી આપી કે તે પૂજામાં હતા જ. વિજયને તેની ખાતરી જ હતી. પણ સુરિજી માર્ગમાં કયાં અલોપ થયા ? તે ગભરાયો.

" ઠીક, વાંધો નહિ. પૂજામાં હતા ને ! કોઈ સાધુ રહી ન જાય તેવો સિદ્ધરાજ મહારાજનો હુકમ છે એટલે પૃચ્છા કરવી પડે છે. " એમ કહીને તે બહાર નિકળ્યો. તેણે માણસોને બધા દરવાજાઓ તરફ દોડાવ્યા–થોડી વારમાં ખબર આવી–એક દાઢીવાળો સ્વાર ઘોડી

ઘડી પહેલાં મોઢેરા દરવાજાથી પુરપાટ પસાર થયો હતો. વિજયસિંહના પેટમાં તેલ રેડાયું. તેને ખાત્રી થઈ કે શાન્તિસૂરિ છટકી ગયા.

કંપતો કંપતો તે મહારાજ પાસે આવ્યો.

" કેમ પકડ્યો ? "

" મહારાજ !......"

" બોલ, શું થયું ? " મહારાજ તાડુક્યા.

" યતિ માર્ગમાં અલોપ થઈ ગયા. "

સાધુઓની કંટાળા ભરેલી પૂજાથી કંટાળેલા સિદ્ધરાજ મહારાજને જ્યારે ખબર મળી કે શાન્તિસૂરિ છટકી ગયા ત્યારે તેમના ક્રોધને સીમા રહી નહિ.

" મને બીક જ હતી–તું રમત રમે છે–તારી ખાલ ઉતરાવીશ. એક વધુ તક આપી અને તેં શિકાર નસાડી મૂક્યો–કોણ છે બહાર !" મહારાજે ત્રાડ પાડી. એક યોદ્ધો દાખલ થયો.

" આને પહેરામાં રાખો. "

" મહારાજ ! મેં બાતમી મેળવી છે—"

" મારે નથી સાંભળવી—" છતાં વિજયે કહ્યું,

" મોઢેરા દરવાજેથી એક હાંઢીસ્વાર નાઠો છે. "

" ક્યારે ? "

" થોડા વખત પહેલાં જ. "

" હું જાતે જ હવે પત્તો મેળવીશ. " તેમણે વિજયને તાત્કાલિક તો જાપ્તામાં જ રાખ્યો અને સારા પાટણને ઢુંઢી વળવા ગુપ્તચરોને–પાટણ બહાર નાસતો હોય તો પકડવા સૈનિકોની ટુકડીઓને સિદ્ધરાજ મહારાજે દોડાવી. તેમણે અસંખ્ય માણસો કુમારપાળને

પકડી લાવવા રોકી દીધાં ને વિદાય કર્યાં. પોતાના ખાસ વિશ્વાસુ માણસોને જવાબદારી ભરાવી.

રમતમાં મહારાજે થાપ ખાધી હતી—શાન્તિસુરિને રાજગઢ બહાર જવા દેવામાં ભૂલ કરી હતી. શાન્તિસુરિને વહેમ નથી પડયો તેમ તેમણે માન્યું હતું. સાધુઓની પૂજાના દિવસે રાજગઢમાં જ એક સાધુ પર આક્રમણ કરવું એ તેમને ઉચિત નહોતું લાગ્યું. વિજય અને તેના માણસો મારફત રાજગઢ બહાર સાધુઓ જાય તે પછી સુરિજીને રાજ્યના આરોપી તરિકે પકડાવી બારોબાર સુરક્ષિત સ્થળે પહોંચાડવાની પેરવી રચી હતી પણ સુરિ માર્ગમાં જ અલોપ થઈ ગયો.

કેવી રીતે તે થયું તે ગુઢ કોયડો હતો. કાહાનદેવ સેનાપતિ તે કોયડો જાણતા હતા.

શાન્તિસુરિ રાજગઢથી બહાર નિકળ્યા. અનેક સાધુઓનાં વૃંદો જતાં હતાં. ચાલાકીથી છટકી બીજા વૃંદમાં ભળી ગયા, અને એક ખાંચો આવતાં તેમાં પેસી ગયા. શેરી વટાવી એક મહેલાતની ડેલીમાં અદરય થઈ ગયા. થોડીવારે એક દાઢીવાળો ઘોડેસ્વાર તેમાંથી નિકળ્યો. ઘોડેસ્વાર પુરપાટ પાટણ છોડી મોઢેરા દરવાજેથી નાઠો. એ મહેલાત કાહાનદેવની હતી. રાજા ઓળખે તો શું કરવું તે માટે તૈયારી રાખેલી જ હતી. રાજગઢમાં જ આક્રમણ થાય તો રક્ષણ કરવા કાહાનદેવનાં માણસ તતપર જ હતાં.

કાહાનદેવ કુમારપાળની બ્હેન પ્રેમળને પરણ્યા હતા. સોલંકી કુમારપાળની બ્હેનને પરણવામાં તેને શરમ આવી નહોતી—ઉલટ તે બાબતનું તેના મનમાં ગૌરવ હતું. કુમારપાળને ગાદી આપવામાં સિદ્ધરાજ શરમાતો હતો. કુમારપાળ હક્કદાર છતાં તેનો હક્ક સિદ્ધરાજ સ્વિકારતા ન હતા. કારણ ફક્ત એજ કે બકુલાદેવીનું લોહી કુમારપાળમાં ઉતર્યું હતું. એક વારાંગના કે નદીને સિદ્ધરાજ મહા-

રાજનો જન્મ કેટલો આભારી હતો તે કાહાનદેવ જાણવા પામ્યો હતો–સિદ્ધરાજ મહારાજ કદાચ જાણતા નહિ હોય–જાણવા નહિ પામ્યા હોય–પ્રફુલ્લાદેવી જેવી સદ્‌ગુણી વારાંગના માટે આટલો બધો તિરસ્કાર બતાવવો વ્યાજબી નહતો તેમ કાહાનદેવ માનતો હતો. ખાસ કરી કુમારપાળના પિતા ત્રિભુવનપાળના રાજ્ય ઉપર ઉપકાર ઓછા નહતા–એ ત્રિભુવનપાળનોય અંત સિદ્ધરાજ મહારાજને કૃતઘ્ની કહેવડાવે તેવો હતો. કાહાનદેવને કુમારપાળનો પક્ષ ન્યાયી લાગતો હતો. ન્યાયનો પક્ષ કરવામા તેનું હિત સમાયેલું હતું. કુમારપાળના નાસબમા રાજયોગ હતો–એ કુમારપાળ પાટણની ગાદીએ આવે–કાહાનદેવની મદદથી ગાદીએ આવે–પોતે તેનો બનેવી. પછી પાટણનું રાજ્યતંત્ર તેના અંકુશમાં આવે–તેનું માન કેટલું વધે ? આ ગણત્રીઓ પણ તેના મનમા હતી. સિદ્ધરાજ મહારાજે તેને મુખ્ય-સેનાધિપતિ કરી સ્થાપ્યો હતો, તે તેનું માન રાખતા હતા, પણ સિદ્ધરાજ મહારાજનો પ્રતાપ અને વ્યક્તિત્વ તેને હંમેશ દાબમાં જ રાખતાં હતાં.

ગુજરાતના ભાવિ રાજાને સહાયભૂત થવામાં તેને ન્યાય અને શાણપણ બન્ને દેખાતાં હતાં. જોષમાં તેને શ્રદ્ધા હતી. પ્રેમળ કાહાનદેવને પોતાના ભાઈ માટે સમજાવતી હતી–કાહાનદેવે હિમ્મત કરી હતી.

સિદ્ધરાજ મહારાજની ઇચ્છાને અવરોધવા તેણે માથું ઉંચું કર્યું. જરૂર પડે તો કુમારપાળ નજીક હોય તો સારું તે વિચારે કુમારપાળને યતિના વેષમાં પાટણ લાવ્યો–બધો પ્રબંધ બહુ ગુપ્ત હતો. સિદ્ધરાજ મહારાજને ક્યાંથી ખબર પડી ? શ્રાદ્ધતિથિના ક્રમનો હેતુ તે તુર્ત જ સમજી ગયો હતો. તેણે કુમારપાળને નસાડી મૂકયો.

બીજે પહોંચાડી પોતે બીજે ક્યાંય સંતાઈ જવાનો તેણે ઈરાદો કર્યો.

તે દધિસ્થળી પહોંચ્યો. ઘણા વરસે કુટુંબી જનોને મળ્યો. પોતાનો મિત્ર બૌમરી નામનો બ્રાહ્મણ ત્યાં આવી ચડેલો હતો–તેને પોતાના કુટુંબને ઉજ્જન લઈ જઈ સંતાડવા ભલામણ કરી, બીજે દિવસે પ્રભાતે તો પોતે બીજે જતો રહેશે તેમ વાત કરી. સ્નેહીઓનાં હર્ષાશ્રુ સુકાયાં ન સુકાયાં એટલામાં બહાર બુમ પડી. પાટણનું સૈન્ય ગામને ઘેરી વળ્યું હતું. ઘરે ઘરે સૈનિકો શોધતા હતા.

ડેલીએ સૈનિકો આવી પહોંચ્યા–હવે સંતાવું ક્યાં ? દરબારગઢની પાછળ કુંભારવાસ હતો. વંડી કુદી કુમારપાળ ત્યાં ગયો. અલિંગ નામનો વૃદ્ધ કુંભાર નિભાડો પકવવાની તૈયારી કરતો હતો–તે વાસણ ગોઠવતો હતો. ઉતાવળમાં કુમારપાળે અલિંગને વાત કરી. અલિંગે પોતાના અન્નદાતા ત્રિભોવનપાળના પુત્રને ઓળખ્યો. એણે ઝડપી નિર્ણય કર્યો. કુમારપાળને વાસણમાં સંતાડયો–ઉપર બીજાં ઘણાં વાસણ ગોઠવ્યાં, અને ફક્ત એક બાજુ ઉપર ઉપરથી સાંઠીઓ ગોઠવી અને વહેમ ન પડે તે માટે તેણે સળગાવીને ધુમાડો પણ કાઢયો.

કુંભારે કુમારપાળને બહાર કાઢયો–કુંભારનાં કપડાં પહેરાવ્યાં ને પરોઢના અંધારામાં ગામની ભાગોળે આવી તેને ચૂપકીથી વિદાય કર્યો.

કુમારપાળે, માણસના પગ જેટલી ઝડપથી જઈ શકે તેટલી ઝડપથી ભાગવા માંડયું. ગુજરાતનાં ગામડાંમાં સંતાતાં સંતાતાં ગુજરાતની સરહદ બહાર નાસી જવાનો તેનો ઈરાદો હતો.

સૂર્યોદય થયો–રસ્તામાં નદી નાળાં આવતાં તેને રોકાવું પરવડે તેમ ન હતું. જંગલના રસ્તે તે નાસતો જ ગયો–એક ઉંચી જગાએ તે આવ્યો ત્યાં શ્વાસ લેવા અટકયો ને તેણે ચારે તરફ નજર કરી. છેટેથી ઘોડેસ્વારો તેની તરફ આવતા જોયા–તે નાઠો.

ખચીત સિદ્ધરાજના ઘોડેસ્વારોમાંથી કેટલાક દધિસ્થળી રોકાઈ ગયા હતા ને કેટલાક બીજે તપાસ માટે સવારમાં નિકળી ચૂકયા હતા. કેટલુંક અંતર કાપ્યા પછી તેમણે આગળ કોઈ માણસને જાણે દોડતો જતો હોય તેવો જોયો. તડકામાં એ માણસની દાઢી વર્તાતી હતી–એ જ દાઢીવાળો ! એમણે કુમારપાળને પકડવાની આશામાં ઘોડાઓને દોડાવ્યા.

કુમારપાળ છેક પરોઢથી ચાલતો હતો–દોડતો હતો–મધ્યાહ્ન થવા આવ્યો હતો–તે થાકી ગયો હતો, પણ મૃત્યુ જાણે તેને ભેટવા આવતું હોય તેમ પાછળ ઘોડેસ્વારો આવતા હતા. કુમારપાળનો શ્વાસ માતો નહતો પણ તે દોડયો–દોડયો–જીંદગીમાં કદીયે નહિ દોડયો હોય તેટલા વેગથી અને ભયથી દોડયો.

એનો શ્વાસ ધમણ માફક ચાલતો હતો. તાપથી તેના મુખ પર પરસેવાના રેલા ચાલતા હતા–તેના વદન ઉપર વ્યાકુળતાના ભાવ સ્પષ્ટ વર્તાતા હતા. તેના પગ કાંટા ઝાંખરાથી છોલાયા હતા. ધીગતી ભૂમિ દઝાડતી હતી–ઉનાળો ચાલતો હતો અને ઉત્તર ગુજરાતનો

સૂર્ય અગ્નિના પુંજ સમો બાળી દેતો હતો—તે દોડે જતો હતો. વાડો, ઝાડો અને છોડવાઓની ઓથ લેતો, ઘોડેસ્વારોની નજર ચૂકવવા પ્રયત્ન કરતો, આડળીડ રસ્તે તે આગળ ને આગળ જતો હતો. ઘોડેસ્વારો દૂર દૂરથી વર્તાતા હતા પણ નજીક નહતા; હજીયે છટકવાનો સંભવ હતો.

કુમારપાળ જીવવા માટે નાસતો હતો—પગપાળો છતાં સીધે રસ્તે આવતા સ્વારોને તે દૂર રાખતો હતો.

પણ આમ ક્યાં સુધી દોડાશે? સ્વારોએ તેને જોયો હોય તેમ તેની તરફ જ આવતા લાગતા હતા. દોડતાં દોડતા ખેતરાઉ ભૂમિ આવી. વાડો પાછળ દોડતા દોડતા જ કુમારપાળે સંતાવાની જગા શોધવા માંડી. હવે તેના પગ ચાલતા નહતા—તેનો શ્વાસ માતો નહતો—કોઈ ઝાડ ઉપર ચડી જાઉં?—કોઈ કુવામાં સંતાઈ જાઉં?

એવામાં તેના કાને અવાજ આવ્યો. એક ખેડુત ચોમાસાને વાર છતાં અગમચેતી વાપરી, પોતાના ખેતરની વાડ મજબૂત કરતો હતો. વાડ મજબુત બનાવવા તેણે કાંટા ઝાંખરાનો ઢગ કર્યો હતો, ધોમ તડકામાં તે પરમ ખેદરકારીથી મહેનત કરતો હતો. કુમારપાળ ખેતરનો ખુણો વટાવી આગળ વધ્યો ને ખેડુતે તેને જોયો. માણસ નામભાગ કરતો લાગ્યો.

નાસનારના વદન પર અપાર વ્યગ્રતા અને ભય તેણે જોયાં. નાસનારનાં કપડા નિર્માલ્ય છતાં તેના મુખ પર ખેડુતને પ્રભાવ જણાયો. એણે કોદાળી થોભાવીને પૂછ્યું,

"કેમ ભાઈ! કેમ નાસો છો?"

"કારણ મારે જીવવું છે!"

"કોણ મારે છે?"

"રાજાના સ્વારો પાછળ પડ્યા છે."

" કારણ ? "

" કહેવાનો વખત નથી. નિર્દોષને રક્ષવાની હિમ્મત છે ? "

કુમારપાળે શ્વાસ લેવા અટકી જવાબ દીધો. આ સ્થિતિમાંયે કરગરવાની તેનામાં આવડત ન હતી. એણે પ્રશ્ન જ પૂછ્યો.

ખેડુતને આશ્ચર્ય થયું. એને લાગ્યું કે નાસનાર જેવો તેવો માણસ નહિ હોય–રાજાના સ્વારો સાધારણ માણસ પાછળ દોડે નહિ. વળી એની સ્વાભાવિક વૃત્તિ જાગી. એ ખેડુત જાતે રજપુત હતો–ભીમાસંહ તેનું નામ હતું એણે અને તેના બાપે લડાઈઓ જોઈ હતી શાન્તિના સમયમાં તે ખેડ કરતો હતો. એના પૂર્વજોએ ગરાસ ભોગવ્યા હતા–જાહોજલાલીની નિશાની રૂપ તેના કાનમાં સોનાની કડીઓ હતી. કપાળેથી પરસેવાનો રેલો આંગળીથી નિતારતો તે બોલ્યો,

" શા માટે નહિ ? હું રજપુતબચ્ચો છું. તમે ગમે તે હો, હાલ વિપતમાં છો–મદદ કરવી મારી ફરજ છે. "

" બચાવશો તો ઉપકાર નહિ ભુલું. "

" એક જ ઉપાય છે. આ કાંટામાં સંતાશો ? " ખેડુતે કાંટા ઝાંખરાનો ઢગલો બતાવ્યો.

" આમાં ? " કુમારપાળે પ્રશ્ન કર્યો. કુંભારના નિભાડામાં તે આજ્ઞા તાપે શેકાયો હતો–હવે કાંટા તેને આમંત્રતા હતા–રે ! નસિબ !

" બીજો ઉપાય નથી–ઝટ કરો–ભોળાનાથનું નામ લઈ પેસો."

ખેડુતે કાંટાના ઢગને છુટો કર્યો. કુમારપાળ વચમાં પેઠો–પગમાં કેટલા કાંટા પેઠા તે ગણવાનો વખત ન હતો. તે ઉંધે માથે ટુંટીયુવાળી સૂતો. ખેડુતે તેના ઉપર બહુ ન વાગે તેવાં પાંદડાંવાળાં ઝાંખરાં નાખ્યાં અને પછી ઉપર બાવળ, થોર, બોરડી વિગેરેના કાંટાનાં સૂકાં ડાળાં ગોઠવ્યાં.

અને જાણે કશું જ બન્યું નથી તેમ તેણે વાડને સમી કરવા માંડી.

એક ઘડી પછી તો ઘોડેસ્વારો વેગથી પસાર થતા નિકળ્યા. ખેડુતને જોઈ તે અટકયા ને નાયકે ઉંચા સ્વરે પૂછ્યું, " હમણાં આ તરફ એક માણસ નિકળ્યો તે કયાં ગયો ? "

જાણે વાત કરવાની નવરાશ ન હોય અને રસ્તે જનારાઓને કામ કરનારાઓના કામમાં વિક્ષેપ કરવાનો હક્ક નથી તેમ સજ્જડ માન્યતા ધરાવતો હોય તેવી બેદરકારીથી ભીમા ખેડુએ સ્વારનો પ્રશ્ન સાંભળ્યો ન સાંભળ્યો કર્યો અને પોતાનું કામ ચાલુ જ રાખ્યું.

" કેમ નથી સાંભળતો ? " સ્વારે નજીક ઘોડો લાવી રાડ નાખી.

ખેડુતે કોદાળી થોભાવી, પાછું ફેરવી જોયું અને જાણે પહેલી જ વાર જોતો હોય તેમ અને જાણે પરિચિત માણસો હોય તેમ ઠંડાપેટે પૂછ્યું,

" રામ–રામ બાપુ ! કેણી તરફ ? "

" તું બતાવે તે તરફ. હમણાં એક દાઢીવાળો માણસ આ ખેતરમાં થઈને નિકળ્યો તે કયાં ગયો ? " સ્વારોએ દમથી પૂછવા માંડ્યું.

" દાઢીવાળો ! કયારે નિકળ્યો બાપુ ? " જાણે દાઢીવાળો આદમી હોઈ શકે તે નવાઈની વાત હોય તેમ અજાણપણું ને આશ્ચર્ય બતાવતો ભીમો બોલ્યો.

" હમણાં જ–અમે તેને છેટેથી જોયો છે. તે આ ખેતરમાં જ અલોપ થયો. બોલી દે–કયાં ગયો ? " ફરીથી આ અનાડી ખેડુતથી કંટાળી સ્વારોએ તાડુકીને પૂછ્યું.

" મારી બલા જાણે ! જાણે અમે તે નવરા બેઠા હોશું

ને જતા આવતાનો હિસાબ રાખતા હઈશું ! સાંજસુધીમાં તો બધી વાડ પુરી કરવી છે. કોણ ગયું ને કોણ નિકળ્યું તે જોવા જઈએ તો તો એક કરી રહ્યા બાપુ!" ભીમસિંહે કાને હાથ દીધા ને એનીના ધંધાનું તત્વ સમજાવ્યું.

સ્વારોને એકુત ભારે લાગ્યો. એમણે સમજાવટથી પૂછવા માંડ્યું,

"અરે ભાઈ! વાડ કરજે ને-કોણ ના પાડે છે? આ તો રાજનો ગુન્હેગાર છે ને રાજનો હુકમ છે. પકડનારને ઇનામ મળશે-તનેય ભાગ મળશે. કહેને કેની તરફ ગયો?

"હાય! હાય! રાજનો ગુન્હેગાર અને રાજાજીનો હુકમ! બાપુ! મને હાકલ તો દેવી હતી-હું પકડત નહિ?" ભીમસિંહે ખેલ કર્યો અને જાણે ઇનામ ચાલ્યું ગયું તેનો અફસોસ બતાવ્યો.

"પણ અહીંથી જ નિકળ્યો હતો-ક્યાં ગયો તે બતાવને તોય બહુ છે."

"એક વાર કહ્યું ને મેં નથી જોયો."

"ખાતરીથી?"

"બાપુના સમ"-ભીમાને બાપુના સમ ખાવામાં જ સલમાતી લાગી. તોછડાઈ અને વિનય બન્નેના મિશ્રણ રૂપ ભાષામાં બોલતો આ એકુત જાણે સાચું જ બોલતો હોય-કામમાં મશગુલ હોવાથી નાસનારને તેણે ન પણ જોયો હોય તેમ સ્વારોને લાગ્યું. છતાં નિરાશાના રોષમાં નાયકે ટાણો માર્યો,

"ખેડુ કહ્યા એટલે: આડો આંક! બુડથલ-ઢોર જેવા-પાસે થઈને માણસ નિકળે તેનુંય ભાન નહિ—"

"બાપુ! અમારો ધંધો જ એવો-" ભીમાએ પ્રમાણપત્ર

સ્વીકારી લીધું. ધાર્યું કે કેમે કર્યા સ્વારો ખસે છે ? સ્વારો ખચિત ખસવા જ માંડયા.

વાતચિતમાં રોકાતાં રખેને દાઢીવાળો દૂર થઈ જશે-ક્યાંક સંતાઈ જશે-તે બીકે તેમણે ચારે તરફ નજર કરી અને ચાલવા તત્પર થયા.

એકને શંકા ગઈ, રખેને કાંટાના ઢગમાં નાસનાર સંતાણો હોય. પણ તેણે તે વાત ઉચ્ચારી નહિ. પોતાને બીજા હસી કાઢે તે બીકે તેણે ઢગલા પાસે જઈને જાતે જ ખાતરી કરવા માંડી-પોતાના હાથમાંનો ભાલો તેણે ઢગલામાં બે ત્રણ જગાએ ઘોંચી જોયો.

એકવાર તો કુમારપાળની ડોક પાસે નજીકમાં જ ભાલો નીચે ઉતરી ભૂમિને અડી ગયો. ઘોડેસ્વારને ભાલો ખુંપી જતો જોઈ શંકા રહી નહિ. એમને હવે અહીં શોભવું નિરર્થક લાગ્યુ. એવામાં બહુ દૂર દૂર કોઈ માણુમ દેખાણું અને તેમણે ઘોડાઓ દોડાવી મૂકયા. ભીમો વિદાય દેતો બોલ્યો,

"હુંયે રાજના ગુન્હેગારને શોધવા તમારી સાથે આવત, બાપુ! પણ મારે કામ ઘણું છે."

સ્વારો જવાબ આપવા રોકાયા નહિ-તે દૂર દૂર અદ્રસ્ય થઈ ગયા ને ભીમાએ ખડખડાટ હસી લીધું:—

"રામ રાખે તેને કોણ ચાખે-" દરેક માણસને પોતાનો પ્રયત્ન સફળ થતાં આનંદ થાય છે. ભીમસિંહે એક માણુમનો જીવ બચાવ્યો હતો-ખુબ ચાલાકીથી બચાવ્યો હતો. એ કાંટાના ઢગલા પાસે આવ્યો ને હસતો જ બોલ્યો,

"કેમ ભાઈ! ભાલોબાલો તો નથી વાગ્યો ને! મુંઝાશો નહિ! હમણાં જ કાઢું છું. હાલશો નહિ, નહિતર કાંટા વધારે વાગશે."

કુમારપાળે પડ્યા પડ્યા બધી વાતચીત સાંભળી હતી. ઢગલા તરફ આવીને કોઈ તેમાં ઘોંચતું હોય તેમ પણ તેને ભાસ્યું હતું. એનો જીવ કંઠે આવ્યો હતો. ધૂળ, કાંટા અને તાપથી અને પુરતી હવાના અભાવે તેનો જીવ મુંઝાઈ ગયો હતો. મહામહેનતે તેણે કહ્યું,

" મને જલદી કાઢો, મુંઝાઉં છું. "

ભીમસિંહે સંભાળથી તેને બહાર કાઢયો.

કુમારપાળનો દેખાવ દીલ કંપાવે એવો થઈ ગયો હતો. એના પગની અને હાથની રેખાઓ તેને રાજા બનાવે ત્યારે ખરી પણ હાલ તો લોહીથી ખરડાઈ ગઈ હતી–ઉઝરડા થતાં નવી રેખાઓ ઉપસી આવી હતી–દેહપરનાં મેલાં કપડાં ફાટયાં હતાં અને ચામડીએ અહીં તહીં ફાટી હતી. લોહી અને પરસેવા ઉપર ધૂળ ચોંટી હતી, હાથથી ઢંકાયેલું મુખ બચી ગયું હતું પણ તેના પર પરસેવાનો રેલો ચાલતો હતો. ગુજરાતના ભાવિ રાજાની સ્થિતિ કરુણ ને દયાજનક હતી.

છતાં તેની આંખમાં ગંભીર શાન્તિ હતી. આગલી રાતે તે કુંભારની ભઠ્ઠીમાં સંતાઈ બચ્યો હતો. આજે છેલ્લી ઘડીએ કાંટામાં સંતાઈ બચી ગયો હતો. ઘોડેસ્વારનો ભાલો એક બે તસુ ડાબી તરફ આવ્યો હોત તો ? એ કેમ બચી જતો હતો ? શું તેને ભાવિ બચાવતું હતું ?

બહુ જ કફોડી સ્થિતિમાંયે આવા વિચારે તે ગંભીર હતો.

" એમ તે જવાય ? ઉભા રહો, હું પાણી લઈ આવું !– ઉતાવળ કરશો તો વહેલા પકડાઈ જશો. હવે તો અહીં જ રહો– રાતે હું મારા ઘરે લઈ જઈશ. "

" ના, ભાઈ રોકાવામાં જોખમ છે ! "

" આ દાઢી તમને નડે છે. એ દાઢી કાઢી નાખો, પછી જાઓ. " ભીમાએ સલાહ આપી.

કુમારપાળને સૂચના વ્યાજબી લાગી–ભીમાની બુદ્ધિ ને સમય-સૂચકતા માટે તેને માન ઉપજ્યું હતું.

" વગડામા વાણંદ કયાથી આવે ? " તેણે શંકા ઉચારી.

" વગડામાં આવે, પણ ઉપરો વહેમ પડે, માટે મારું ગરીબનું કહ્યું માનો–અને તમે ખેતરમા જ સંતાઈ રહો. પાણી પીઓ ને મારું ભાત આવશે તે ખાઈ સ્વસ્થ થાઓ. રાતે છાનામાના હું તમને મારે ઘરે લઈ જઈશ–ત્યાં હજામને બોલાવીશું. સવારમાં વહેલા હું તમને રસ્તો બતાવીશ."

કુમારપાળ થાકયો હતો ને ભૂખ્યો પણ હતો–તેણે સ્વાગત સ્વીકાર્યું. ભીમસિંહે ઘડામાથી પાણી લાવી કુમારપાળને ધોયો–પાણી પાયું–પાણી પીતાં જરા તેને શાન્તિ વળી.

મધ્યાકાળ સુધી તે ત્યાં જ રહ્યા.

રાતે ભીમાની પછેડી ઓઢી તેની સાથે કુમારપાળ ભીમસિંહના ઘરે ગયો.

કદાચ તેના ગામમાંય રાજાના સ્વારો આવ્યા હશે તો ?

ભીમસિંહે ઘરમાં જઈને ઘરવાળીને ખાનગીમાં વાત કરી. રજપુતાણીએ રસોઈ કરી નાખી. કુમારપાળને જમાડયો અને રાતે મેમાનની ચાકરી કરવા વાણંદને જાતે જઈને કાનમાં કહીને તેડી લાવ્યો.

વાણુદે ભીમાભાઈના હાથે પગે ઘવાયેલા દાઢીવાળા મેમાનની ચાકરી કરી-મેમાનની હજામત કરી-એણે પ્રશ્નો પૂછવા માંડયા.

" તમે કયાંના ?-કેણી તરફથી આવ્યા ?-કાંટા શી રીતે વાગ્યા ?-ભીમાભાઈ સાથે શું સગપણ ? " વિગેરે પ્રશ્નોની ધારા ચાલી. ભીમસિંહે જ તેને ચૂપ કર્યો :

" જો ખીમા ! મેમાન થાકયા છે-રસ્તામાં ચોર મળ્યા ને માથે વીતી-મુંગા મુંગા ચાકરી કર-હું બધું તને કહીશ."

ખીમાએ ચાકરી કરી-હજામત કરી-મેમાનની કાન્તિ દીપી ઉઠી. જતાં જતાં પૂછયા વિના ખીમાથી રહેવાયું નહિ,

" ભીમાભાઈ ! મેમાનનું નામ શું ? "

ભીમસિંહને ચીડ ચડી પણ તે હસીને બોલ્યો,

" તારા નામે નામ ખીમા. "

" સાચું ! "

" તારા સમ " ભીમસિંહને પારકા જ સમ ખાવાની ટેવ હતી. તેણે ઉમેર્યું, " સવારમાં વહેલો આવજે, હોકાપાણી કરીશું—" ખીમો સંતોષ પામી ગયો.

કુમારપાળને મોડી રાતે ગરમ પાણીથી નહવરાવી સૂવાડયો. કુમારપાળે ભીમસિંહનાં નામ ઠામ પૂછયાં-તેની સ્થિતિ વિષે પુછયું, પણ પોતા સંબંધી કંઈ કહ્યું નહિ.

કુમારપાળની કાન્તિથી ભીમસિંહને ખાત્રી થઈ કે આ કોઈ મોટા માણસ છે-તેમને દુઃખમાં બહુ પૂછવું ઠીક નહિ. કુમારપાળ થાકના લીધે ઉંઘી ગયો.

પરોઢમાં ભીમસિંહે તેને ઉઠાડયો-મેમાન રહેતાં ખીમો મળવા

આવે અને તે ઢંઢેરો પીટાવે તેવો હતો. કપડાં બદલાવી, ' ભાતું ' બંધાવી, પરોઢના અંધકારમાં મેમાનને વિદાય આપીને બોલ્યો,

" ભાઈ ! બે દહાડા મેમાન તરિકેય રોકી શકું તેમ નથી–તમારા માથે સંકટ ઝઝુમે છે એટલે લાચાર છું. " ભીમસિંહને મેમાનને કાઢવા ગમતું નહતું.

" ભીમસિંહ ! તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે–મારો જીવ બચાવ્યો છે. ઇશ્વરની મરજી હશે તો સિદ્ધરાજ પછી ગાદીએ આવનાર રાજા તમને યાદ કરશે. "

અને તે ભીમસિંહને વિમાસણમાં મૂકી ચાલી નિકળ્યો. ભીમસિંહ વિચારી રહ્યો, " કોણ હશે ? અને સંકટ આવતાં તેને કોણ બચાવશે ? "

કુમારપાળે ફરીથી પગને કસવા માંડયા. વગડાઉ આડબીડ રસ્તે રાત દહાડો તેણે ચાલવા માંડયું. પાટણથી દૂર દૂર તેને જવું હતું. ભીમસિંહનું આપેલું ભાતું પહેલા જ દિવસે ખુટી ગયું, પણ કોઈ ગામમાં જવાની હિમ્મત ચાલી નહિ. ભૂખ્યા તરસ્યા કાચાં પાકાં વગડાઉ ફળ ખાઈ ઝડપથી તેણે ચાલ્યા જ કર્યું. તે રાતે સુઈ જતો. આ રીતે પાંચ દિવસો વીત્યા–તે થાકી ગયો–તાપથી કંટાળી બેઠો.

એક વૃક્ષ નિચે તે વિસામો લેવા બેઠો. તેના પગ ઉપડતા ન હતા–શરીરમાં શક્તિ ન હતી. તપતા રવિનાં કિરણ તેના વદન ઉપર પડતાં હતાં–દુ:ખથી કરમાયેલા છતાં ખીમા વાણુંદે ઉજળા કરેલા વદન ઉપર રહેલી કુદરતી કાંતીને પ્રગટ કરતાં હતાં.

એક ગાડું નજીક થઈ નિકળ્યું. તેમાં એક રૂપવતી યુવતી બેઠી હતી–ગાડાની સાથે માણસો ચાલતાં હતાં. યુવતીના હૃદયમાં પીયર જવાનો ઉમંગ હતો–તે હસતી હસતી માતપિતાની વાતો માણસો સાથે કરતી હતી–તે સ્વતંત્રપણે ચારે તરફનાં વગડાઉ દશ્યો જોતી હતી.

તેની નજર વૃક્ષ તરફ ગઈ. શિલા ઉપર એક પુરુષને બેઠેલો દેખ્યો-તે પુરુષ તેને ભવ્ય લાગ્યો. ઘણાએ ધનિક, કુલવાન ને સ્વરૂપવાન વણિકપુત્રો તેણે જોયા હતા-બ્રહ્મદેવો જોયા હતા-વીર પુરુષોય જોયા હતા-આવો કાન્તિવાળો વડની છાયામાં ગમગીન બેઠેલો કોણ હશે ?

સ્ત્રીસ્વાભાવિક સંકોચ તેને થયો, પણ હાલ તે મોટા ઘરની વહુ મટીને પીયર જતી હતી-દીકરી તરીકે રહેવાની હતી. કન્યાની નિર્દોષતાથી તેણે સાથે ચાલનાર માણસને કહ્યું,

" જુઓને, પેલા ભાઈ કોણ હશે ? " એણે ગાડું ઉભું રખાવ્યું.

કુમારપાળ પાસે આવી માણસે પૂછયું. કુમારપાળે કહ્યું, " પ્રવાસી છું. ચાલતાં થાકી ગયો છું-નજીકના ગામે જવા ઈરાદો છે. થાકયો એટલે વિસામો લેવા બેઠો છું. "

માણસે યુવતીને વાત કરી. યુવતીને દયા આવી. ગામ તો કેટલુંય હજી દૂર હતું. એણે કહેવરાવ્યું, " ગાડામાં જગા છે, આવો ને બેસો. "

કુમારપાળ તે હૃદયના આગ્રહને વશ થયો. તે સંકોચથી ગાડામાં બેઠો. કન્યા જગા કરવા જરા આગળ ખસી. ગાડું ચાલ્યું.

બાઈએ પુરુષને ધારીને જોયો—કુમારપાળના કપાળપરની દુઃખની રેખાઓ વાંચી. તેણે સરળતાથી કહ્યું,

" ભાઈ, તમે સુખ જોયું હોય અને દુઃખમાં આવી પડ્યા હો તેમ જણાય છે. "

" હા, બ્હેન ! એવું કંઈક છે ખરું ! પણ સુખ કે દુઃખની સ્થિતિ ક્યાં કાયમ રહે છે ? જગતમાં ચડતી પડતી એ તો કુદરતનો ક્રમ છે ને ? " કુમારપાળ પોતાની ઓળખાણ આપી શકે તેમ ન હતા, છતાં લાગણીથી પૂછતી બાઈને જવાબ તો આપવો જ જોઈએ તેમ ધારી તેમણે શાન્તિસૂરિની તટસ્થતાને શોભાવે તેવો તત્વભર્યો

કોની દીકરી–ક્યાં પરણી–અને કેટલા વખતે પીયર જતી હતી તે કહી બતાવ્યું.

સાંજ પડવા આવતાં–એક નદી જેવું આવતાં–ગાડું થોભાવ્યું. ભાતા નિકળ્યાં અને સૌએ ખાધું. કુમારપાળને પણ ખાવા આપ્યું.

દેવીશ્રીના ભાતામાં 'ભુખ્યા' કુમારપાળને અમૃતનો સ્વાદ લાગ્યો–તેની ક્ષુધા શમી–પાણી પી તેણે રજા માગી.

" બ્હેન ! હવે હું જઈશ. "

" ગામ સુધી ચાલોને ! "

" ના, બ્હેન ! મારો માર્ગ જુદો છે–હમણાં તો એટલું જ કહું છું કેમારો વખત આવશે ત્યારે તમને યાદ કરીશ. "

દેવીશ્રીએ આગ્રહ કર્યો પણ આ વિચિત્ર ભવ્ય પુરુષ ચાલ્યો ગયો. દેવીશ્રી જોઈ રહી–દૂર જતા, સંધ્યાના તેજમાં દીપતા–પુરુષનું લલાટ તે જોઈ રહી ને બોલી રહી, " કોણ હશે ? ઈશ્વર એનું ભલું કરે. "

એને શું ખ્યાલ હશે કે એ લલાટમાં એના જ હાથે રાજ-તિલક થશે.

શંકા થતી કે આ ભ્રમણનું કંઈ ફળ હશે ખરૂં ! હસ્તરેખા જાણનાર ખરો પડશે ? હેમસુરિ મહારાજ ત્રિકાળજ્ઞાની મનાતા હતા—એ શું જુઠા પડે ? રાજત્વ શું તેના માટે નિમાંયું જ હશે ? ક્યારે ? કેટલાં દુઃખો પછી ? ભ્રમણથી વૃદ્ધત્વ પણ નજીક આવતું લાગતું હતું. ચોક્કસ કોણ કહી શકે ? હેમસુરિજી ક્યાં હશે ?—તેમને મળું તો ?

પૂછતાં જણાયું કે હેમસુરિજી સ્તંભતીર્થમાં બીરાજે છે—ઉદ્દયન મંત્રી પણ ત્યા છે—તેને રક્ષણ ત્યાં નહિ મળે ?

કુમારપાળે હેમસુરિ મહારાજ પાસે જવાનો નિર્ણય કર્યો, અને તે દિશા બાંધી ચાલવા માડયું.

માર્ગમાં દિવસો સુધી ગામ દેખાતું નહિ—ખાવા પીવા મળતું નહિ. ગામ આવે તોય જાતે થઈને તેનાથી કોઈની પાસે મગાતું નહિ. પોતા પાસે વાટખરચી તો હતી નહિ. કુમારપાળને બધા પાઠ ભજવતાં આવડતા—તે ખેડુત થતો—સાધુ થતો—વણિક થતો—વટેમાર્ગુ થતો, પણ ભીખ મંગાતી નહિ.

એક દિવસ તેણે વડોદરામાં પ્રવેશ કર્યો—નગર સમૃદ્ધિથી ભર્યું હતું પણ કોઈ તેને સત્કારનાર ન હતું. તેના પેટમાં મોટો ખાડો હતો—તે ગુજરાતનો ભાવિ રાજા થવાનો હતો—અત્યારે તેને ' આવો ' કહેનાર કોઈ હતું નહિ દુઃખમાંય તે અડગ રહી શહેરમાં ભટકયો—એક દુકાન આગળ ઉભો રહ્યો. વાણીઓ ચણા—મમરા વિગેરે વેચતો હતો. ક્ષુધાએ જોર કર્યું—ચપટી ચણા મળે તો પણ કેવું સારૂં કે ખાઈને ઉપર પાણી તો પીવાય ! પરંતુ માગવા કેવી રીતે ? પાઈ પણ પાસે ન હતી.

આખરે તેણે પ્રબળ ક્ષુધાથી પ્રેરાઈ કહ્યું,

" ભાઈ ! એક પૈસાના ચણા ઉધાર આપશો ? "

વાણીયાનું નામ કટુક હતું. નાના વેપારમાંય તે ઠીક કમાતો હતો.

જીંદગીમાં ઉધાર કદી તેણે કોઈનેય આપ્યું ન હતું–નામું કદી તે માંડતો નહિ–તેનો વેપાર રોકડીયો હતો. આ અજાણ્યા માણસની ધૃષ્ટતાથી તેણે ઉંચું જોયું.

કુમારપાળ જવાબ જાણવા વિનવતી નજરે જોઈ રહ્યા હતા–દુઃખમાંયે તેમના વદનનો પ્રભાવ છાનો રહી શકતો નહિ.

કટુકે ' ના ' પાડવા જતાં જતાં વિચાર કર્યો–તેણે પૂછ્યું,

" ક્યાંના છો ? "

" તે કહેવાય તેમ નથી. "

" ક્યાં જવું છે ? "

" તે પણ અત્યારે કહી શકાય તેમ નથી. "

" ત્યારે ઉધાર માગો છો તે પૈસો કેમ પહોંચશે ? " કટુકને વાતમાં રસ લાગ્યો. પૈસાનું જોખમ ખેડવા તે તૈયાર થયો.

" જીવતો હઈશ તો આ ભવે–નહિતર આવતા ભવે પહોંચાડીશ. વિશ્વાસ આવતો હોય તો આપો, નહિતર તમારી મરજી–મફત મારે નથી લેવા. "

કુમારપાળે વ્યવહારની વાત કરી. તુર્ત જ વાણીયાએ પૈસાના ચણા જોખી આપ્યા–પીવા પાણી પણ આપ્યું.

નામ પૂછી વટેમાર્ગુ ચાલ્યો ગયો–કટુક જોઈ રહ્યો, ને શોચી રહ્યો, " કોણ હશે ! "

આ મુજબ વિષમતાઓ સહતો–વિધિના કટાક્ષો સહન કરતો તે ચાલ્યો જતો હતો.

*

કેટલાય દિવસથી તે એક વનમાં પ્રવેશ્યો હતો–માર્ગ જડતો નહિ–ત્રણ દિવસની લાંઘણો થઈ હતી–હતાશ થઈને એક બપોરે એક જુના

મોટા ઝાડ નીચે વિસામો લેવા બેઠો. ઝાડનાં મૂળ મોટાં ઉપર ઉપસી આવ્યાં હતાં અને ઠેર ઠેર મોટાં દર વર્તાતાં હતાં. જગા નિર્જન અને ભયંકર લાગતી હતી. આજુબાજુ ઝાડી હતી. કેટલાંક પંખીઓના અવાજ સિવાય જીવનો સંચાર જણાતો નહિ. એના હૃદયમાં નિરાશા ભરી હતી. હતાશ થવાની તે અણી પર હતો.

કુમારપાળ થાકેલા મન અને શરીરને વિશ્રાન્તિ આપવા બેસી રહ્યો—ચારે તરફ જોઈ રહ્યો.

એકાએક તેનાથી જરા દૂર કંઈક અવાજ થયો. તેણે જોયું. એક ઉંદર દરમાંથી નિકળી નવા આવનારને ધ્યાનથી જોતો હોય તેમ ઝાડના મૂળ ઉપર બેસી તેના તરફ જોતો હતો. ઉંદર વગડાનો હતો—મોટો હતો—મૂછાળો હતો. તે શું જોતો હશે ? કુમારપાળને રમુજ થઈ. ઉંદરે મૂછો હલાવી ને જાણે વિચાર આવ્યો હોય તેમ દરમાં ચાલ્યો ગયો.

અરણ્યની નિર્જનતામાં આવો મહવાસે કુમારપાળને ઠીક લાગ્યો. તે દર તરફ જોઈ રહ્યો. ઉંદર બહાર નિકળ્યો. તેના મોઢામા કાંક ચળકતું હતું. તેણે તે નિચે મૂકયું—એ ચીજ ઓળખાઈ. અહા ! અહીં રૂપિયો કયાંથી ! કુમારપાળને આશ્ચર્ય થયું. ઉંદર વળી અંદર ગયો. તુર્ત જ બહાર આવ્યો અને બીજો રૂપિયો લેતો આવ્યો—ત્રીજી વાર ગયો ને ત્રીજો લાવ્યો—આ શું ? ઉંદર શું પોતાનો ખજાનો ખુલ્લી હવામાં લાવી ગણવા માગતો હશે ? અગર ગુજરાતના રાજા બનવાની આશા રાખતા માનવી કરતાં પ પોતે વધારે સધન છે તે બતાવવા માગતો હશે ? આવા વગડામાં ઉંદર પાસે રૂપિયા કયાંથી ? કુમારપાળ તર્કવિતર્ક કરતો જોઈ રહ્યો. ઉંદર ખચીત સધન જણાયો. તેણે એક પછી એક એમ વીસ રૂપિયા લાવી બહાર ગોઠવ્યા. નાનો થાળ મૂકયો હોય તેમ તેણે ગોઠવીને

પ્રદર્શન કર્યું–ઉંદર વારેઘડીએ કુમારપાળ સામે જોતો હતો.

"આ વૃક્ષ નિચે શું ધન ભર્યું હશે ?" કુમારપાળ વિચારતરંગે ચડયો. એવામાં ઉંદરે કુમારપાળ તરફ ફરીથી જોયું–મૂછો હલાવી અને જાણે પોતાના આમંત્રણનો અસ્વીકાર થતાં રીસ ચડી હોય તેમ ઝટ દઈને એક રૂપિયો મોમાં લીધો ને દરમાં મૂકવા જવા લાગ્યો.

કુમારપાળમાં જાગ્રતિ આવી. પોતાની પાસે એક દમડી પણ નહતી. ઉંદર એક રૂપીયો અંદર મૂકી આવ્યો–બીજો પણ ઉઠાવ્યો. કુમારપાળને વિચાર આવ્યો, ઉંદર રૂપિયાને શું કરશે ? જો પોતે તે લઈ લે તો સ્તંભતીર્થ વહેલો ન પહોંચી શકે ? અને કુદરતે જ શું ઉંદર દ્વારા મદદ નહિ મોકલી હોય ? તેણે ઝડપથી ઉઠી રૂપિયા ઉપર તરાપ મારી.

પોતાના કરતા વધારે ચપળ પ્રાણી દુનિયામાં છે તેવું સ્વીકારતો હોય તેમ નજર કરી ઉંદર તુર્ત જ, દરમાં પેસી ગયો.

કુમારપાળે રૂપિયા ગણ્યા–અઢાર ચળકતા રૂપિયા–ઉંદરને લુંટી તે ધનવાન થયો. રાજભંડાર મળ્યો હોય તેવી તેને રાહત લાગી–જોરથી તેના પગ ઉપડવા માંડયા.

માર્ગમાં તેણે જૈન યતિનાં કપડાં મેળવી લીધાં–ફરીથી તે જૈન યતિ બન્યો, અને એક સવારે તેમણે હેમસુરિ મહારાજની પ્રખ્યાત પાઠશાળામાં પ્રવેશ કર્યો.

હેમસુરિ મહારાજ મોટા ભવ્ય મકાનના પાછલા ભાગમાં આવેલી શાન્ત પ્રકાશમય ઓરડીમાં બેઠા હતા. કેટલીક પોથીઓ રેશમી વસ્ત્રોમાં બાંધેલી ખુણામાં ગોઠવાઈ હતી. એક પોથીનાં પાનાં ડવણી–ઘોડી ઉપર હતાં–સુરિજી એક પછી એક તે જોતા હતા. શિષ્યે આવી ખબર આપી કે એક નવા સુરિ આવ્યા છે તે દર્શન માગે છે.

સુરિજીએ સંમતિ સૂચક માથું હલાવ્યું. નવા સુરિજીએ આવીને વંદન કર્યું. હેમસુરિ મહારાજે ઉંચું જોયું–એમના સુંદર તેજસ્વી મુખ ઉપર સ્મિત ફેલાયું.

"આવો, ગુજરાતના ભાવિ રાજા ! ક્યારથી જૈન શાસનની દીક્ષા લીધી ?" હેમસુરિએ કુમારપાળને તુર્ત જ ઓળખ્યા. સિદ્ધરાજનું કાળચક્ર તેના ઉપર ફરે છે તે પણ તે જાણતા હતા–કુમારપાળ ગુપ્તપણે ભટકે છે એ તેમનાથી અજ્ઞાત નહોતું. ઉદયન મંત્રી ઉપર સિદ્ધરાજનો કુમારપાળને પકડવાનો હુકમ હતો એ પણ તે જાણતા હતા. એમણે કુમારપાળને આવકાર આપ્યો.

" પણ વિધિની ખરી ઇચ્છા કોણે જાણી ? "

કુમારપાળે શંકા કરી—હેમસુરિજી હસ્યા. શાન્તિથી તેમણે કહ્યું, " હું કહું છું કે તમારા માટે રાજતિલક નિર્માયું છે. "

" પણ ક્યારે ? આપ તો ત્રિકાળજ્ઞાની છો. પરંતુ આપના ભાવિ કથને તો સિદ્ધરાજને ગાંડો કરી મૂકયો ને મારા દુઃખનો પાર રહ્યો નહિ. આ વિટંબનાઓનો–વરસોનાં વરસો સુધીનાં ભય અને નાસભાગનો–અંત ખરો ? હું ક્યાં ?–મારૂં કુટુંબ ક્યાં ?–મેં કેવું કેવું સહ્યું ?–કેટલી ભુખ તરસો વેઠી ?–ક્યાં ક્યાં સંતાયો ? " કુમારપાળ ગળગળો થઈ ગયો.

સુરિજીએ જોયું કે કુમારપાળની ધીરજ ખુટી હતી. દુઃખો સહેવાનીય હદ હોય છે. એમણે લેખીની હાથમાં લીધી. પ્રશ્ન પરથી તાડપત્ર પર કુંડલી ટપકાવી–ગ્રહોની ગણતરી કરી–આંખ મહેજ નમાવીને ચિન્તન કર્યું ને વદ્યા :

" નોંધી લ્યો, કુમારપાળ ! સંવત ૧૧૯૯ના માગસર માસની કૃષ્ણ પક્ષની ચતુર્થી ને રવિવારના દિવસના ત્રીજા પહોરમાં તમે પાટણની ગાદીએ બિરાજશો. આ ભાવિકથનમાં ફેર પડે તો હેમસુરિ " જ્યોતિષ " શબ્દનો ઉચ્ચાર કરવાનું પણ મૂકી દે. ધીરજ રાખો, હવે બે જ વરસ બાકી છે. "

" મોહ્યંકીનું વચન છે-સુરિજી ! "

સુરિજી નિસ્પૃહ બન્યા.

" રાજન્ ! કયો ધર્મ પાળવો તે તમારી શ્રદ્ધાની વાત છે-પણ તમે સુરાજવિ બની પ્રજાને સુખી કરી અમર યશ પ્રાપ્ત કરો તેવા મારા આશિષ છે. " સુરિજીએ કુમારપાળને રાજા તરિકે જ સંબોધ્યો. કુમારપાળને હવે શંકા રહી નહિ-તેને સુરિજી માટે ઘણું માન ઉપજ્યું.

એવામાં ઉદ્દયન મંત્રીનું આગમન શિષ્યે જાહેર કર્યું. સુરિજી બોલ્યા,

" આ પણ સુયોગ જ છે. કુમારપાળ ! વિધિ વિના આટલા વરસોથી સિદ્ધરાજના કોપ સામે તમને કોણ બચાવે છે ? ઉદ્દયન મંત્રી પણ હાલ વિધિના મોકલ્યા આવે છે-આવવા દે " તેમણે શિષ્યને રજા આપી.

એક અતિ:વૃદ્ધ પણ અશક્ત, ગૌરવ ને બુદ્ધિની રેખાઓવાળા, મંદ મંદ હસતા, કપાળમાં મોટો કેસરનો ચાલ્લો ને કમળી મોટી પાઘવાળા, કાનમાં હીરાજડીત કડીઓથી શોભતા કિસની બેમ હલાવતા સ્તંભતીર્થના પરમ ધનાઢ્ય, મત્તાશીલ, પ્રખર મુત્સદ્દી ઉદ્દયન મંત્રી દાખલ થયા, સુરિજીને વંદના કરી નવા સુરિનેય વિવેકથી થોડું નમી વંદ્યા.

ઘણાએ મંત્રીઓ બદલાઈ ગયા–કેટલાયે મરણશરણ થઈ ગયા–એ રહ્યા હતા. પાટણના રાજભંડારનીય સ્પર્ધા કરે તેવી તેમની ધન-સમૃદ્ધિ હતી–પાટણનેય ભારે પડે તેવું સૈન્યબળ તેમની પાસે હતું. પાટણથી દૂર રહી, વફાદારીથી પણ પુરતી સ્વતંત્રતાથી તેમણે સ્તંભ-તીર્થની જાહોજલાલી વિકસાવી હતી–ભોગવી હતી. વૃદ્ધપણમાં ગુજ-રાતના ભાવિ રાજાની સેવા પણ જો કંઈ થઈ શકતી હોય તો તે કરવા ઇચ્છા હતી–શક્તિએ હતી–હિમ્મતે હતી. તેમણે તે માટે પોતાની તત્પરતા બતાવી અને સુરિજીની સલાહ પણ માગી

" મારી સલાહ ! મારી સલાહ શું હોઈ શકે ! હું તો ફક્ત એટલું જ જ્ઞાનબળે કહી શકું કે સિદ્ધરાજ આકાશ પાતાળ એક કરે તોપણ કુમારપાળ તેમની પછી પાટણના રાજા થશે. જો કુમાર-પાળદેવને આ સાધુઓના આવાસમાં રહી જ્ઞાન પ્રાપ્તિ કરવી હોય તો આ આવાસ તેમના માટે ખુલ્લો છે. "

" મહારાજ ! કુમારપાળદેવને જ્ઞાન કરતાં આરામની હાલ વધારે જરૂર છે. હું એમને લઈ જાઉં છું."

આગ્રહ કરી ઉદયન મંત્રી કુમારપાળને પોતાને ત્યાં લઈ ગયા.

*

ઉદયન મંત્રીનો વૈભવ અવર્ણનીય હતો. એમનો આવાસ રાજવિ-ઓના મહેલને વિસરાવે તેવો હતો. ગુજરાતના ભાવિ રાજાની તબી-યત સાચવવામાં તેમણે મણા રાખી નહિ. કુમારપાળ નામ બદલી, જૈન યતિનો વેષ ઉતારી, શ્રાવક બની મેમાન તરિકે તેમને આપેલા સુંદર ઓરડાઓમાં રહ્યા. સેવક ગણ તેમની તહેનાતમાં હાજર રહેતો. મંત્રી સાથે તે સુરિજીનાં વ્યાખ્યાન સાંભળવા જતા હતા. સુરિજી જૈન શાસનનું મહાત્મ્ય સમજાવતા હતા–ખુબીથી અને રોચક રીતે. કુમારપાળને દુઃખ સહ્યું તેટલું સુખ સાંપડ્યું જણાયું.

" અહોહો ! કુમારપાળ મહારાજ ! આપ કયાંથી ? આ વેષે ? " ઉદયન મંત્રીની મીઠાશ ઉમ્મર સાથે વધી હતી એમણે હાથ જોડયા, અને જાણે જીવનનું અંતીમ ધ્યેય પ્રાપ્ત થતાં આનંદ થાય તેવો આનંદ આંખમાં આણ્યો. એમણે સુરિજી તરફ જોઈ કહ્યું,

" મહારાજ ! કુમારપાળદેવ ક્યારે પધાર્યા ? આપે મને સમાચારે ન આપ્યા ! "

કુમારપાળને વરસોથી આટલા માનથી કોઈએ સંબોધ્યા ન હતા. તે મંત્રીની મીઠાશ પી રહ્યા.

" અબઘડી જ ચાલ્યા આવે છે. ભ્રમણથી તે કંટાળી ગયા છે. કહો–તમારા આવાસમાં તેમને વિસામો મળે તેવી જગા છે ? " સુરિએ પ્રશ્ન કર્યો.

" એ શું બોલ્યા ? મહારાજ ! ઘરબાર એમનાં જ છે ને ! ખુશીથી રહે–મારાથી બનતી રીતે તેમની તબીયત સાચવીશ." મંત્રીએ તત્પરતા બતાવી.

ઘણાએ મંત્રીઓ બદલાઈ ગયા-કેટલાયે મરણશરણ થઈ ગયા-એ રહ્યા હતા. પાટણના રાજભંડારનીય સ્પર્ધા કરે તેવી તેમની ધન-સમૃદ્ધિ હતી-પાટણનેય ભારે પડે તેવું સૈન્યબળ તેમની પાસે હતું. પાટણથી દૂર રહી, વફાદારીથી પણ પુરતી સ્વતંત્રતાથી તેમણે સ્તંભતીર્થની જાહોજલાલી વિકસાવી હતી-ભોગવી હતી. વૃદ્ધપણમાં ગુજરાતના ભાવિ રાજાની સેવા પણ જો કંઈ થઈ શકતી હોય તો તે કરવા ઇચ્છા હતી-શક્તિએ હતી-હિમ્મતે હતી. તેમણે તે માટે પોતાની તત્પરતા બતાવી અને સુરિજીની સલાહ પણ માગી.

" મારી સલાહ ! મારી સલાહ શું હોઈ શકે ! હું તો ફક્ત એટલું જ જ્ઞાનબળે કહી શકું કે સિદ્ધરાજ આકાશ પાતાળ એક કરે તોપણ કુમારપાળ તેમની પછી પાટણના રાજા થશે. જો કુમારપાળદેવને આ સાધુઓના આવાસમાં રહી જ્ઞાન પ્રાપ્તિ કરવી હોય તો આ આવાસ તેમના માટે ખુલ્લો છે. "

" મહારાજ ! કુમારપાળદેવને જ્ઞાન કરતાં આરામની હાલ વધારે જરૂર છે. હું એમને લઈ જાઉં છું. "

આગ્રહ કરી ઉદ્દયન મંત્રી કુમારપાળને પોતાને ત્યાં લઈ ગયા.

*

ઉદ્દયન મંત્રીનો વૈભવ અવર્ણનીય હતો. એમનો આવાસ ગજવિઓના મહેલને વિસરાવે તેવો હતો. ગુજરાતના ભાવિ રાજાની તબીયત સાચવવામાં તેમણે મણા રાખી નહિ. કુમારપાળ નામ બદલી, જૈન યતિનો વેષ ઉતારી, શ્રાવક બની મેમાન તરિકે તેમને આપેલા સુંદર ઓરડાઓમાં રહ્યા. સેવક ગણ તેમની તહેનાતમાં હાજર રહેતો. મંત્રી સાથે તે સુરિજીનાં વ્યાખ્યાન સાંભળવા જતા હતા. સુરિજી જૈન શાસનનું મહાત્મ્ય સમજાવતા હતા-ખુબીથી અને રોચક રીતે. કુમારપાળને દુઃખ સહ્યું તેટલું સુખ સાંપડ્યું જણાયું.

આની સુખદ સ્થિતિમાં પાટણની ગાદી માટે વરસો સુધી રાહ જોવાની હોય તોપણ તે આકરી લાગે નહિ. આમ થોડા મહિના વીત્યા. પરંતુ કુમારપાળની પનોતી ઉતરી ન હતી.

એકાએક સિદ્ધરાજ મહારાજના સૈનિકો મોટી સંખ્યામાં ઉદ્દયન મંત્રીના આવાસને ઘેરી વળ્યા.

સૈન્યના ઉપરીએ ઉદ્દયન મંત્રીના હાથમાં સિદ્ધરાજ મહારાજનું આજ્ઞાપત્ર મૂક્યું. મંત્રીએ શાન્તિથી તે વાંચ્યું ને બોલ્યા :

" અહોહો ! એમાં શું ? મહારાજને મારા ઉપર શક છે ? મહારાજના શત્રુને મેં મારા ઘરમા સંતાડયો છે ? કોઈકે ખોટી હકીકત જાહેર કરી જણાય છે. ભલે શક ટાળો—આટલા વરસની સેવા પછીએ મારા ઘરની તપાસ લેવાનું યોગ્ય લાગે તો તે પણ કરો. " અને જાણે પોતાને અન્યાય થતો હોય તેમ તેમણે પોતાના મહેલને તપાસવા દીધો. તે જાણતા હતા કે ગુપ્ત માર્ગેથી કયારના કુમારપાળ હેમસુરિજીની પાઠશાળામાં પહોંચી ગયા હશે.

સિદ્ધરાજ મહારાજના ગુપ્તચરોએ નવા મેમાનની વાત પાટણ પહોંચાડી હતી—મહારાજે ખાસ સૈન્ય મોકલ્યું હતું. ઉદ્દયન મંત્રી સામા થાય તો પહોંચી વળવા પુરતી સંખ્યા મોકલી હતી. મંત્રીએ વગરવાંધે ઘર જોવા દીધું, પણ મેમાન હાથ આવ્યા નહિ.

સેનાપતિએ પૂછ્યું–

કાન્તિચંદ્ર શેઠ કે કુમારપાળ હેમસૂરિ પાસે પહોંચી ગયા હતા. સિદ્ધરાજના સૈન્યની વાત થતી હતી ત્યાં શિષ્યે ખબર આપી, સૈનિકો પાઠશાળામાં પણ પેઠા છે–બધી ઓરડીઓ જુએ છે. સૂરિજીએ કડક નજર કરીને કહ્યું—" પાઠશાળામાં ? રોકી રાખ. એમને ઘડીક પછી આવવા દે. " ધર્મસ્થાનોમાં હલ્લો નહિ થાય તેમ તે ધારતા હતા. સૈન્યને હેમસૂરિજીની પાઠશાળાનો પણ વહેમ હતો–છાનો ખાસ હુકમ હતો.

હેમસૂરિજી તુર્ત જ ઊભા થયા. ઓરડાનું દ્વાર અંદરથી બંધ કર્યું અને પોતે બેસતા તેનાથી જરા છેટે ભોંયતળીયામાં કડી હતી તે ખેંચી–કમાડ ઉઘાડ્યું–કુમારપાળને અંદર જવા કહ્યું. કુમારપાળ કંઈ પણ બોલ્યા વિના અંદર ગયો. પગથીયાં ઉતરતાં અલૌકિક શિતળતા અને આછા પ્રકાશવાળો ભોંયરાનો ખંડ તેણે જોયો. ત્યાં એક આસન હતું. કેટલાંક ન ઓળખાય તેવાં યાંત્રિક સાધનો પડ્યાં હતાં. કુમારપાળ ત્યાં બેઠો.

જવાબદાર રાજપુરુષ જરા આગળ આવ્યો. સુરિજીને તથા તેમના સામર્થ્યને તે જાણતો હતો—તે ડર્યો—સુરિજીને વંદ્યો ને વિનયથી બોલ્યો,

" ક્ષમા ! મહારાજ ! સિદ્ધરાજ મહારાજને ખબર મળ્યા છે કે કુમારપાળ અહીં સ્તંભતીર્થમાં સંતાણા છે. હમણાં આપના સ્થાનમાં હતા ? "

" કુમારપાળની એવી તે રાજાને શી ખપ પડી છે ? " સુરિજીએ પ્રશ્ન કર્યો

" અમને માલુમ નથી, મહારાજ ! " સૈનિકો સત્ય બોલી શકયા નહિ.

" પણ મને ખબર પડે છે—રાજા કુમારપાળને શોધે છે—એ શોધ મિથ્યા થવા નિર્માઈ છે. છતાં શોધી લ્યો—મારે વચમાં શા માટે આવવું ? વિધિના નિર્માણની વચમાં કોણ આવી શકે તેમ છે ? " જાણે સુરિ જ્ઞાનબળે વાણી ઉચ્ચારતા હોય તેમ તે બોલ્યા, પછી એમણે તુર્ત જ કટાક્ષ કરતા હોય તેમ ઉમેર્યું,

" શોધી લ્યો—તપાસી લ્યો—મારી પોથીઓમાં મેં કુમારપાળને સંતાડયો છે તેમાંથી પકડી તેને રાજા પાસે લઈ જાઓ અને સિદ્ધરાજનાં લોહીભીનાં મોટાં પ્રનામો લ્યો."

સૈનિકોને સુરિજીએ પોથીઓ જોવા માટે કહ્યું. સૈનિકો કંઈ સમજ્યા નહિ. પોથીઓમા તે કંઈ માણસ સંતાઈ શકે ? સુરિજી ચીડાયા છે, તે ચમત્કારી હોઈ કદાચ અનર્થ કરી નાખે તે બીકે સંકોચથી જોઈ રહ્યા.

" શું કરીએ મહારાજ ! અમે ચીઠીના ચાકર છીએ. " એમ કહીને કર્તવ્ય માની તેમણે ઓરડામાં ચારે તરફ જોયું—પોથીના ઢગની

આગળ પાછળ જોયું, અને કુમારપાળ ત્યાં નથી જ તેની ખાત્રી કરી – વંદના કરી–ક્ષમા ચાહી ચાલ્યા ગયા.

સુરિજી વાંચનમાં લીન થયા. બહાર શાન્તિ પથરાઈ છે તેમ ખાત્રી કરી સુરિજીએ ઓરડાનું કમાડ અંદરથી બંધ કર્યું. પોથીઓનો ઢગ ખસેડ્યો ને ભોંયરાનું કમાડ ઉઘાડ્યું ને અંદર ઉતર્યા–

કુમારપાળ ઉભો થઈને તેમને વંદ્યો. એણે દાદરને કાન માંડી સુરિજીની વાણી સાંભળી હતી.

એક જણ બોલ્યા.

" કુમારપાળ ! હજી થોડું ભ્રમણ બાકી છે. "

" મને પણ એમ લાગે છે. ઉદયન મંત્રી પર મારા કારણે વિપત આવી પડી. હું હવે કોઈને ત્યાં રહીશ નહિ "

" ઉદયન મંત્રી પહોંચી વળશે. ચોક્કસ પુરાવા વિના સિદ્ધરાજ મહારાજ તેમને કંઈ કરી શકવાના નથી. પણ કુમારપાળ ! તમે ગુજરાત છોડી ચાલ્યા જાઓ. "

સુરિજી અત્યારે સુરિ તરિકે જ બોલતા હતા. કુમારપાળ તેમનો આશિંગણ હતો–તેમની સલાહ મુજબ વર્તવા તૈયાર હતો.

" મહારાજ ! કયાં જાઉં ? "

" માલવા તરફ જાઓ–માલવપતિ જાણશે તોયે દ્રોહ નહિ કે–વળી તમારૂં કુટુંબે ઉજ્જનીમાં છે. "

કુમારપાળને સલાહ રૂચી. રાતે તેમણે ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં. જૈન સાધુ તો બની ચુકયા હતા, તેમણે હવે સંન્યાસી થવામાં સલામતી જોઈ.

સુરિજીના આશિષ લઈ ઉદયન મંત્રીની સોનામહોરની થેલી લઈ તે રાતોરાત માલવા તરફ વણઝારાના સંગાથમાં ઉપડી ગયા.

ભમતા ભમતા તે અવન્તી પહોંચ્યા. પોતાના કુટુંબને મળ્યા, પણ ત્યાં સ્થિર થઈ રહેવાની હિમ્મત ચાલી નહિ. એ દક્ષિણ તરફ ચાલ્યા ગયા. દક્ષિણમાં તેમણે સંન્યાસીના વેશમાં યાત્રા કરી–વિધિ નિર્મિત મુશીબતે થોડા મહિના બાકી રહેતાં તે ફરીથી માલવામાં આવ્યા.

સંન્યસ્ત દશામાં કુમારપાળને બહુ બહુ અનુભવો થયા. એમણે જગત જોયું, જ્ઞાન પણ ઘણું પ્રાપ્ત કર્યું. એમ ફરતાં ફરતાં એકદા માલવાના એક નગરથી છેટે એક પુરાણું પ્રસિદ્ધ દેવળ હતું ત્યાં દર્શનાર્થે ગયા. એ દેવળનું નામ દુદંગેશ્વર હતું. પરદુ:ખભંજન વીર વિક્રમાદિત્યના વખતમાં બંધાયેલું તે મનાતું હતું. તે પુરાણા દેવળનો મહિમા મોટો હતો.

કુમારપાળે દુદંગેશ્વરના દર્શન કર્યાં. નંદીને હાથ અડાડયો ને ઘંટ વગાડયો અને દેવળની પ્રાચીન બાંધણી જોતો ફરવા લાગ્યો. બાજુમાં–ભીંતમાં એક શિલાલેખ હતો. એણે એ વાંચવા પ્રયત્ન કર્યો. સંસ્કૃત તે સંન્યસ્ત દશામાં શિખ્યા હતા. દુદંગેશ્વરની સ્થાપના ક્યારે થઈ–કોણે કરી અને ભારતવર્ષ કેવું હતું અને ભવિષ્યમાં શું બનશે તેનો તેમાં ઉલ્લેખ હતો. વાંચતાં વાંચતાં એક વાક્ય વાંચી તેની આંખો આશ્ચર્યમાં પહોળી થઈ ગઈ–એણે ફરીથી વાંચ્યું. વાક્યનો ભાવાર્થ નિચે મુજબ હતો—

" સંવત ૧૧૯૯ નું વર્ષ બેસશે ત્યારે, ઓ વિક્રમ! કુમારપાળ નામનો રાજા થશે. એ રાજા તારા જેવો યશસ્વી થશે. "

હેમસુરિ મહારાજે અહો જોઈ ભાવિ ભાખ્યું હતું–શતકો વરસો પહેલાં કોઈ સમર્થ અજ્ઞાત જ્યોતિષી કુમારપાળનું ભાવિ કથતો હતો–એ ભાવિકથન વિક્રમના વખતના પરમ પવિત્ર ધર્મસ્થાનમાં જળવાઈ રહ્યું હતું. કુમારપાળે ફરી ફરી વાક્ય વાંચ્યું. વાંચન અને અર્થની ભૂલ નથી થતી તેની ખાતરી કરી.

જ્યોતિષ માટે જગતમાં ભિન્ન ભિન્ન મતો ચાલતા હશે, પણ કલ્પના થંભી જાય–કાન પકડી કબુલવું પડે, તેવાં ભાવિકથનોનાં દૃષ્ટાન્તો મળી આવે છે. કુમારપાળના હૃદયમાંથી શંકાની કણી ભરાઈ રહી હશે તે પણ ઓસરી ગઈ. ખચીત ભાવિ તેના માટે પોકારતું હતું. ગુજરાતની ગાદી તેના માટે જ નિર્માઈ હતી–તે વિક્રમ જેવો થવા જન્મ્યો હતો. સિદ્ધરાજ મહારાજ વિધિના લેખ ટાળવા સમર્થ ન હતા.

દેવળના ઓટલાના ખુણે તે બેઠો અને તગ્ગે ચડયો. થોડા મહિનામાં તો તે પાટણનો સમ્રાટ થશે–હાલ તે અજ્ઞાન સંન્યાસી હતો. મંધ્યા નમી ગઈ તેનુંય તેને ભાન રહ્યું નહિ એકાએક તેના કાન ચમકયા.

જરા છેટે અધિકારના ગૌરવવાળા રજપુત જેવા જણાતા બે માણસ ગુપચુપ વાતો કરતા હતા.

" વાત સાચી છે ? સિદ્ધરાજ જયસિંહ સ્વર્ગવાસી થયા ? "

" હા ! અવન્તીમાં ખબર આવી છે. સાંઢણીસ્વાર તીરવેગે આવ્યો છે. " બીજાએ કહ્યું.

" ગાદીએ કોણ આવ્યું "

" ગાદી ખાલી છે. માલવા ચાહે તો જુનું વેર વસુલ કરવાની તક છે."

સંન્યાસી જેવો લાગતો માણસ–ધ્યાનમગ્ન જણાતો માણસ–જેમની પરવા આ બે જણે કરી નહોતી તે કુદી એકદમ બેઠો થઈ ગયો. વાત કરનારાઓને નવાઈ લાગી. પણ સંન્યાસીને પાગલ જાણી તેમણે ધ્યાન આપ્યું નહિ.

કુમારપાળ કુટુંબને મળી–સમાચાર આપી–ગુજરાત આવવા ઉપડયો.

એ પાટણ પહોંચ્યો–કાહાનદેવને તેણે કહેણ મોકલ્યું.

કાહાનદેવ તેનો સત્કાર કરવા તૈયાર જ હતો. સિદ્ધરાજ મહારાજ સ્વર્ગસ્થ થયા હતા–ગાદી લગભગ બે મહિનાથી ખાલી હતી–કાહાનદેવ કુમારપાળની રાહ જોતો હતો–સૈન્યના બળે તેણે વ્યવસ્થા જાળવી હતી–કુમારપાળને ગાદી નહિ આપવા બીજા મંત્રીઓ ને સામંતોએ શપથ લીધા હતા–કાહાનદેવ છુટો હતો.

સમર્થ સિદ્ધરાજ મહારાજે અંત ઘડીએ પણ વિધિ સામે છેલ્લો દાવ ખેલ્યો હતો.

ઓગણપચાસ જેટલાં વરસો સુધી જેમણે રાજ્યધુરાને ધારણ કરી હતી–જેમણે પાટણની કીર્તિ દિગ્દિગમાં ગાજતી કરી હતી–જેમણે અનેક યુદ્ધો અને વિજયો જોયા હતા–એ સિદ્ધરાજ મહારાજને પણ કાળના તેડાને વધાવવું પડ્યું હતું. પાટણનો કોઈ ધન્વન્તરીએ તે રોકી શકે તેમ ન હતો.

અંત ઘડી નજીક આવી ને સિદ્ધરાજ મહારાજે સૌ સામંતો, પ્રધાનોને પોતાની નજીક બોલાવ્યા. એક વાત દીલમાં ખુંચતી હતી–એક જ યુદ્ધમા તે જીત્યા ન હતા–એ યુદ્ધ તે વિધિ સામેનું. ઘણાયે પ્રયત્નો કર્યા પણ કુમારપાળ પકડાયો ન હતો–મરાયો ન હતો–સોલંકીની ગાદી પર આવવા તે જીવતો જ રહ્યો હતો.

માણસો તેમને શોધવા દોડયાં પણ તે જડયા નહિ.

સિદ્ધરાજ મહારાજનો આત્મા રાહ જોઈ શકયો નહિ—ગુજરાતના મહાન સમ્રાટ્‌નો પ્રાણ જગતની બધીયે ગડમથલો ને ઉજ્વલતા પાછળ મૂકી દેહમાંથી બહાર નિકળ્યો—બહાર નિકળ્યો તે પહેલાં ઘેરા શબ્દો નજીક હતા તેમને સંભળાવ્યા—

" વિધિનાં નિર્માણ ! " એક ઉંડા શ્વાસ સાથે તેમનો આત્મા ચાલ્યો ગયો.

શપથમાંથી મુક્ત રહેલો, સૈન્યબળે કુમારપાળને મત્કારવા કાહાનદેવ તૈયાર હતો.

કહેણુ મળતાં એણે સામૈયું કર્યું. ઘણા આદરમાનથી પોતાના ઘરે કુમારપાળને તેડી લાવ્યો—એને ભાઈનાં દુઃખણાં લીધાં.

કુમારપાળના ભાઈઓ—મહીપાળ અને કીર્તિપાળ—બન્ને કુમારપાળ આગળ રીઝા લાગ્યા. કાહાનદેવે બળથી સામંતોની સંમતિ મેળવી અને સંવત્ ૧૧૯૯ ના માગસર વદ ૪ ને રવિવારના ત્રીજા પહોરે—હેમસુરિ મહારાજે કથેલા સમયે જ કુમારપાળ પચ્ચાસ વર્ષની પાકટ ઉમ્મરે પાંટણની—ઉન્નત સોલંકીઓની ગાદીએ બેઠો. અતિ માનથી તેડાવેલી વણીક કન્યા દેવીશ્રીએ જે પુરુષને પોતે દયાથી પ્રેરાઈ ગાડામાં બેસાડયો હતો, જે પુરુષની કાન્તિથી તે નવાઈ પામી હતી તેણે ભવ્ય પુરુષના લલાટમાં રાજતિલક કર્યું.

ભગિની-તિલક કરનાર દેવીશ્રીને ધોળકા નગરી અર્પી દીધી. ચતુર ને હિમ્મતવાન ભીમસિંહને પોતાનો અંગરક્ષક બનાવ્યો. અલિંગ કુંભારને ચિતોડની મુલકગીરી આપી. મિત્ર વોસરીને લાટ-પ્રદેશનો દંડનાયક કરી સ્થાપ્યો. પૈસાના ચણા ઉછીના આપનાર કડુક વાણીઓએ ઈનામદાર બની ગયો.

પેલા નિર્જન વનના ઉદર સિવાય કોઈ કુમારપાળ મહારાજ-નો ઉદાર બદલો પામ્યા વિના રહ્યું નહિ. ઉંદરે મુઠ્ઠી હલાવી ઘણીએ રાહ જોઈ પણ તેના લુંટનારે તેને યાદ કર્યો નહિ !

ઉદયનમંત્રી ને કાહાનદેવ તો ભૂલાય જ કયાંથી ? ઉદયનમંત્રીએ વૃદ્ધપણમા સ્તંભતીર્થ છોડયું, પાટણમાં આવી વસ્યા, ને મહામંત્રી પદ સંભાળ્યું.

કાહાનદેવ સેનાધિપતિ રહ્યો-રાજાનો માનીતો થઈ પડયો-સઘળી સત્તા તે ધારી રહ્યો